॥ શ્રીહરિઃ ॥

1504▲

# પ્રત્યક્ષ ભગવદ્દર્શનના ઉપાય

## (ભક્તિયોગનું તત્ત્વ – ભાગ ૧)

प्रत्यक्ष भगवद्दर्शनके उपाय ( गुजराती )




જયદયાલ ગોયન્દકા

॥ શ્રીહરિઃ ॥

# પ્રત્યક્ષ ભગવદ્દર્શનના ઉપાય

## (ભક્તિયોગનું તત્ત્વ – ભાગ ૧)

प्रत्यक्ष भगवद्दर्शनके उपाय ( गुजराती )

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
ત્વમેવ સર્વં મમ દેવદેવ ॥

જયદયાલ ગોયન્દકા

**पुस्तकें यहाँ भी उपलब्ध हैं—**

**गीताप्रेस, गोरखपुरकी पुस्तक-दूकान**

१-सूरत— वैभव एपार्टमेन्ट, भटार रोड ✆ ( 0261 ) 2237362, 2238065
२-मुम्बई— 282, सामलदास गाँधी मार्ग ( मरीन लाईन्स स्टेशनके पास ) ✆ ( 022 ) 22030717
३-नागपुर— 851, न्यू इतवारी रोड ✆ ( 0712 ) 2734354
४-जलगाँव— 7, भीमसिंह मार्केट, रेलवे स्टेशनके पास ✆ ( 0257 ) 2226393
५-औरंगाबाद— रेलवे स्टेशन, प्लेटफार्म नं० १
६-हैदराबाद—दूकान नं० 41, 4-4-1, दिलशाद प्लाजा, सुल्तान बाजार ✆ ( 040 ) 24758311

**અનુબાદક: પ્રો. જોઈતારામ એમ. પટેલ**

**सं० २०७० तृतीय पुनर्मुद्रण  २,०००**

कुल मुद्रण  ७,०००

❖ **मूल्य—₹ २०**
**( बीस रुपये )**

प्रकाशक एवं मुद्रक—

**गीताप्रेस, गोरखपुर—२७३००५**

**( गोबिन्दभवन-कार्यालय, कोलकाता का संस्थान )**

फोन : ( ०५५१ ) २३३४७२१, २३३१२५०; फैक्स : ( ०५५१ ) २३३६९९७
e-mail : **booksales@gitapress.org**  website : **www.gitapress.org**

1504 Pratyaksha Bhagawaddarsan_Section_1_Back

॥ શ્રીહરિઃ ॥

# નિવેદન

જે રીતે જ્ઞાનયોગ, કર્મયોગ અને પ્રેમયોગ-વિષયક લેખોનાં અલગ-અલગ ત્રણ પુસ્તકો પ્રકાશિત કરવામાં આવ્યાં હતાં, તેવી જ રીતે કેટલાક પ્રેમી ભાઈઓના વિશેષ આગ્રહથી મારા ભક્તિવિષયક લેખોનો આ સંગ્રહ તૈયાર કરવામાં આવ્યો છે. આ લેખોમાં ભક્તિના સ્વરૂપ, મહિમા અને રહસ્યનું; ભક્તોનાં લક્ષણ, મહિમા અને પ્રભાવનું; નામ-જપ, ધ્યાન, સ્મરણ, સત્સંગ, સ્વાધ્યાય, શ્રદ્ધા, પ્રેમ, શરણ વગેરે ભક્તિનાં સાધનોનું તેમ જ ભગવાનનાં નામ, રૂપ, લીલા, ધામ, ગુણ, પ્રભાવ, તત્ત્વ, રહસ્ય, સ્વભાવ વગેરે ભક્તિવિષયક પરમોચ્ચ ભાવોનું સારી પેઠે નિરૂપણ કરવામાં આવ્યું છે.

ભગવદ્ભક્તિનો માર્ગ જ્ઞાનયોગ, અષ્ટાંગયોગ, કર્મયોગ વગેરે બધાં જ સાધનો કરતાં ઉત્તમ અને સુગમ હોવાથી બાળકો-વૃદ્ધો, સ્ત્રીઓ-શૂદ્રો વગેરે તમામ માટે સરળ છે. આ દૃષ્ટિએ આ સંગ્રહ સર્વસાધારણ માટે પરમ ઉપયોગી છે. આ લેખો વિભિન્ન પ્રસંગોએ લખાયેલા હોવાને કારણે એમાં એક જ વાત ઘણી વાર પણ આવી ગઈ છે; પરંતુ આમાં તેનાથી કોઈ વાંધો નહીં માનવો જોઈએ, એટલા માટે કે ભક્તિ-વિષયક એક વાત એક વાર વાંચી લેવા માત્રથી જ તે બધાં માટે હૃદયંગમ થવા પામતી નથી, તેથી તેને વારંવાર વાંચીને અને સમજીને તેનો અમલ કરવાની આવશ્યકતા છે.

આ લેખોના ભાવ-વિચાર ભગવાનનાં, ભગવદ્ભક્તોનાં અને સત્-શાસ્ત્રોનાં વચનોના આધારે જ લખાયેલા છે; તેથી એ અનુસાર જે કોઈ પણ પોતાનું જીવન બનાવશે તેમને ભગવત્પ્રાપ્તિ થશે એમાં કોઈ સંશય નથી. સૌ વાચકોને મારી વિનમ્ર પ્રાર્થના છે કે તેઓ આ સંગ્રહથી વિશેષ લાભ લેવાની કૃપા કરે.

વિનીત

**જયદયાલ ગોયન્દકા**

નોંધ : સંવત ૨૦૫૦થી 'ભક્તિયોગનું તત્ત્વ' બે ભાગોમાં પ્રકાશિત કરવામાં આવ્યું છે :

૧. પ્રત્યક્ષ ભગવદ્દર્શનના ઉપાય

૨. ભગવાનના સ્વભાવનું રહસ્ય

॥ શ્રીહરિઃ ॥

# વિષય-સૂચી

॥ શ્રીપરમાત્મને નમઃ ॥

# પ્રત્યક્ષ ભગવદ્દર્શનના ઉપાય

આનંદમય ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન થવા માટે સર્વોત્તમ ઉપાય 'સાચો પ્રેમ' છે. તે પ્રેમ કેવા પ્રકારનો હોવો જોઈએ અને કેવા પ્રેમને લીધે ભગવાન પ્રગટ થઈને પ્રત્યક્ષ દર્શન આપે છે? – આ વિશે તમારી સેવામાં થોડું નિવેદન કરવામાં આવે છે.

અનેક વિઘ્નો ઊભાં થવા છતાં પણ ધ્રુવની જેમ ભગવાનના ધ્યાનમાં અડગ રહેવાથી ભગવાન પ્રત્યક્ષ દર્શન આપે છે.

ભક્ત પ્રહ્લાદની જેમ રામ-નામ પર, બધા પ્રકારનાં કષ્ટ આનંદપૂર્વક સહન કરવા માટે તેમ જ તલવારની તીક્ષ્ણ ધારથી માથું કપાવવા માટે હંમેશાં તૈયાર રહેવાથી ભગવાન પ્રત્યક્ષ દર્શન આપે છે.

શ્રીલક્ષ્મણજીની જેમ કામિની-કંચન (સુંદરી અને સુવર્ણ)નો ત્યાગ કરીને ભગવાન માટે વન-ગમન કરવાથી ભગવાન પ્રત્યક્ષ મળી શકે છે.

ઋષિકુમાર સુતીક્ષ્ણની જેમ પ્રેમઘેલા થઈને વિચરણ કરવાથી ભગવાન પ્રત્યક્ષ મળી શકે છે.

શ્રીરામના શુભ આગમનના સમાચારથી સુતીક્ષ્ણની કેવી વિલક્ષણ દશા થાય છે તેનું વર્ણન શ્રીતુલસીદાસજીએ ઘણા જ પ્રભાવશાળી શબ્દોમાં કર્યું છે! ભગવાન શિવજી ઉમાને કહે છે –

**હોઇહૈં સુફલ આજુ મમ લોચન।**
**દેખિ બદન પંકજ ભવ મોચન॥**
**નિર્ભર પ્રેમ મગન મુનિ ગ્યાની।**
**કહિ ન જાઈ સો દસા ભવાની॥**
**દિસિ અરુ બિદિસિ પંથ નહિં સૂઝા।**
**કો મૈં ચલેઉँ કહાँ નહિં બૂઝા॥**

કબહુઁક ફિરિ પાછેં પુનિ જાઈ।
કબહુઁક નૃત્ય કરઇ ગુન ગાઈ॥
અબિરલ પ્રેમ ભગતિ મુનિ પાઈ।
પ્રભુ દેખૈં તરુ ઓટ લુકાઈ॥
અતિસય પ્રીતિ દેખિ રઘુબીરા।
પ્રગટે હૃદયઁ હરન ભવ ભીરા॥
મુનિ મગ માઝ અચલ હોઈ બૈસા।
પુલક સરીર પનસ ફલ જૈસા॥
તબ રઘુનાથ નિકટ ચલિ આએ।
દેખિ દસા નિજ જન મન ભાએ॥

(રામચરિતમાનસ, અરણ્યકાંડ - ૯/૫-૮)

રામ સુસાહેબ સંત પ્રિય સેવક દુખ દારિદ દવન।
મુનિ સન પ્રભુ કહ આઈ ઉઠુ ઉઠુ દ્વિજ મમ પ્રાન સમ॥

શ્રી હનુમાનજીની જેમ પ્રેમમાં વિહ્વળ થઈને અતિ-શ્રદ્ધાપૂર્વક ભગવાનનું શરણ ગ્રહણ કરવાથી ભગવાન પ્રત્યક્ષ મળી શકે છે.

કુમાર ભરતની જેમ શ્રીરામનાં દર્શન માટે પ્રેમવિહ્વળ થવાથી ભગવાન પ્રત્યક્ષ મળી શકે છે. ચૌદ વર્ષની સમયાવધિ પૂરી થવાના સમયે પ્રેમમૂર્તિ ભરતજીની કેવી વિલક્ષણ દશા હતી તેનું વર્ણન શ્રીતુલસીદાસજીએ ઘણું સારું કર્યું છે –

રહેઉ એક દિન અવધિ અધારા।
સમુઝત મન દુખ ભયઉ અપારા॥
કારન કવન નાથ નહિં આયઉ।
જાનિ કુટિલ કિધૌં મોહિ બિસરાયઉ॥
અહહ ધન્ય લછિમન બડ઼ભાગી।
રામ પદારબિંદુ અનુરાગી॥
કપટી કુટિલ મોહિ પ્રભુ ચીન્હા।
તાતે નાથ સંગ નહિં લીન્હા॥

જૌં કરની સમુઝૈ પ્રભુ મોરી।
નહિ નિસ્તાર કલપ સત કોરી॥
જન અવગુન પ્રભુ માન ન કાઊ।
દીન બંધુ અતિ મૃદુલ સુભાઊ॥
મોરે જિયઁ ભરોસ દૃઢ઼ સોઈ।
મિલિહહિં રામ સગુન સુભ હોઈ॥
બીતેં અવધિ રહહિં જૌં પ્રાના।
અધમ કવન જગ મોહિ સમાના॥
રામ બિરહ સાગર મહઁ ભરત મગન મન હોત।
બિપ્ર રૂપ ધરિ પવન સુત આઇ ગયઉ જનુ પોત॥
બૈઠે દેખિ કુસાસન જટા મુકુટ કૃસ ગાત।
રામ રામ રઘુપતિ જપત સ્રવત નયન જલજાત॥

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૧ ક-ખ)

ભક્ત હનુમાનજીની સાથે ભરતજીનો વાર્તાલાપ થયો ત્યારપછીનું, શ્રીરામચંદ્રજી સાથે ભરતજીનો મેળાપ થયો એ સમયનું વર્ણન આ પ્રમાણે છે. શિવજી મહારાજ દેવી પાર્વતીજીને કહે છે –

રાજીવ લોચન સ્રવત જલ તન લલિત પુલકાવલિ બની।
અતિ પ્રેમ હૃદયઁ લગાઇ અનુજહિ મિલે પ્રભુ ત્રિભુઅન ધની॥
પ્રભુ મિલત અનુજહિ સોહ મો પહિં જાતિ નહિં ઉપમા કહી।
જનુ પ્રેમ અરુ સિંગાર તનુ ધરિ મિલે બર સુષમા લહી॥
બૂઝત કૃપાનિધિ કુસલ ભરતહિ બચન બેગિ ન આવઈ।
સુનુ સિવા સો સુખ બચન મન તે ભિન્ન જાન જો પાવઈ॥
અબ કુસલ કૌસલનાથ આરત જાનિ જન દરસન દિયો।
બૂડ઼ત બિરહ બારીસ કૃપાનિધાન મોહિ કર ગહિ લિયો॥

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૪ છંદ)

માન-પ્રતિષ્ઠાનો ત્યાગ કરીને શ્રીઅક્રૂરજીની જેમ ભગવાનનાં ચરણ-કમળોથી ચિહ્નિત (પગલાં પડેલી) ધૂળમાં આળોટવાથી ભગવાન

પ્રત્યક્ષ મળી શકે છે.

પદાનિ તસ્યાખિલલોકપાલકિરીટજુષ્ટામલપાદરેણોઃ ।
દદર્શ ગોષ્ઠે ક્ષિતિકૌતુકાનિ વિલક્ષિતાન્યબ્જયવાઙ્કુશાદ્યૈઃ ॥
તદ્દર્શનાહ્લાદવિવૃદ્ધસમ્ભ્રમઃ પ્રેમ્ણોર્ધ્વરોમાશ્રુકલાકુલેક્ષણઃ ।
રથાદવસ્કન્દ્ય સ તેષ્વચેષ્ટત પ્રભોરમૂન્યઙ્ઘ્રિરજાંસ્યહો ઈતિ ॥

દેહંભૃતામિયાનર્થો હિત્વા દમ્ભં ભિયં શુચમ્ ।
સન્દેશાદ્યો હરેર્લિઙ્ગદર્શનશ્રવણાદિભિઃ ॥

(શ્રીમદ્ભાગવત - ૧૦/૩૮/૨૫-૨૭)

જેમનાં ચરણોની પરમ પવિત્ર રજને સમસ્ત લોકપાલો આદરપૂર્વક માથે ચડાવે છે એવા પૃથ્વીના આભૂષણરૂપ શ્રીકૃષ્ણનાં પદ્મ, જવ, અંકુશ વગેરે અપૂર્વ રેખાઓથી અંકિત ચરણચિહ્નો (પડેલાં પગલાં) અક્રૂરજીએ ગોકુળમાં પ્રવેશ કરતી વખતે જોયાં.

તે ચરણચિહ્નોને જોતાં જ આહ્લાદને લીધે વ્યાકુળતા વધી ગઈ, પ્રેમને લીધે શરીરમાં રોમાંચ થઈ આવ્યો, આંખોમાંથી અશ્રુપાત થવા લાગ્યો. 'અહો! પ્રભુનાં ચરણોની ધૂળ!' – એમ બોલતા-બોલતા અક્રૂરજી રથમાંથી ઊતરીને ત્યાં આળોટવા લાગ્યા.

શરીરધારીઓનું આ જ એક પ્રયોજન છે કે ગુરુના ઉપદેશ અનુસાર નિર્દંભ, નિર્ભય અને શોકરહિત થઈને ભગવાનની મનમોહિની મૂર્તિનું દર્શન કરવું અને તેમના ગુણોનું શ્રવણ વગેરે કરીને અક્રૂરજીની જેમ શ્રીહરિની ભક્તિ કરવી.

ગોપીઓનો પ્રેમ જોઈને, જ્ઞાન અને યોગના અભિમાનને ત્યજી દેનારા ઉદ્ધવની જેમ પ્રેમવિહ્વળ થઈ જવાથી ભગવાન પ્રત્યક્ષ મળી શકે છે.

એક પળને પ્રલયની જેમ વિતાવનારાં રુક્મિણીજીની જેમ શ્રીકૃષ્ણને મળવા માટે હૃદયપૂર્વક વિલાપ કરવાથી ભગવાન પ્રત્યક્ષ દર્શન આપે છે.

મહાત્માઓની આજ્ઞાનું પાલન કરવાને તત્પર થયેલા મયૂરધ્વજની જેમ તક (પ્રસંગ) આવી મળતાં પોતાના પુત્રનો શિરચ્છેદ કરવામાં પણ નહીં ખચકાનાર પ્રેમી ભક્તને ભગવાન દર્શન આપે છે.

શ્રીનરસિંહ મહેતાની જેમ લજ્જા, માન, મોટાઈ અને ભય છોડીને ભગવાનના ગુણગાનમાં મગ્ન થઈને વિચરવાથી ભગવાન પ્રત્યક્ષ મળી શકે છે.

'બી.એ.', 'એમ.એ.', 'આચાર્ય' વગેરેની પરીક્ષાઓની જગ્યાએ ભક્ત પ્રહ્લાદની જેમ 'નવધા ભક્તિ'ની સાચી પરીક્ષા* આપવાથી ભગવાન પ્રત્યક્ષ દર્શન આપે છે.

ભગવાન માત્ર દર્શન જ નથી આપતા, બલકે દ્રૌપદી, ગજેન્દ્ર, શબરી, વિદુરજી વગેરેની જેમ પ્રેમપૂર્વક અર્પણ કરેલા પદાર્થોને તેઓ સ્વયં પ્રગટ થઈને આરોગે છે.

**પત્રં પુષ્પં ફલં તોયં યો મે ભક્ત્યા પ્રયચ્છતિ ।**
**તદહં ભક્ત્યુપહૃતમશ્નામિ પ્રયતાત્મનઃ ॥**

(ગીતા - ૯/૨૬)

'જે કોઈ ભક્ત મને પ્રેમપૂર્વક પત્ર, પુષ્પ, ફળ, જળ વગેરે અર્પણ કરે છે તે શુદ્ધબુદ્ધિ, નિષ્કામ પ્રેમી ભક્તે અર્પણ કરેલ તે પત્ર-પુષ્પ વગેરેને હું સગુણરૂપે પ્રગટ થઈને પ્રેમપૂર્વક આરોગું છું.'

તેથી, સૌએ પરમ પ્રેમ અને ઉત્કંઠાપૂર્વક ભગવાનનાં દર્શન કરવા માટે વ્યાકુળ થવું જોઈએ.



---

* **શ્રવણં કીર્તનં વિષ્ણોઃ સ્મરણં પાદસેવનમ્ ।**
**અર્ચનં વન્દનં દાસ્યં સખ્યમાત્મનિવેદનમ્ ॥**

(શ્રીમદ્ભાગવત - ૭/૫/૨૩)

'ભગવાન વિષ્ણુનાં નામ, રૂપ, ગુણ, પ્રભાવ વગેરેનું શ્રવણ, કીર્તન અને સ્મરણ તથા ભગવાનનાં ચરણોનું સેવન, પૂજન અને વંદન તેમ જ ભગવાનમાં દાસભાવ, સખ્યભાવ અને પોતાનું તેમને સમર્પણ – આ નવ પ્રકારની ભક્તિ છે.

# મર્યાદાપુરુષોત્તમ શ્રીરામના ગુણ અને ચરિત્ર

જે મર્યાદાપુરુષોત્તમ ભગવાન શ્રીરામચંદ્રજીનાં નામ, રૂપ, ગુણ, લીલા, પ્રેમ અને પ્રભાવની અમૃતસભર કથાઓનું શ્રવણ, પઠન અને મનન જ પરમકલ્યાણ કરનાર છે તે પ્રભુના સ્વરૂપને લક્ષ્યમાં રાખીને, તેમના ગુણો અને ચરિત્રોને સર્વથા આદર્શ માનીને તથા તેમનાં વચનોને પરમ ધર્મ સમજીને જે મનુષ્ય તે અનુસાર આચરણ કરે છે તેની તો વાત જ શી કરવી! અરે, આવા પુરુષનાં દર્શન, શ્રવણ, ભાષણ વગેરેનું સૌભાગ્ય જે મનુષ્યને મળ્યું છે તે પણ અત્યંત ધન્ય છે.

કેટલાક ભાઈઓ કહેતા હોય છે કે અમે ભગવાનના નામનો જપ ઘણા દિવસોથી કરીએ છીએ, પણ જેટલો લાભ બતાવવામાં આવે છે તેટલો અમને થયો નથી. આનો ઉત્તર એ છે કે ભગવાનના નામનો મહિમા તો એટલો અપાર છે કે તેનું જેટલું વર્ણન કરવામાં આવે તેટલું ઓછું છે. નામ-જપ કરનારાઓને લાભ દેખાતો નથી એમાં મુખ્ય કારણ છે, દસ નામ-અપરાધોને છોડીને, જપ નથી કરતા તે. દસ* અપરાધોને ત્યજીને જપ કરવાથી નામ-જપનું શાસ્ત્રોમાં વર્ણવાયેલું ફળ અવશ્ય મળી શકે છે. આ અપરાધોનો સર્વથા ત્યાગ કરીને નામ-જપ કરનારાને પ્રત્યક્ષ મહાન ફળ મળે છે એમાં તો સંદેહ જ શો છે? – કેવળ શ્રદ્ધા અને પ્રેમ – એ બે બાબતોનું

---

* (૧) સત્પુરુષોની નિંદા, (૨) શ્રદ્ધાહીનોને નામ-મહિમા કહેવો, (૩) વિષ્ણુ અને શંકરમાં ભેદબુદ્ધિ, (૪) વેદોમાં અશ્રદ્ધા, (૫) શાસ્ત્રોમાં અશ્રદ્ધા, (૬) ગુરુમાં અશ્રદ્ધા, (૭) નામના માહાત્મ્યમાં અર્થવાદની કલ્પના, (૮) શાસ્ત્રો દ્વારા નિષિદ્ધ કર્મોનું આચરણ, (૯) નામના સામર્થ્યના ભરોસે શાસ્ત્રવિહિત કર્મોનો ત્યાગ તથા (૧૦) અન્ય ધર્મો-સાધનો સાથે નામની તુલના – આ દસ નામાપરાધો છે.

ધ્યાન રાખીને જ મનુષ્ય અર્થ-સહિત નામનો જપ કરે છે તેને પણ પ્રત્યક્ષ પરમાનંદની પ્રાપ્તિ ઘણી જલદી થઈ શકે છે. નામ-જપની સાથે-સાથે પરમાત્માના અમૃતમય સ્વરૂપનું ધ્યાન થતું રહેવાથી ક્ષણે-ક્ષણે તેમના દિવ્ય ગુણો અને પ્રભાવનું સ્મરણ થાય છે અને તે સ્મરણ અપૂર્વ પ્રેમ અને આનંદ ઉત્પન્ન કરે છે. જો એમ કહેવામાં આવે કે, રામચરિતમાનસમાં એવું કહેવામાં આવ્યું છે કે –

**ભાયઁ કુભાયઁ અનખ આલસહૂઁ। નામ જપત મંગલ દિસિ દસહૂઁ ॥**

(રામચરિતમાનસ, બાલકાંડ - ૨૭/૧)

– તો પછી, શ્રદ્ધા સાથે નામ જપવાથી જ ફળ મળે છે – એવી જ રીતે જપવાથી ફળ ન મળે એમ કેવી રીતે બની શકે? તો એનો ઉત્તર એ છે કે ભાવથી કે કભાવથી કોઈ પણ પ્રકારે નામનો જપ કરવાથી દશે દિશાઓમાં કલ્યાણ થાય છે – આ વાતમાં તો શ્રદ્ધા હોવી જ જોઈએ. આ વાતમાં પણ શ્રદ્ધા ન હોય તો તેવું ફળ કેવી રીતે મળી શકે? આ બાબતમાં જો કોઈ કહે કે 'વિચારથી તો અમે શ્રદ્ધા કરવા ઇચ્છીએ છીએ, પણ મન તેને સ્વીકારતું નથી; આનું શું કરીએ?' તો એનો ઉત્તર એ છે કે બુદ્ધિપૂર્વકના વિચારથી વિશ્વાસ કરીને જ નામ-જપ કરતા રહેવું જોઈએ. ભગવાન પર વિશ્વાસ થવાને કારણે તથા નામ-જપના પ્રભાવથી આગળ જતાં પૂર્ણ શ્રદ્ધા અને પ્રેમ આપમેળે જ પ્રાપ્ત થઈ શકે છે. પરંતુ જો અર્થસહિત જપ કરવામાં આવે તો અધિક જલદી પરમાનંદની પ્રાપ્તિ થઈ શકે છે.

ઘણાબધા ભાઈઓ કહે છે કે 'અમે વર્ષોથી મંદિરોમાં ભગવાનનાં દર્શન કરવા જઈએ છીએ, પણ અમને કોઈ વિશેષ લાભ થયો નથી – આનું શું કારણ છે?' તો એનો ઉત્તર એ છે કે વિશેષ લાભ નહીં થવામાં એક કારણ તો છે શ્રદ્ધા અને પ્રેમની ઊણપ તથા બીજું કારણ છે ભગવાનના વિગ્રહ-દર્શનના રહસ્યનું અજ્ઞાન. મંદિરમાં

ભગવાનના દર્શનનું રહસ્ય છે – ભગવાનનં રૂપ, લાવણ્ય, ગુણ, પ્રભાવ અને ચરિત્રનું સ્મરણ–મનન કરીને તેમનાં ચરણોમાં પોતાનું સમર્પણ કરી દેવું. પણ આવું થતું નથી, તેનું કારણ રહસ્ય અને પ્રભાવને જાણવાની ત્રુટિ જ છે. મંદિરમાં જઈને ભગવાનના સ્વરૂપનું અને તેમના ગુણોનું સ્મરણ કરવું જોઈએ તથા ભગવાનને પ્રાર્થના કરવી જોઈએ, કે જેથી તેમના મધુર સ્વરૂપનું ચિંતન હંમેશાં થતું રહે અને તેમની આદર્શ લીલા તથા આજ્ઞા અનુસાર આચરણ થતું રહે. જેઓ આમ કરે છે તેમને ભગવાનની કૃપાથી ઘણી જલદી પ્રત્યક્ષ શાંતિ પ્રાપ્ત થાય છે. દેહત્યાગ પછી પરમ ગતિ મળે છે એમાં તો સંદેહ જ શો છે?

શ્રીભગવાનના ગુણો અનંત છે, તેમનું વર્ણન કોઈ કરી શકતું નથી. તે ભગવાન જીવો પર દયા કરીને અવતાર લે છે અને એવી લીલા કરે છે કે જેના શ્રવણ, ગાન અને અનુકરણથી જીવોનું પરમ કલ્યાણ થાય છે. મર્યાદાપુરુષોત્તમ ભગવાન શ્રીરામચંદ્રજી આવા જ પરમ દયાળુ અવતાર છે. તેમના ગુણ, પ્રભાવ, આચરણ, લીલા વગેરેનો મહિમા શેષ, મહેશ, ગણેશ અને સરસ્વતી પણ ગાઈ શકતાં નથી; તો પછી મારા જેવો એક સાધારણ મનુષ્ય તો કહી જ શું શકે? તેમ છતાં જે મહાપુરુષોએ પોતાની વાણીને પવિત્ર કરવા માટે મહારાજના થોડાક ગુણ શાસ્ત્રોમાં ગાયા છે તેમના આધાર-બળ પર હું પણ બાળકની જેમ થોડુંક કહેવાની ચેષ્ટા કરું છું.

ભગવાન શ્રીરામચંદ્રજીના ગુણ અને ચરિત્ર પરમ આદર્શ હતાં અને તેમનો એટલો પ્રભાવ હતો કે જેની કોઈ સાથે તુલના થઈ શકતી નથી. તેમની પોતાના પ્રભાવની તો વાત જ શી કરવી; તેમના ગુણો અને ચરિત્રોનો પ્રભાવ તેમના શાસનકાળમાં તમામ પ્રજા પર એવો વિલક્ષણ પડ્યો કે રામરાજ્યમાં ત્રેતાયુગ સત્યયુગ કરતાં પણ ઉત્તમ થઈ ગયો. રામરાજ્યના વર્ણનમાં આવે છે –

સૌ પોતપોતાના વર્ણાશ્રમ અનુસાર વેદ-માર્ગ પર ચાલે છે અને સુખ પામે છે. ભય, શોક, રોગ તથા દૈહિક, દૈવિક અને ભૌતિક તાપ ક્યાંય નથી. રાગ-દ્વેષ, કામ-ક્રોધ, લોભ-મોહ, જૂઠ-કપટ, પ્રમાદ-આળસ વગેરે દુર્ગુણો જોવા પણ મળતા નથી. સૌ પરસ્પર પ્રેમ કરે છે અને સ્વધર્મમાં દૃઢ છે. ધર્મનાં ચાર ચરણો – સત્ય, શૌચ, દયા અને દાનથી જગત પરિપૂર્ણ છે. સ્વપ્નમાં પણ ક્યાંય પાપ નથી. સ્ત્રી-પુરુષો – સૌ રામભક્ત છે અને સૌ પરમગતિનાં અધિકારી છે. પ્રજામાં નાની ઉંમરમાં કોઈનું મૃત્યુ થતું નથી, કોઈ પીડા થતી નથી; બધાં જ સુંદર અને નીરોગી છે. કોઈ પણ દરિદ્ર, દુ:ખી, દીન અને મૂર્ખ નથી. બધાં જ સ્ત્રી-પુરુષો દંભ વિનાનાં, ધર્મપરાયણ, અહિંસાપરાયણ, પુણ્યાત્મા, ચતુર, ગુણવાન, ગુણોનો આદર કરનારાં, પંડિત, જ્ઞાની અને કૃતજ્ઞ છે –

**બરનાશ્રમ નિજ નિજ ધરમ નિરત બેદ પથ લોગ।**
**ચલહિં સદા પાવહિં સુખહિ નહિં ભય સોક ન રોગ॥**

**દૈહિક દૈવિક ભૌતિક તાપા। રામ રાજ નહિં કાહુહિ બ્યાપા॥**
**સબ નર કરહિં પરસ્પર પ્રીતી। ચલહિં સ્વધર્મ નિરત શ્રુતિ નીતી॥**
**ચારિઉ ચરન ધર્મ જગ માહીં। પૂરિ રહા સપનેહુઁ અઘ નાહીં॥**
**રામ ભગતિ રત નર અરુ નારી। સકલ પરમ ગતિ કે અધિકારી॥**
**અલ્પમૃત્યુ નહિં કવનિઉ પીરા। સબ સુંદર સબ બિરુજ સરીરા॥**
**નહિં દરિદ્ર કોઉ દુખી ન દીના। નહિં કોઉ અબુધ ન લચ્છનહીના॥**
**સબ નિર્દંભ ધર્મરત પુની। નર અરુ નારિ ચતુર સબ ગુની॥**
**સબ ગુનગ્ય પંડિત સબ ગ્યાની। સબ કૃતગ્ય નહિં કપટ સયાની॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૨૦; ૨૦/૧-૪)

બધા ઉદાર, પરોપકારી, બ્રાહ્મણોની સેવા કરનારા અને તન, મન, વચનથી એકપત્નીવ્રત ધારણ કરનારા છે. બધી જ સ્ત્રીઓ પતિવ્રતા છે. ભગવાનની ભક્તિ અને ધર્મમાં બધાં જ સ્ત્રીપુરુષો એવાં

સંલગ્ન છે કે જાણે ભક્તિ અને ધર્મ સાક્ષાત્ મૂર્તિમંત થઈને તેમનામાં નિવાસ કરી રહ્યાં છે. બધાં જ પશુ-પક્ષીઓ સુખી અને સુંદર છે. ધરતી હંમેશાં હરિયાળી અને વૃક્ષો વગેરે હંમેશાં ફૂલ્યાં-ફળ્યાં રહે છે. સૂર્ય-ચંદ્ર વગેરે દેવતાઓ વણ-માગ્યે જ સઘળી સુખદાયી વસ્તુઓ આપતા રહે છે. સમગ્ર દેશમાં સુખ-સંપત્તિનું સામ્રાજ્ય છવાયેલું છે. શ્રીસીતાજી અને ત્રણે ભાઈઓ તથા તમામ પ્રજાજનો શ્રીરામની સેવા કરવામાં જ પોતાનું સૌભાગ્ય માને છે અને શ્રીરામજી હંમેશાં તેમના હિતમાં રત રહે છે. રામરાજ્યની આ વ્યવસ્થા મહાન આદર્શ છે. આજે પણ સંસારમાં જ્યારે કોઈ કોઈ રાજ્યની પ્રશંસા કરે છે અથવા મહાન આદર્શ રાજ્યની વાત કહે છે ત્યારે સર્વોચ્ચ પ્રશંસા કરતાં તે એમ જ કહે છે કે, બસ, અહીં તો 'રામરાજ્ય' છે.

જેમના ગુણોના પ્રભાવથી રાજ્યમાં પ્રજા આવી હોય તેમના ગુણો અને ચરિત્રો કેવાં હશે, એનું અનુમાન કરતાં જ હૃદય ભક્તિથી ગદ્ગદ થઈ ઊઠે છે. ભગવાનના અનંત ગુણો અને ચરિત્રોનું જરા-સરખું પણ સ્મરણ-મનન મહાકલ્યાણકારી અને પરમ પાવન છે, એ જ ખ્યાલથી અહીં તેમના કેટલાક ગુણોનું અત્યંત સંક્ષેપમાં વર્ણન કરવામાં આવે છે.

## ગુરુભક્તિ

ભગવાન શ્રીરામચંદ્રજીની ગુરુભક્તિ આદર્શ છે. ગુરુ પ્રત્યે કેટલો આદરભાવ, કેટલો વિશ્વાસ, તેમની સેવામાં કેવી પ્રસન્નતા અને તેમની સાથેના વાર્તાલાપમાં કેવો વિનય હોવાં જોઈએ – આ વાતોનો આદર્શ શ્રીરામની ગુરુભક્તિમાં મળે છે. મુનિ વિશ્વામિત્રજી તેમના વિદ્યાગુરુ છે, 'વિદ્યાનિધિ ભગવાને' તેમની પાસેથી વિદ્યા ગ્રહણ કરી છે. મુનિ સાથે શ્રીરામ-લક્ષ્મણ બંને ભાઈઓ જનકપુરમાં પધારે છે અને ગુરુની આજ્ઞાથી નગરની શોભા જોવાના બહાને નગરનિવાસી નર-નારીઓને નેત્રોનો પરમ લાભ આપવા માટે જનકપુરમાં જાય છે. ત્યાં જવામાં

થોડોક વિલંબ થાય છે ત્યારે મનમાં સંકોચ અનુભવે છે કે ગુરુજી ક્યાંક નારાજ તો નહીં થાય ને! આ પ્રસંગ વિશે શ્રીતુલસીદાસજી કહે છે –

**કૌતુક દેખિ ચલે ગુરુ પાહીં । જાનિ બિલંબુ ત્રાસ મન માહીં ॥**
**જાસુ ત્રાસ ડર કહુઁ ડર હોઈ । ભજન પ્રભાઉ દેખાવત સોઈ ॥**

o o o

**સભય સપ્રેમ બિનીત અતિ સકુચ સહિત દોઉ ભાઇ ।**
**ગુર પદ પંકજ નાઇ સિર બૈઠે આયસુ પાઇ ॥**

(રામચરિતમાનસ, બાલકાંડ - ૨૨૪/૩-૪; ૨૨૫)

રાત્રે બંને ભાઈઓ નિયમસર જાણે પ્રેમથી જિતાયેલા હોય તેમ પ્રેમપૂર્વક શ્રીગુરુનાં ચરણકમળ દબાવે છે –

**તેઇ દોઉ બંધુ પ્રેમ જનુ જીતે । ગુર પદ કમલ પલોટત પ્રીતે ॥**

(રામચરિતમાનસ, બાલકાંડ - ૨૨૫/૩)

તેમના કુળગુરુ મુનિ વસિષ્ઠજી છે. તેઓ બધા પ્રકારે ગુરુની સેવા કરવામાં જાણે કે પોતાનું સૌભાગ્ય સમજે છે. વનમાં વસિષ્ઠજી જ્યારે ભરતજીનો પક્ષ લઈને ભગવાનને કહે છે –

**સબ કે ઉર અંતર બસહુ જાનહુ ભાઉ કુભાઉ ।**
**પુરજન જનની ભરત હિત હોઈ સો કહિઅ ઉપાઉ ॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૨૫૭)

– ત્યારે શ્રીભરતજી પરનો ગુરુનો સ્નેહ જોઈને ભરતજીના ભાગ્યનાં વખાણ કરતાં ભગવાન કહે છે –

**જે ગુર પદ અંબુજ અનુરાગી । તે લોકહુઁ બેદહુઁ બડ઼ભાગી ॥**
**રાઉર જા પર અસ અનુરાગૂ । કો કહિ સકઇ ભરત કર ભાગૂ ॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૨૫૮/૩)

'જે મનુષ્યો ગુરુનાં ચરણકમળોના પ્રેમી છે તેઓ લોક અને વેદ બંનેમાં ભાગ્યશાળી છે. પછી જેના પર તમારો આટલો સ્નેહ છે તે ભરતના ભાગ્યનાં તો કોણ વખાણ કરી શકે?' અને આ જ પ્રસંગમાં વસિષ્ઠજીને શ્રીરામ કહે છે –

**સુનિ મુનિ બચન કહત રઘુરાઉ । નાથ તુમ્હારેહિ હાથ ઉપાઊ ॥**
**સબ કર હિત રુખ રાઉરિ રાખેં । આયસુ કિએँ મુદિત ફુર ભાષેં ॥**
**પ્રથમ જો આયસુ મો કહુँ હોઈ । માથેં માનિ કરૌં સિખ સોઈ ॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૨૫૭/૨-૩)

'હે નાથ! ઉપાય તો તમારા જ હાથમાં છે. તમારો અભિગમ અપનાવવામાં અને તમારી આજ્ઞાને સત્ય માનીને તેનું પ્રસન્નતાપૂર્વક પાલન કરવામાં જ સૌનું હિત છે. પહેલાં તો મને જે આજ્ઞા હોય હું તે જ આજ્ઞા માથે ચઢાવીને તેનું પાલન કરું.'

એક વાર વસિષ્ઠજી ભગવાન પાસેથી તેમનાં ચરણકમળોમાં જન્મ-જન્માંતર સુધી પ્રેમ કાયમ રહે એવું વરદાન માગવા આવે છે અને ભગવાનને એકાંતમાં મળે છે, તે સમયે પણ મર્યાદાપુરુષોત્તમ ભગવાન ગુરુભક્તિનો આદર્શ સ્થાપવા માટે –

**અતિ આદર રઘુનાયક કીન્હા । પદ પખારિ પાદોદક લીન્હા ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૪૭/૧)

– તેમનો અત્યંત આદર કરે છે અને ચરણ પખાળીને ચરણામૃત લે છે. ધન્ય!

## પિતૃભક્તિ

મર્યાદાપુરુષોત્તમની પિતૃભક્તિ પણ અનોખી છે. પિતાની સ્પષ્ટ આજ્ઞાનું પાલન કરવાની તો વાત જ શી, પિતાનો સંકેત પામીને જ તેમણે પ્રસન્નતાપૂર્વક ચૌદ વર્ષ માટે રાજ્યનો ત્યાગ કરી દીધો. શ્રીદશરથજીએ તેમને વનમાં જવા સ્પષ્ટ શબ્દોમાં આજ્ઞા આપી ન

હતી. કૈકેયી માતા મારફતે જ તેમને પિતા દશરથની મૌન સંપત્તિની જાણ થઈ હતી, તેનો તેમણે સ્વીકાર કર્યો. મોટામાં મોટી વિપત્તિને સંપત્તિ માનીને તેને માથે ચડાવી લીધી. જ્યારે માતા કૈકેયીએ ઘણી કઠોરતા સાથે બધી વાત કહી ત્યારે તેમણે ઘણા હર્ષ સાથે - વિનયસભર શબ્દોમાં ઉત્સાહ દર્શાવતાં કહ્યું –

**અહં હિ વચનાદ્ રાજ્ઞઃ પતેયમપિ પાવકે ।**
**ભક્ષયેયં વિષં તીક્ષ્ણં પતેયમપિ ચાર્ણવે ॥**

(વાલ્મીકીય રામાયણ, અયોધ્યાકાંડ - ૧૮/૨૮-૨૯)

'હે માતા! હું મહારાજ પિતાજીની આજ્ઞાથી આગમાં પણ કૂદી પડી શકું છું, કાતિલ ઝેર પણ ખાઈ શકું છું અને સમુદ્રમાં પણ કૂદી પડી શકું છું.'

**સુનુ જનની સોઇ સુતુ બડ઼ભાગી । જો પિતુ માતુ બચન અનુરાગી ॥**
**તનય માતુ પિતુ તોષનિહારા । દુર્લભ જનનિ સકલ સંસારા ॥**

**મુનિગન મિલનુ બિસેષિ બન સબહિ ભાઁતિ હિત મોર ।**
**તેહિ મહઁ પિતુ આયસુ બહુરિ સંમત જનની તોર ॥**

**ભરતુ પ્રાનપ્રિય પાવહિ રાજૂ । બિધિ સબ બિધિ મોહિ સનમુખ આજૂ ॥**
**જૌં ન જાઉઁ બન ઐસેહુ કાજા । પ્રથમ ગનિઅ મોહિ મૂઢ઼ સમાજા ॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૪૦/૪; ૪૧; ૪૧/૧)

માતા કૌસલ્યાજીની પાસે તેઓ જ્યારે વિદાય માગવા ગયા ત્યારે કૌસલ્યાજીને ઘણું દુઃખ થયું. તેમણે પોતાનું દુઃખ કહી સંભળાવીને તેમને જતા રોકવાની ઈચ્છા કરી ત્યારે ભગવાને કહ્યું –

**નાસ્તિ શક્તિઃ પિતુર્વાક્યં સમતિક્રમિતું મમ ।**
**પ્રસાદયે ત્વાં શિરસા ગન્તુમિચ્છામ્યહં વનમ્ ॥**

(વા૦ રા૦ અયોધ્યાકાંડ - ૨૧/૩૦)

'હે માતા! પિતાજીની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની મારામાં શક્તિ નથી. હું તમને મસ્તક નમાવીને પ્રણામ કરું છું, તમે પ્રસન્ન થાઓ. હું વનમાં જવા ઇચ્છું છું.'

આ જ પ્રમાણે તેમણે લક્ષ્મણજીને ધર્મનો મહિમા અને વડીલોની આજ્ઞાના પાલનનું મહત્ત્વ સમજાવતાં કહ્યું –

**ધર્મો હિ પરમો લોકે ધર્મે સત્યં પ્રતિષ્ઠિતમ્ ।**
**ધર્મસંશ્રિતમપ્યેતત્ પિતુર્વચનમુત્તમમ્ ॥**
**સોઽહં ન શક્ષ્યામિ પુનર્નિયોગમતિવર્તિતુમ્ ।**
**પિતુર્હિ વચનાદ્ વીર કૈકેય્યાહં પ્રચોદિતઃ ॥**

(વાલ્મીકીય રામાયણ, અયોધ્યાકાંડ - ૨૧/૪૧, ૪૩)

'આ લોકમાં ધર્મ જ શ્રેષ્ઠ છે, ધર્મમાં જ સત્ય (સત્યસ્વરૂપ પરમાત્મા) પ્રતિષ્ઠિત છે. પિતાજીનું આ વચન પણ ધર્મયુક્ત છે તેથી શ્રેષ્ઠ છે. તેથી હું પિતાજીની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકીશ નહીં. હે ભાઈ! પિતાજીના કહેવા મુજબ માતા કૈકેયીએ મને વનમાં જવા આજ્ઞા આપી છે.'

**સત્યઃ સત્યાભિસન્ધશ્ચ નિત્યં સત્યપરાક્રમઃ ।**
**પરલોકભયાદ્ ભીતો નિર્ભયોઽસ્તુ પિતા મમ ॥**

(વાલ્મીકીય રામાયણ, અયોધ્યાકાંડ - ૨૨/૯)

'હે ભાઈ! મારા પિતાજી નિત્ય સત્યવાદી, સત્યપ્રતિજ્ઞ અને સત્યપરાક્રમી છે. તેઓ સત્ય-ભ્રષ્ટ થવાના ભયને લીધે પરલોકના ડરથી ડરી રહ્યા છે. મારા વડે તેમનો આ ભય દૂર થાઓ. તેઓ નિર્ભય થઈ જાય, એટલે કે હું વનમાં ચાલ્યો જાઉં, જેથી તેમનાં વચનો મિથ્યા ન થાય.'

તેઓ પોતાના શોકમગ્ન પિતાજીને કહે છે – 'હે મહારાજ! આ ઘણી જ નાની-સરખી વાત માટે તમે આટલું દુઃખ પામ્યા? મને

પહેલાં કોઈએ આ વાત જણાવી નહીં. મહારાજને આવી દશામાં જોઈને મેં માતા કૈકેયીને પૂછ્યું અને તેમની પાસેથી બધી ઘટના સાંભળીને આનંદનાં માર્યાં મારાં બધાં અંગોને ટાઢક વળી, અર્થાત્ મને ઘણી શાંતિ થઈ. હે પિતાજી! આ મંગળ સમયે સ્નેહવશ થઈને વિચારવાનું છોડી દો અને હૃદયમાં આનંદિત થઈને મને આજ્ઞા આપો.' આટલું કહેતાં-કહેતાં પ્રભુ શ્રીરામચંદ્રજીનાં બધાં અંગ પુલકિત થઈ ઊઠ્યાં.

**અતિ લઘુ બાત લાગિ દુખુ પાવા । કાહુઁ ન મોહિ કહિ પ્રથમ જનાવા ॥**
**દેખિ ગોસાઈંહિ પૂઁછિઉઁ માતા । સુનિ પ્રસંગુ ભએ સીતલ ગાતા ॥**

**મંગલ સમય સનેહ બસ સોચ પરિહરિઅ તાત ।**
**આયસુ દેઈઅ હરષિ હિયઁ કહિ પુલકે પ્રભુ ગાત ॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૪૪/૪; ૪૫)

ધન્ય છે તેમની પિતૃભક્તિને, કે જેને કારણે સ્નેહવશ થઈને સત્યસંધ દશરથજીએ તેમનું સ્મરણ કરતાં-કરતાં જ દેહત્યાગ કર્યો.

## માતૃભક્તિ

ભગવાન શ્રીરામની માતૃભક્તિ પણ ઘણી ઉત્કૃષ્ટ છે. જન્મ આપનારી માતા કૌસલ્યા પ્રત્યે તો તેમનો મહાન આદરભાવ છે જ, પણ ખાસ વાત તો એ છે કે તેના કરતાં પણ અધિક આદર તેઓ તે માતા કૈકેયીજીનો કરે છે કે જેમણે તેમને કઠોર વચન કહ્યાં તથા વનમાં મોકલ્યા. માતા કૌસલ્યાએ જ્યારે કહ્યું કે પિતા કરતાં માતાની આજ્ઞા અધિક મહત્ત્વની હોય છે, તેથી તમે વનમાં ન જાઓ, ત્યારે તેમણે તે આજ્ઞા માતા કૈકેયીની હોવાનું બતાવ્યું. માતા કૌસલ્યાએ તે વાતનો સ્વીકાર કર્યો અને કહ્યું –

**જૌં પિતુ માતુ કહેઉ બન જાના । તૌ કાનન સત અવધ સમાના ॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૫૫/૧)

શ્રીભરતજીની સાથે કૈકેયીજી જ્યારે વનમાં જઈ પહોંચે છે ત્યારે શ્રીરામચંદ્રજી સૌથી પહેલાં તેમને મળે છે અને તેમને સમજાવી-મનાવીને તેમનો સંકોચ દૂર કરે છે –

**પ્રથમ રામ ભેંટી કૈકેઈ। સરલ સુભાયઁ ભગતિ મતિ ભેઈ॥**
**પગ પરિ કીન્હ પ્રબોધુ બહોરી। કાલ કરમ બિધિ સિર ધરિ ખોરી॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૨૪૩/૪)

'સૌથી પહેલાં રામજી માતા કૈકેયીને મળ્યા અને પોતાના સરળ સ્વભાવ અને ભક્તિથી તેમની (તપ્ત) બુદ્ધિને તર (શીતળ) કરી દીધી. પછી ચરણોમાં પડીને કાળ, કર્મ અને વિધાતાના માથે દોષ ઓઢાડીને તેમને સાન્ત્વના આપી.'

પંચવટીમાં એક દિવસ વાત-વાતમાં જ લક્ષ્મણજીએ ભરતજીનાં વખાણ કરતાં-કરતાં માતા કૈકેયીજીની નિંદા કરી દીધી; અને તેમણે કહ્યું –

**ભર્તા દશરથો યસ્યાઃ સાધુશ્ચ ભરતઃ સુતઃ।**
**કથં નુ સામ્બા કૈકેયી તાદૃશી ક્રૂરદર્શિની॥**

(વાલ્મીકીય રામાયણ, અરણ્યકાંડ - ૧૬/૩૫)

'જેના પતિ દશરથજી છે અને પુત્ર સાધુસ્વભાવ ભરતજી છે તે માતા કૈકેયી આવી નિર્દય સ્વભાવવાળી કેમ થઈ?'

આ સાંભળતાં જ ભગવાન શ્રીરામે કહ્યું –

**ન તેઽમ્બા મધ્યમા તાત ગર્હિતવ્યા કદાચન।**
**તામેવેક્ષ્વાકુનાથસ્ય ભરતસ્ય કથાં કુરુ॥**

(વાલ્મીકીય રામાયણ, અરણ્યકાંડ - ૧૬/૩૭)

'હે તાત! તારે વચેટ માતા કૈકેયીની નિંદા ક્યારેય નહીં કરવી જોઈએ. ઇક્ષ્વાકુકુળ-નાથ ભરતજીની વાત જ કર.'

બીજું તો શું, પણ લંકા-વિજય પછી જ્યારે દિવ્ય ધામમાંથી મહારાજ દશરથજી આવ્યા ત્યારે તેમને પણ ભગવાન હાથ જોડીને એવી પ્રાર્થના કરે છે કે 'હે ધર્મજ્ઞ! તમે મારી માતા કૈકેયી અને ભાઈ ભરત પર પ્રસન્ન થાઓ. તમે કૈકેયીને જે એવો શાપ આપ્યો હતો કે હું તારો પુત્રસહિત ત્યાગ કરું છું તે ભયંકર શાપ, હે પ્રભુ! પુત્રસહિત માતા કૈકેયીને સ્પર્શ પણ ન કરે.'

ઈતિ બ્રુવાણં રાજાનં રામઃ પ્રાઞ્જલિરબ્રવીત્ ।
કુરુ પ્રસાદં ધર્મજ્ઞ કૈકેય્યા ભરતસ્ય ચ ॥
સપુત્રાં ત્વાં ત્યજામીતિ યદુક્તા કેકયી ત્વયા ।
સ શાપઃ કેકયીં ઘોરઃ સુપુત્રાં ન સ્પૃશેત્ પ્રભો ॥

(વાલ્મીકીય રામાયણ, યુદ્ધકાંડ - ૧૧૯/૨૫-૨૬)

જ્યારે તેઓ અયોધ્યા પાછા ફરે છે ત્યારે પણ પહેલાં માતા કૈકેયીને મળે છે અને સમજાવી-મનાવીને તેમને સુખી કરે છે. આનાથી ઉત્તમ માતૃભક્તિનું બીજું કયું ઉદાહરણ હોઈ શકે?

## ભ્રાતૃપ્રેમ

મર્યાદાપુરુષોત્તમ શ્રીરામનો ભ્રાતૃપ્રેમ પણ અનુપમ છે. રામના ભ્રાતૃપ્રેમના આદર્શને જગત જો અપનાવી લે તો બધા જ કલહકંકાસ મટી જાય અને બધા ભાઈઓમાં સુલેહ-શાંતિ થઈ જાય. તેઓ બાળપણથી જ પોતાના ત્રણે ભાઈઓને અત્યંત પ્રેમ કરતા હતા. હંમેશાં તેમની દેખભાળ કરતા હતા અને તેમને સુખ આપવાનો તથા પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરતા હતા. અવારનવાર રમત રમવામાં પોતે હારી જતા હતા અને ભાઈઓને જિતાડી દેતા હતા. ત્રણે ભાઈઓને એકસાથે લઈને જ ભોજન કરતા હતા. લગ્ન પણ ચારેયનાં સાથે જ થયાં હતાં.

જ્યારે મહારાજ દશરથજીએ રામજીના રાજ્યાભિષેકનું આયોજન કર્યું ત્યારે એ સાંભળીને તેમના મનમાં ઘણો જ ખેદ થયો. તેમણે

પશ્ચાત્તાપ કરતાં કહ્યું – અમારા નિર્મળ કુળમાં આ એક પ્રથા ઘણી અયોગ્ય છે કે જે બીજા ભાઈઓને બાકાત રાખીને એકલા મોટાભાઈને રાજ્ય આપવામાં આવે છે. અરે, અમે બધા જન્મ્યા એકસાથે, ખાવું-પીવું, ઊંઘવું-જાગવું, બાળપણના ખેલ, કર્ણવેધ, ઉપનયન-સંસ્કાર – બધું એકસાથે થયું અને લગ્નોત્સવ પણ સૌનો એકસાથે થયો, તો અત્યારે આ રાજ્ય મને એકલાને કેમ મળે છે?

**જનમે એક સંગ સબ ભાઈ । ભોજન સયન કેલિ લરિકાઈ ॥**
**કરનબેધ ઉપબીત બિઆહા । સંગ સંગ સબ ભએ ઉછાહા ॥**
**બિમલ બંસ યહુ અનુચિત એકૂ । બંધુ બિહાઈ બડેહિ અભિષેકૂ ॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૯/૩-૪)

શ્રીરામજીને પોતાના રાજ્યાભિષેકનો પ્રસ્તાવ ઘણો જ અનુચિત લાગ્યો; માત્ર પિતાજીની આજ્ઞાનું પાલન કરવા, પ્રજાનું હિત કરવા અને ભાઈઓની પ્રસન્નતા માટે જ તેમણે પોતાનો રાજ્યાભિષેક સ્વીકાર્યો હતો. એથી જ વનમાં જતી વખતે ભરતને રાજ્ય મળવાની વાતથી તેમને ઘણી પ્રસન્નતા થઈ. વનમાં તેમણે લક્ષ્મણજીને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું –

'હે લક્ષ્મણ! સચ્ચાઈપૂર્વક અને આયુધનો સ્પર્શ કરીને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે હું ધર્મ, અર્થ, કામ અને સમસ્ત પૃથ્વી તથા જે કંઈ પણ મેળવવા ઇચ્છું છું તે બધું તમારા માટે જ છે. હું ભાઈઓના (તમારા) સંગ્રહ અને સુખ માટે રાજ્યની ઇચ્છા કરું છું. હે લક્ષ્મણ! ભરત, તું અને શત્રુઘ્નને મૂકીને મને જો કોઈ સુખ મળે તો તેને આગ બાળી નાખે!'

**ધર્મમર્થં ચ કામં ચ પૃથિવીં ચાપિ લક્ષ્મણ ।**
**ઇચ્છામિ ભવતામર્થે એતત્ પ્રતિશૃણોમિ તે ॥**
**ભ્રાતૃણાં સંગ્રહાર્થં ચ સુખાર્થં ચાપિ લક્ષ્મણ ।**
**રાજ્યમપ્યહમિચ્છામિ સત્યેનાયુધમાલભે ॥**

**યદ્વિના ભરતં ત્વાં ચ શત્રુઘ્નં વાપિ માનદ ।**
**ભવેન્મમ સુખં કિઞ્ચિદ્ ભસ્મ તત્ કુરુતાં શિખી ॥**

(વાલ્મીકીય રામાયણ, અયોધ્યાકાંડ - ૯૭/૫, ૬, ૮)

લક્ષ્મણજી આગળ તેઓ ભરતજીની પ્રશંસા કરતાં ધરાતા ન હતા અને ભરતજીના ગુણો, શીલ, સ્વભાવની વાત કરતાં પ્રેમસાગરમાં ડૂબી જાય છે –

**કહત ભરત ગુન સીલુ સુભાઊ । પેમ પયોધિ મગન રઘુરાઊ ॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૨૩૧/૪)

ચિત્રકૂટમાં ભરતજીએ જ્યારે શ્રીરામજીને પાછા વાળવા માટે ઘણી જ વિનવણી કરી ત્યારે તેમણે કહી દીધું – 'ભરત! સાંભળ. પિતાજીએ મારા પ્રેમની ટેક નિભાવવા માટે પ્રાણ છોડ્યા, પરંતુ સત્યના રક્ષણ માટે તેમણે મને વનમાં મોકલ્યો. આવા સત્યવાદી પિતાનું વચન ઉથાપવામાં મને ઘણો સંકોચ છે, પરંતુ તેનાથી પણ વધુ સંકોચ મને તારો છે. તું સંકોચ છોડીને જે કહે તે કરવા હું તૈયાર છું. પ્રસન્ન થઈને કહે.'

**મનુ પ્રસન્ન કરિ સકુચ તજિ કહહુ કરૌં સોઇ આજુ ।**
**સત્યસંધ રઘુબર બચન સુનિ ભા સુખી સમાજુ ॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૨૬૪)

શ્રીભરતજી પણ તેમના જ ભાઈ હતા ને! તેમણે સ્વામીને સંકોચમાં નાખવાનું યોગ્ય ન માન્યું અને તેમણે સંકોચ છોડીને આજ્ઞા આપવા કહ્યું. પરંતુ શ્રીરામજીનો ભ્રાતૃપ્રેમ અહીં પરાકાષ્ટાએ પહોંચી ગયો. તેઓ જન્મ આપનારી માતાનાં વચનોને અવગણીને વનમાં ચાલી આવ્યા હતા, પણ આજે ભરતજીને કહી રહ્યા છે કે તું જે કહે તે કરવા હું તૈયાર છું.

શ્રીરામચંદ્રજીએ પિતાજીની આજ્ઞાને નિમિત્ત બનાવીને વસિષ્ઠ, જનક વગેરે વડીલોને તથા ભરતને સમજાવી-મનાવીને સંતોષ આપ્યો

અને અંતે ગમે તેમ કરીને પણ રાજ્યના પાલનની જવાબદારી ભરતજીને શિરે નાખી. રાજ્ય અને ભોગ તુચ્છ વસ્તુ છે – અહીં તેમણે આ વાત પોતાના વ્યવહાર વડે પ્રત્યક્ષ સિદ્ધ કરીને ત્યાગનો એક મહાન આદર્શ ખડો કરી દીધો. ભરતજી પણ ત્યાગમૂર્તિ હતા, તેમણે પ્રભુની આજ્ઞા માનીને કેવળ રાજ્યપાલનનો જ સ્વીકાર કર્યો, નહીં કે રાજ્યનો. તેઓ ચૌદ વર્ષની સમયાવધિ સુધી અયોધ્યાના રાજ્યમાં એવી રીતે નિર્લિપ્ત રહ્યા કે જેમ ચંપાના બાગમાં ભમરો અલિપ્ત રહે છે – **'ચંચરીક જિમિ ચંપક બાગા ।'**

શ્રીલક્ષ્મણજીને શક્તિ (અસ્ત્ર) લાગે છે અને તેઓ બેભાન થઈ જાય છે, તે સમયની રામની દશા તો ભ્રાતૃપ્રેમનો ઘણો જ સુંદર આદર્શ છે. તેઓ કહે છે –

**પરિત્યક્ષ્યામ્યહં પ્રાણાન્ વાનરાણાં તુ પશ્યતામ્ ।**
**યદિ પઞ્ચત્વમાપન્નઃ સુમિત્રાનન્દવર્દ્ધનઃ ॥**

(વાલ્મીકીય રામાયણ, યુદ્ધકાંડ - ૪૯/૭)

'સુમિત્રાના આનંદની વૃદ્ધિ કરનારા લક્ષ્મણના પ્રાણ જો ચાલ્યા જશે તો હું પણ વાનરોના જોતાં જ મારા પ્રાણ ત્યજી દઈશ.'

ગોસ્વામી તુલસીદાસજીએ આ સ્થળે શ્રીરામજીના આક્રંદનું જે વર્ણન કર્યું છે તેમાંથી ભ્રાતૃપ્રેમનો ઘણો સુંદર બોધ મળે છે.

લંકા-વિજય પછી જ્યારે વિભીષણ ભગવાનને એક વાર લંકામાં પધારવા માટે પ્રાર્થના કરે છે ત્યારે તેઓ કહે છે – 'ભાઈ! તમારો ખજાનો અને ઘર બધું મારું જ છે એ તમે સત્ય જાણો, પરંતુ ભાઈ ભરતની દશા યાદ કરતાં મને એક-એક ક્ષણ કલ્પ જેવી વીતતી લાગે છે. તે શરીર સૂકવી નાખેલા તપસ્વીના વેશમાં નિરંતર મને યાદ જ કરી રહ્યો છે. હે મિત્ર! અત્યારે તો એવો પ્રયત્ન કરો કે જેથી હું તેને જલદી જોઈ શકું. હે ભાઈ! જો હું સમયાવધિ વીતી ગયા પછી જઈશ તો વહાલા ભાઈને જીવતો નહીં પામીશ.' આમ

કહીને ભરતજીના પ્રેમને યાદ કરીને પ્રભુનું શરીર વારંવાર પુલકિત થવા લાગ્યું.

**બીતેં અવધિ જાઉઁ જૌં જિઅત ન પાવઉઁ બીર ।**
**સુમિરત અનુજ પ્રીતિ પ્રભુ પુનિ પુનિ પુલક સરીર ॥**

(રામચરિતમાનસ, લંકાકાંડ - ૧૧૬ ગ)

ભગવાન જ્યારે અયોધ્યા પહોંચે છે ત્યારે તો પ્રેમનો સમુદ્ર ઊમટી પડે છે. જમીન પર પડેલા ભરતજીને જબરદસ્તીથી ઊભા કરીને તેઓ તેમને છાતી સરસા ચાંપે છે, શરીર રોમાંચિત થઈ જાય છે અને કમળ જેવાં નેત્રોમાંથી પ્રેમનાં આંસુઓની ધારા વહેવા લાગે છે.

પછી જ્યારે રાજ્યાભિષેકની તૈયારી થાય છે, સૌની સ્નાન-શુદ્ધિ થાય છે ત્યારે પ્રભુ સ્વયં પોતાના હાથોથી ભરતજીની જટા ખોલે છે અને ત્રણે ભાઈઓને પોતે સારી પેઠે નવડાવે છે. ધન્ય છે એ ભ્રાતૃપ્રેમને !

**પુનિ કરુનાનિધિ ભરતુ હઁકારે । નિજ કર રામ જટા નિરુઆરે ॥**
**અન્હવાએ પ્રભુ તીનિઉ ભાઈ । ભગત બછલ કૃપાલ રઘુરાઈ ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૧૦/૨-૩)

શ્રીરામનું રાજ્ય-ગ્રહણ વાસ્તવમાં ભાઈઓને સુખ પહોંચાડવા માટે જ હતું. તેઓ અવારનવાર જે ઉપદેશ-આદેશ આપ્યા કરતા હતા તે પણ ભાઈઓના હિત માટે જ હતા. તેમનો વ્યવહાર એવો થતો રહેતો હતો કે જેમાં ભાઈઓને કોઈ સંકોચ ન થાય. એક વાર જ્યારે ભરતજી કંઈક પૂછવા માગતા હતા અને સંકોચને લીધે પોતે નહીં પૂછતાં તેમણે હનુમાનજી દ્વારા પુછાવ્યું ત્યારે ભગવાને કહ્યું –

**તુમ્હ જાનહુ કપિ મોર સુભાઊ । ભરતહિ મોહિ કછુ અંતર કાઊ ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૩૫/૪)

વધુ તો શું કહેવું, તેઓ પોતાના ભાઈઓના ગુણ-ગાનમાં અને તેમના સ્મરણમાં જ સુખી રહેતા હતા –

**ભરત સરિસ કો રામ સનેહી । જગુ જપ રામ રામુ જપ જેહી ॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૨૧૭/૪)

હનુમાનજીએ કહ્યું છે –

**રઘુબીર નિજ મુખ જાસુ ગુન ગન કહત અગ જગ નાથ જો ।**
**કાહે ન હોઈ બિનીત પરમ પુનીત સદગુન સિંધુ સો ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૧ છંદ)

આ પ્રમાણે ભ્રાતૃપ્રેમનો આદર્શ સ્થાપિત કરીને તેમણે પરમધામની યાત્રા પણ પોતાના ભાઈઓની સાથે જ કરી હતી. આજે પણ આ ચારે ભાઈઓનો આદર્શ પ્રેમ જગતમાં સૌને માટે મહાન બોધપ્રદ બન્યો છે અને હંમેશાં બનેલો રહેશે.

## પત્નીપ્રેમ અને એકપત્નીવ્રત

ભગવાન શ્રીરામનો સીતાજી પ્રત્યે જે આદર્શ પ્રેમ હતો તે તેમના મહાન એકપત્નીવ્રતનું સાક્ષાત્ ઉદાહરણ છે. સીતાજીની પ્રસન્નતા માટે જ તેઓ તેમને વનમાં સાથે લઈ જાય છે અને ત્યાં વિવિધ પ્રકારના ઈતિહાસ, ધર્મશાસ્ત્રો વગેરે કહી સંભળાવીને તેમને સુખ પહોંચાડે છે. જ્યારે રાવણ સીતાજીનું હરણ કરે છે ત્યારે સાધારણ માણસની જેમ **'યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્'** (જેઓ મને જેવી રીતે ભજે છે તેમને હું તેવી જ રીતે ભજું છું) એ નીતિ અનુસાર, જાત-જાતનો વિલાપ કરીને તેઓ પોતાની વિરહવેદના પ્રગટ કરે છે. ત્યાં સુધી કે તેમની આ વિરહદશા જોઈને જગજ્જનની સતી સુધ્ધાંને મોહ થઈ જાય છે. શ્રીરામજી ઉન્મત્ત (ગાંડા)ની જેમ –

**હા ગુન ખાનિ જાનકી સીતા । રૂપ સીલ બ્રત નેમ પુનીતા ॥**

(રામચરિતમાનસ, અરણ્યકાંડ - ૨૯/૪)

– વગેરે પોકારતા-પોકારતા લતાઓ, વૃક્ષો, પક્ષીઓ, પશુઓ અને ભમરાઓની હારોને સીતાજી ક્યાં છે એમ પૂછે છે. આકાશમાર્ગેથી નીચે નાખેલાં, સીતાજીનાં વસ્ત્રાભૂષણો જ્યારે સુગ્રીવજી તેમને આપે છે ત્યારે તેઓ તેમને છાતીએ વળગાડીને ચિંતા કરવા લાગે છે – **'પટ ઉર લાઈ સોચ અતિ કીન્હા ।'** જ્યારે હનુમાનજી લંકામાં જાય છે ત્યારે તેમની મારફતે તેઓ જે સંદેશ મોકલે છે તે તો એટલો સુંદર અને એટલો ઊંચી કક્ષાનો છે કે તેમાં પ્રેમનું સમગ્ર સ્વરૂપ જ આવી જાય છે. તેઓ કહે છે – 'હે પ્રિયા! મારા અને તારા પ્રેમના તત્ત્વને જાણે છે માત્ર એક મારું મન; અને તે મન હંમેશાં રહે છે તારી પાસે. બસ, આટલામાં જ મારા પ્રેમનો સાર સમજી લે.'

**તત્વ પ્રેમ કર મમ અરુ તોરા । જાનત પ્રિયા એકુ મનુ મોરા ॥**
**સો મનુ સદા રહત તોહિ પાહીં । જાનુ પ્રીતિ રસુ એતનેહિ માહીં ॥**

(રામચરિતમાનસ, સુંદરકાંડ - ૧૪/૩-૪)

મહારાણી જાનકીજીના પાતિવ્રત-ધર્મના ગૌરવને અધિક ઉજ્જ્વળ કરવા માટે પ્રજાની પ્રસન્નતાના નિમિત્તે જ્યારે તેમને વનમાં મોકલી દે છે ત્યારે પછીથી અશ્વમેધ યજ્ઞમાં સીતાજીની સુવર્ણપ્રતિમા બનાવડાવીને તેઓ પોતાના એકપત્નીવ્રતનો અત્યંત પવિત્ર આદર્શ સ્થાપિત કરે છે. ધન્ય છે!

## ભક્તવત્સલતા

ભક્તવત્સલતા તો ભગવાનનું વિખ્યાત લક્ષણ જ છે. એવું કોઈ કામ નથી કે જેને ભગવાન પોતાના ભક્ત અથવા સેવક માટે ન કરી શકે. વાસ્તવમાં ભગવાનના અવતારનો મુખ્ય હેતુ ભક્તો પર અનુગ્રહ કરવાનો જ હોય છે – **'પરિત્રાણાય સાધૂનામ્ ।'** ભક્ત ભગવાને મળવા માટે જ્યારે વ્યાકુળ થઈને તેમને પોકારે છે ત્યારે ભગવાને સ્વયં પધારવું પડે છે. અગસ્ત્યજીના શિષ્ય સુતીક્ષ્ણ નામના એક મુનિ દંડકારણ્યમાં રહેતા હતા. તેઓ શ્રીરામજીના ઘણા જ અનન્ય

ભક્ત હતા. તેમને સમાચાર મળ્યા કે ભગવાન શ્રીરામ દંડકારણ્યમાં પધાર્યા છે, ત્યારે તેઓ દર્શન માટે વ્યાકુળ થઈ ગયા અને ગાંડાની જેમ ઊઠીને દોડ્યા. તેઓ પ્રેમમાં એવા મગ્ન થઈ ગયા કે શરીરનું સાન-ભાન સુધ્ધાં ભૂલી ગયા. શ્રીશિવજી કહે છે –

**નિર્ભર પ્રેમ મગન મુનિ ગ્યાની। કહિ ન જાઈ સો દસા ભવાની॥**
**દિસિ અરુ બિદિસિ પંથ નહિં સૂઝા। કો મૈં ચલેઉઁ કહાઁ નહિં બૂઝા॥**
**કબહુઁક ફિરિ પાછેં પુનિ જાઈ। કબહુઁક નૃત્ય કરઈ ગુન ગાઈ॥**

(રામચરિતમાનસ, અરણ્યકાંડ - ૯/૫-૬)

ભક્તવત્સલ ભગવાન પોતાના પ્રિય ભક્તની આવી દશા વૃક્ષની ઓથે રહીને જોતા હતા અને મુગ્ધ બની રહ્યા હતા. મુનિનો અત્યંત પ્રેમ જોઈને ભગવાન તેમના અંતઃકરણમાં પ્રગટ થઈ ગયા. મુનિ અંતઃકરણમાં અવધનાથનાં દર્શન પામીને પુલકિત થઈ ગયા અને રસ્તામાં જ બેસી ગયા. ભગવાન મુનિ પાસે જઈને તેમને ધ્યાનમાંથી જગાડે છે, પણ ધ્યાનના આનંદમાં મસ્ત મુનિ જાગતા જ નથી; ત્યારે શ્રીરામજીએ તેમના અંતઃકરણમાંથી પોતાનું શ્રીરામનું રૂપ હટાવી લીધું, ત્યારે મુનિએ વ્યાકુળ થઈને આંખો ખોલી. તો, જુએ છે – આંખો સામે સુખ-ધામ રામ ઊભા છે. મુનિ કૃતાર્થ થઈ ગયા અને પ્રેમમગ્ન થઈને ચરણોમાં પડી ગયા –

**આગેં દેખિ રામ તન સ્યામા। સીતા અનુજ સહિત સુખ ધામા॥**
**પરેઉ લકુટ ઈવ ચરનન્હિ લાગી। પ્રેમ મગન મુનિબર બડ़ભાગી॥**

(રામચરિતમાનસ, અરણ્યકાંડ - ૯/૧૦-૧૧)

આ જ પ્રમાણે ભગવાને શબરીજીને ત્યાં સ્વયં પધારીને તેમની અભિલાષા પૂરી કરી; અને –

**જાતિ પાઁતિ કુલ ધર્મ બડ़ાઈ। ધન બલ પરિજન ગુન ચતુરાઈ॥**
**ભગતિ હીન નર સોહઈ કૈસા। બિનુ જલ બારિદ દેખિઅ જૈસા॥**

(રામચરિતમાનસ, અરણ્યકાંડ - ૩૪/૩)

— એમ કહીને તેમનો આદર કર્યો. તેમનાં પ્રેમસભર ફળો ખાતાં તેઓ ધરાયા નહીં. કાકભુશુંડિજીને તો તેઓ પ્રત્યેક અવતારમાં પોતાની પરમ મધુર બાળલીલાનો આનંદ આપે છે. ધન્ય છે!

તેઓ શ્રીહનુમાનજીના તો પોતાને ઋણી માને છે. કહે છે –

**સુનુ કપિ તોહિ સમાન ઉપકારી । નહિં કોઉ સુર નર મુનિ તનુ ધારી ॥**
**પ્રતિ ઉપકાર કરૌં કા તોરા । સનમુખ હોઈ ન સકત મન મોરા ॥**
**સુનુ સુત તોહિ ઉરિન મૈં નાહીં । દેખેઉઁ કરિ બિચાર મન માહી ॥**

(રામચરિતમાનસ, સુંદરકાંડ - ૩૧/૩-૪)

વાલ્મીકીય રામાયણમાં શ્રીભગવાને હનુમાનજીને કહ્યું છે –

**ચરિષ્યતિ કથા યાવદેષા લોકે ચ મામિકા ॥**
**તાવત્તે ભવિતા કીર્ત્તિઃ શરીરેઽપ્યસવસ્તથા ।**
**લોકા હિ યાવત્સ્થાસ્યન્તિ તાવત્સ્થાસ્યન્તિ મે કથાઃ ॥**
**એકૈકસ્યોપકારસ્ય પ્રાણાન્ દાસ્યામિ તે કપે ।**
**શેષસ્યેહોપકારાણાં ભવામ ઋણિનો વયમ્ ॥**
**મદઙ્ગે જીર્ણતાં યાતુ યત્ત્વયોપકૃતં કપે ।**
**નરઃ પ્રત્યુપકારાણામપત્સ્વાયાતિ પાત્રતામ્ ॥**

(વાલ્મીકીય રામાયણ, ઉત્તરકાંડ - ૪૦/૨૧-૨૪)

‘હે હનુમાન! આ લોકમાં જ્યાં સુધી મારી આ કથા ચાલુ રહેશે ત્યાં સુધી તમારી કીર્તિ અને તમારા શરીરમાં પ્રાણ રહેશે તથા જ્યાં સુધી જગત રહેશે ત્યાં સુધી મારી કથા રહેશે. તમારા એક-એક ઉપકારના બદલામાં હું મારા પ્રાણ આપી દઉં તોપણ તમારા બાકી ઉપકારો માટે તો હું તમારો ઋણી જ બનેલો રહીશ. હે હનુમાન! તમે મારો જે કંઈ ઉપકાર કર્યો છે તે મારા શરીરમાં જ જીર્ણ થઈ જાઓ અને એવો અવસર જ ન આવો કે જ્યારે તમારે ઉપકારોનો બદલો મેળવવાને પાત્ર બનવું પડે; કારણ કે આપત્તિ આવી પડવાથી જ મનુષ્ય પ્રતિ-ઉપકાર (વળતા ઉપકાર)ને પાત્ર બને છે.’

## શરણાગતવત્સલતા

ભગવાનની શરણાગતવત્સલતા પ્રસિદ્ધ છે. તેમની ઘોષણા છે –

**સકૃદેવ પ્રપન્નાય તવાસ્મીતિ ચ યાચતે ।**
**અભયં સર્વભૂતેભ્યો દદામ્યેતદ્વ્રતં મમ ॥**

(વાલ્મીકીય રામાયણ, યુદ્ધકાંડ - ૧૮/૩૩)

'જે એક વાર પણ મારે શરણે આવીને 'હું તમારો છું' એમ કહીને મારી પાસેથી અભય ઈચ્છે છે તેને હું બધાં ભૂતો તરફથી અભયદાન આપી દઉં છું, આ મારું વ્રત (નિયમ) છે.'

રાવણને સુંદર શિખામણ આપવાના બદલામાં ચરણ-પ્રહાર મેળવીને (લાત ખાઈને) વિભીષણ અનેક જાતના સાત્ત્વિક મનોરથો સેવતા-સેવતા ભગવાનના શરણે આવે છે. જ્યારે તેઓ યુદ્ધછાવણીના દરવાજે પહોંચે છે ત્યારે વાનરો તેમને ઘેરી વળે છે. ભગવાનને સમાચાર પહોંચે છે. ભગવાન શ્રીરામજી પોતાના બધા મંત્રીઓ, મિત્રો અને સેનાપતિઓની સંમતિ માગે છે. વાલ્મીકીય રામાયણ પ્રમાણે ત્યાં અંગદ, જામ્બવાન, મૈન્દ, નલ, હનુમાન વગેરે બધા પોત-પોતાની સંમતિ (અભિપ્રાય) આપે છે. હનુમાન સિવાય બધાયનો અભિપ્રાય વિભીષણના વિરુદ્ધમાં જ મળે છે. રામચરિતમાનસમાં સુગ્રીવ કહે છે – રાક્ષસોની માયા ઓળખી શકાતી નથી; ખબર નહીં, આ શા માટે આવ્યો છે? આ રાવણનો મોકલેલો દુષ્ટ આપણો ભેદ લેવા આવ્યો હશે. મારું મન તો એમ કહે છે કે આને કેદ કરી લેવો જોઈએ –

**જાનિ ન જાઈ નિસાચર માયા । કામરૂપ કેહિ કારન આયા ॥**
**ભેદ હમાર લેન સઠ આવા । રાખિઅ બાઁધિ મોહિ અસ ભાવા ॥**

(રામચરિતમાનસ, સુંદરકાંડ - ૪૨/૩-૪)

ભગવાન શ્રીરામજીએ કહ્યું – મિત્ર તમારી નીતિ તો બરાબર છે, પણ મારી ટેક છે કે શરણાગતને અભય કરવો –

**સખા નીતિ તુમ્હ નીકિ બિચારી। મમ પન સરનાગત ભયહારી॥**

× × ×

**સરનાગત કહુઁ જે તજહિં નિજ અનહિત અનુમાનિ।**
**તે નર પાવઁર પાપમય તિન્હહિ બિલોકત હાનિ॥**

**કોટિ બિપ્ર બધ લાગહિં જાહૂ। આએઁ સરન તજઉઁ નહિં તાહૂ॥**
**સનમુખ હોઈ જીવ મોહિ જબહીં। જન્મ કોટિ અઘ નાસહિં તબહીં॥**

(રામચરિતમાનસ, સુંદરકાંડ - ૪૨/૪; ૪૩; ૪૩/૧)

માટે હે સુગ્રીવ! જાઓ, તેને લઈ આવો. સુગ્રીવ વગેરેએ સ્નેહને લીધે વાંધો ઉઠાવ્યો ત્યારે રામજીએ સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું –

**જૌં સભીત આવા સરનાઈ। રખિહઉઁ તાહિ પ્રાન કી નાઈં॥**

(રામચરિતમાનસ, સુંદરકાંડ - ૪૩/૪)

ત્યાં સુધી કે –

**આનયૈનં હરિશ્રેષ્ઠ દત્તમસ્યાભયં મયા।**
**વિભીષણો વા સુગ્રીવ યદિ વા રાવણઃ સ્વયમ્॥**

(વાલ્મીકીય રામાયણ, યુદ્ધકાંડ - ૧૮/૩૪)

'હે વાનરશ્રેષ્ઠ સુગ્રીવ! (તમે ગભરાઓ છો શા માટે?) જો આ વ્યક્તિ વિભીષણ કે સ્વયં રાવણ હોય, તોપણ તેને લઈ આવો. મેં તેને પણ અભયદાન આપી દીધું.'

સુગ્રીવ વગેરે તેમને લઈ આવ્યા. ભગવાને તેમને પોતાને શરણે રાખીને કૃતાર્થ કરી દીધા.

લંકામાં યુદ્ધના સમયે એક વાર રાવણે ક્રોધિત થઈને વિભીષણ પર શક્તિ અસ્ત્ર છોડ્યું. શક્તિ લાગતાં જ, વિભીષણનું મૃત્યુ થઈ જશે એમ જાણીને શરણાગતવત્સલ ભગવાન શ્રીરામજી તરત જ વિભીષણને પાછળ કરીને સ્વયં આગળ આવી ગયા અને ભયાનક શક્તિ-અસ્ત્ર પોતાના વક્ષઃસ્થળ પર લઈ લીધું.

**આવત દેખિ સક્તિ અતિ ઘોરા । પ્રનતારતિ ભંજન પન મોરા ॥**
**તુરત બિભીષન પાછેં મેલા । સન્મુખ રામ સહેઉ સોઈ સેલા ॥**

(રામચરિતમાનસ, લંકાકાંડ - ૯૩/૧)

વિભીષણને રાજ્ય તો મળ્યું જ, તેમને ભગવાને પોતાની પરમ દુર્લભ ભક્તિ પણ આપી.

## મિત્રો સાથે પ્રેમ

આમ તો ભગવાન બધાંયના પરમ સુહૃદ તથા સ્વાભાવિક જ મિત્ર છે, પરંતુ લીલામાં તેઓ મિત્રો સાથે કેવો વ્યવહાર કરે છે – એ જ અહીં આજે જોવાનું છે. મનુષ્યોને તો બધા જ પોતાના મિત્ર બનાવે છે, પણ ભગવાને તો રાક્ષસો અને વાનરો-રીંછો સુધ્ધાંને પોતાના મિત્રો બનાવીને તેમને ધન્ય કરી દીધા. હનુમાનજીની પ્રેરણાથી, દુઃખમાં ડૂબેલા સુગ્રીવને અગ્નિની સાક્ષીએ તેઓ પોતાનો મિત્ર બનાવે છે અને તેનું દુઃખ સાંભળતાં જ તેમની ભુજાઓ ફરકવા માંડે છે અને તેઓ કહે છે –

**સુનુ સુગ્રીવ મારિહઉઁ બાલિહિ એકહિં બાન ।**
**બ્રહ્મ રુદ્ર સરનાગત ગએઁ ન ઉબરિહિં પ્રાન ॥**

(રામચરિતમાનસ, કિષ્કિન્ધાકાંડ - ૬)

ત્યારપછી મિત્રનો ધર્મ બતાવતાં તેઓ કહે છે –

**જે ન મિત્ર દુખ હોહિં દુખારી । તિન્હહિ બિલોકત પાતક ભારી ॥**
**નિજ દુઃખ ગિરિ સમ રજ કરિ જાના । મિત્રક દુખ રજ મેરુ સમાના ॥**
**જિન્હ કેં અસિ મતિ સહજ ન આઈ । તે સઠ કત હઠિ કરત મિતાઈ ॥**
**કુપથ નિવારિ સુપંથ ચલાવા । ગુન પ્રગટૈ અવગુનન્હિ દુરાવા ॥**
**દેત લેત મન સંક ન ધરઈ । બલ અનુમાન સદા હિત કરઈ ॥**
**બિપતિ કાલ કર સતગુન નેહા । શ્રુતિ કહ સંત મિત્ર ગુન એહા ॥**

(રામચરિતમાનસ, કિષ્કિન્ધાકાંડ - ૬/૧-૩)

મિત્રનાં આ લક્ષણો હંમેશાં ધ્યાનમાં રાખવા યોગ્ય છે. ત્યારબાદ સુગ્રીવને આશ્વાસન આપતાં ભગવાન કહે છે –

**સખા સોચ ત્યાગહુ બલ મોરેં । સબ બિધિ ઘટબ કાજ મૈં તોરેં ॥**

(રામચરિતમાનસ, કિષ્કિન્ધાકાંડ - ૬/૫)

મિત્ર સુગ્રીવના સુખ માટે ઘણો ભારે ઠપકો વેઠીને પણ ભગવાન તેના શત્રુ ભાઈ વાલીનો વધ કરી દે છે અને સુગ્રીવની મિત્રતા નિભાવે છે.

નિષાદને મિત્ર બનાવીને એટલો ઊંચી કોટિનો બનાવ્યો કે સ્વયં વસિષ્ઠજી મહારાજ તેને છાતીએ લગાડીને મળ્યા –

**પ્રેમ પુલકિ કેવટ કહિ નામૂ । કીન્હ દૂરિ તેં દંડ પ્રનામૂ ॥**
**રામસખા રિષિ બરબસ ભેંટા । જનુ મહિ લુઠત સનેહ સમેટા ॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૨૪૨/૩)

જ્યારે ભગવાન સ્વયં કશીય જાતનો વિચાર કર્યા વિના મિત્રભાવે નિષાદને છાતી-સરસો ચાંપીને મળે છે, ત્યારે વસિષ્ઠજી આ રીતે મળે એમાં આશ્ચર્ય જ શું છે? –

**હિંસારત નિષાદ તામસ બપુ પસુ સમાન બનચારી ।**
**ભેંટ્યો હૃદયઁ લગાઈ પ્રેમબસ નહિં કુલ જાતિ બિચારી ॥**

(વિનયપત્રિકા - ૧૬૬)

લંકા-વિજય મેળવીને અયોધ્યા પાછા આવ્યા પછી પોતાના તે વાનરો-રીંછો અને વિભીષણ વગેરે મિત્રોને બોલાવીને તેમની પાસે ગુરુજીનાં ચરણોમાં પ્રણામ કરાવે છે અને તેમનો પરિચય આપતાં ભગવાન કહે છે –

**એ સબ સખા સુનહુ મુનિ મેરે । ભએ સમર સાગર કહઁ બેરે ॥**
**મમ હિત લાગિ જન્મ ઈન્હ હારે । ભરતહુ તે મોહિ અધિક પિઆરે ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૭/૪)

રાજ્યાભિષેક પછી પોતાના આ બધા મિત્રોનો બોલાવીને તેમણે કહ્યું –

**અનુજ રાજ સંપતિ બૈદેહી । દેહ ગેહ પરિવાર સનેહી ॥**
**સબ મમ પ્રિય નહિં તુમ્હહિ સમાના । મૃષા ન કહઉँ મોર યહ બાના ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૧૫/૩-૪)

પછી વસ્ત્રો-આભૂષણો મંગાવીને, ત્રણે ભાઈઓ સહિત સ્વયં ભગવાન શ્રીરામચંદ્રજીએ પોતાના હાથે તેમને વસ્ત્રાભૂષણો પહેરાવીને વિદાય આપી.

ભગવાનના તે બાળમિત્રોનો મહિમા તો વર્ણવી જ કોણ શકે કે જેમને શ્રીઅવધપુરીમાં ચારે ભાઈઓની સાથે રમવા-જમવાનું સૌભાગ્ય મળ્યું હતું?

## દયાળુતા

ભગવાન શ્રીરામચંદ્રજીને દયાના સાગર કહીએ તોપણ તેમની અપરિમિત દયાનો અનાદર જ થાય છે. જીવો પર તેમની જ દયા છે તે કલ્પનાતીત છે. મનુષ્ય પોતાની ઊંચામાં ઊંચી કલ્પનાથી તેમની દયાનું જેટલું અનુમાન લગાવે છે, ભગવાનની દયા તેના કરતાં અનંત ગણી અધિક છે એટલું જ નહીં, અસીમ અને અત્યંત વિલક્ષણ છે. ભગવાન વાસ્તવમાં દયામય જ છે. '**હૈ તુલસિહિ પરતીતિ એક પ્રભુ મૂરતિ કૃપામયી હૈ ।**' ગીતામાં ભગવાન કહે છે – '**સુહૃદં સર્વભૂતાનાં જ્ઞાત્વા માં શાન્તિમૃચ્છતિ ।**' (ગીતા - ૫/૨૯) – 'મને બધાં ભૂતપ્રાણીઓના સુહૃદ જાણીને મનુષ્ય શાન્તિ પામે છે.'

ચોક્કસપણે જ ભગવાનની દયા બંને રૂપે સામે આવે છે. ક્યાંક તે પ્રેમના રૂપમાં દર્શન આપે છે, તો ક્યાંક દંડના રૂપમાં. રાક્ષસોને ભગવાને માર્યા, પણ વાસ્તવમાં માર્યા નથી, પણ તાર્યા છે. ભગવાનનો ક્રોધ પણ મુક્તિ આપનારો છે. '**નિર્બાનદાયક ક્રોધ જાકર ।**'

ભગવાનના હાથે જેટલા રાક્ષસો મર્યા તે બધાને દુર્લભ ગતિ પ્રાપ્ત થઈ. કેટલાકનાં દૃષ્ટાંત જુઓ –

તાડકાને –

**એકહિં બાન પ્રાન હરિ લીન્હા । દીન જાનિ તેહિ નિજ પદ દીન્હા ॥**

(રામચરિતમાનસ, બાલકાંડ - ૨૦૮/૩)

વિરાધને –

**તુરતહિં રુચિર રૂપ તેહિં પાવા । દેખિ દુખી નિજ ધામ પઠાવા ॥**

(રામચરિતમાનસ, અરણ્યકાંડ - ૬/૪)

ખર-દૂષણ વગેરેને –

**રામ રામ કહિ તનુ તજહિં પાવહિં પદ નિર્બાન ।**

(રામચરિતમાનસ, અરણ્યકાંડ - ૨૦ ક)

મારીચને –

**અંતર પ્રેમ તાસુ પહિચાના । મુનિ દુર્લભ ગતિ દીન્હિ સુજાના ॥**

(રામચરિતમાનસ, અરણ્યકાંડ - ૨૬/૯)

કુંભકર્ણને –

**તાસુ તેજ પ્રભુ બદન સમાના ।**

(રામચરિતમાનસ, લંકાકાંડ - ૭૦/૪)

રાવણને –

**તાસુ તેજ સમાન પ્રભુ આનન ।**

(રામચરિતમાનસ, લંકાકાંડ - ૧૦૨/૫)

બધા જ રાક્ષસોને –

**રામાકાર ભએ તિન્હ કે મન । મુક્ત ભએ છૂટે ભવ બંધન ॥**

(રામચરિતમાનસ, લંકાકાંડ - ૧૧૩/૪)

આ પ્રકારે પોતાને દીન નહીં સમજનારા અત્યંત દીન રાક્ષસો પર દયા કરીને ભગવાને તેમને માર્યા અને તાર્યા.

પ્રેમથી તો તેમણે અનેકોને અપનાવ્યા છે. સઘળા વાનરો-રીંછોને તે ગૌરવ આપ્યું કે જે મોટા-મોટા ઋષિઓને પણ દુર્લભ છે –

**પ્રભુ તરુ તર કપિ ડાર પર તે કિએ આપુ સમાન ।**
**તુલસી કહૂઁ ન રામ સે સાહિબ સીલનિધાન ॥**

(રામચરિતમાનસ, બાલકાંડ - ૨૯ ક)

ગૌતમ મુનિની પત્ની અહલ્યા પતિના શાપને લીધે પથ્થરની શિલા થઈ ગઈ હતી. તે બિચારીમાં એવી શક્તિ ન હતી કે તે આર્ત થઈને ભગવાનને પોકારી શકે. તેની દીન દશા જોઈને દયામય ભગવાને સ્વયં ત્યાં પધારીને પોતાના ચરણસ્પર્શથી તેનો ઉદ્ધાર કર્યો.

કેવટ (નાવિક) પાસે પગ ધોવડાવીને તેને પોતાનું દેવો અને મુનિઓને પણ દુર્લભ એવું ચરણોદક આપીને પરિવારસહિત ઉદ્ધાર કર્યો.

**પદ પખારિ જલુ પાન કરિ આપુ સહિત પરિવાર ।**
**પિતર પારુ કરિ પ્રભુહિ પુનિ મુદિત ગયઉ લેઈ પાર ॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૧૦૧)

દંડકવનને સ્વયં ત્યાં પધારીને શાપમુક્ત કર્યું અને ત્યાં એક સ્થળે ઋષિઓનાં હાડકાંઓનો ઢગલો જોઈને પ્રભુ દયા-પરવશ થઈ ગયા.

**અસ્થિ સમૂહ દેખિ રઘુરાયા । પૂછી મુનિન્હ લાગિ અતિ દાયા ॥**

(રામચરિતમાનસ, અરણ્યકાંડ - ૮/૩)

મુનિઓએ દુ:ખી મન સાથે કહ્યું – ભગવાન! –

**નિસિચર નિકર સકલ મુનિ ખાએ । સુનિ રઘુબીર નયન જલ છાએ ॥**

(રામચરિતમાનસ, અરણ્યકાંડ - ૮/૪)

– રાક્ષસોએ સઘળા મુનિઓના સમૂહોને ખાઈ લીધા છે. હાડકાંઓનો આ ઢગલો તે જ મુનિઓનાં શરીરોનો છે. આ સાંભળીને

અને તેમનું દુઃખ સાંભળીને શ્રીરઘુનાથજીનાં નેત્રોમાં આંસુ છલકાઈ આવ્યાં અને તેમણે પ્રતિજ્ઞા કરી –

**નિસિચર હીન કરઉઁ મહિ ભુજ ઉઠાઇ પન કીન્હ ।**

(રામચરિતમાનસ, અરણ્યકાંડ - ૯)

લાચાર સુગ્રીવને વાલીના મહાન અત્યાચારમાંથી બચાવ્યો. અંગદને દીન જાણીને અપનાવ્યો અને તેને યુવરાજ-પદ અપાવ્યું.

ગીધરાજ જટાયુ પર ભગવાનની જે દયા થઈ તે તો સર્વથા અનોખી છે. રાવણ વડે ઘાયલ થયેલો જટાયુ દીન દશામાં પડેલો છે. શ્રીરઘુનાથજી તેની પાસે જાય છે અને દીન દશા જોઈને દુઃખી થઈ જાય છે, ઉઠાવીને તેને પોતાના ખોળામાં લઈ લે છે અને આંખોમાં આંસુ ભરીને તેને આશ્વાસન આપતા રહીને, પોતાનાં કોમળ કરકમળોને તેના મસ્તક પર ફેરવતા-ફેરવતા તેને સુખી (દુઃખમુક્ત) કરે છે. કોઈ કવિએ શું સુંદર જ કહ્યું છે! –

**દીન મલીન દયાલુ બિહંગ પર્‌યો મહિ સોચત ખિન્ન દુખારી ।**
**રાઘવ દીનદયાલુ કૃપાલુ કો દેખ દુખી કરુના ભઇ ભારી ॥**
**ગીધકો ગોદ મેં રાખિ કૃપાનિધિ નૈન સરોજન મેં ભરિ બારી ।**
**બારહિં બાર સુધારહિં પંખ જટાયુ કી ધૂરિ જટાન સોં ઝારી ॥**

શ્રીરઘુનાથજીએ કહ્યું – 'હે તાત! તમે વધુ થોડાક દિવસ જીવન ધારણ કરો અને મને પિતાનું સુખ આપો.' ગીધ ઘણો ચતુર હતો, તેણે કહ્યું –

**જા કર નામ મરત મુખ આવા । અધમઉ મુકત હોઇ શ્રુતિ ગાવા ॥**
**સો મમ લોચન ગોચર આગેં । રાખૌં દેહ નાથ કેહિ ખાઁગેં ॥**

(રામચરિતમાનસ, અરણ્યકાંડ - ૩૦/૩-૪)

આટલું કહીને ભગવાનના ખોળામાં જ તેમના પ્રત્યે અનિમેષ નજરે જોતો રહીને અને મુખેથી શ્રીરામના પવિત્ર નામનું ઉચ્ચારણ કરતાં-કરતાં જટાયુએ મુનિઓને પણ દુર્લભ એવી શાંતિ પ્રાપ્ત કરી.

ત્યારપછી દયામય પ્રભુએ પોતાના હાથોથી તેની એવી જ અંત્યેષ્ઠિ-ક્રિયા કરી કે જેમ પોતાના પિતાની કરવામાં આવે છે –

**પિતુ-જ્યોં ગીધ-ક્રિયા કરિ રઘુપતિ અપને ધામ પઠાયો ।**
**ઐસો પ્રભુ બિસારિ તુલસી સઠ ! તૂ ચાહત સુખ પાયો ॥**

(ગીતાવલી૦, અરણ્ય૦ - ૧૬)

દયાળુતાનું કેવું અનુપમ ઉદાહરણ છે!

### પ્રજાવત્સલતા

ભગવાન શ્રીરામચંદ્રજી પોતાના સુંદર વર્તાવ-વ્યવહારથી અને વાત્સલ્યસભર કાર્યોથી પ્રજાજનોના કેટલા અધિક પ્રીતિપાત્ર બની ગયા હતા તેની ખબર તો ત્યારે પડે છે કે જ્યારે તેમના વનગમનની તૈયારી થાય છે. રાજ્યાભિષેકના ઉત્સવને લીધે તમામ પ્રજામાં આનંદ છવાઈ રહ્યો છે. પ્રજામાં આનંદનો સાગર ઊમટી પડે છે. એકાએક દૃશ્ય બદલાઈ જાય છે. શ્રીરામ લક્ષ્મણ અને સીતાને સાથે લઈને મુનિવેશમાં વનમાં જઈ રહ્યા છે. પ્રજા આ દૃશ્ય જોઈ શકી નહીં. તેમના વિરહના દુઃખને સહન કરવામાં પોતાને અસમર્થ અનુભવીને પ્રજા તેમની સાથે થઈ ચાલી. શ્રીરઘુનાથજી તે પ્રજાજનોને અનેક રીતે સમજાવ્યાં, પરંતુ પ્રેમને કારણે, કોઈ પણ જણ અયોધ્યામાં રહેવા ઇચ્છતું નથી.

**સબહિં બિચારુ કીન્હ મન માહીં । રામ લખન સિય બિનુ સુખુ નાહીં ॥**
**જહાઁ રામુ તહઁ સબુઇ સમાજુ । બિનુ રઘુબીર અવધ નહિં કાજૂ ॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૮૩/૩)

આવો નિશ્ચય કરીને બાળકો અને વૃદ્ધોને ઘરોમાં રાખીને બધા લોકો તેમની સાથે થઈ ચાલ્યાં –

**બાલક બૃદ્ધ બિહાઇ ગૃહઁ લગે લોગ સબ સાથ ।**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૮૪)

આખરે શ્રીરામજીએ તેમને સૂતાં મૂકીને જ આગળ વધવું પડ્યું. જ્યારે શ્રીભરતજી ચિત્રકૂટ જવા રવાના થયા ત્યારે પ્રજાજનોમાં શ્રીરામદર્શનની ઉત્કટતા એટલી વધી ગઈ કે ઘરોની રખેવાળી કરવા માટે કોઈએ ઘેર રહેવાનું સ્વીકાર્યું નહીં. જેને ઘેર રહેવાનું કહેવામાં આવતું તે એમ જ સમજતું હતું કે જાણે મારી ગરદન કાપવામાં આવી રહી છે.

**જેહિ રાખહિં રહુ ઘર રખવારી । સો જાનઇ જનુ ગરદનિ મારી ॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૧૮૪/૩)

બધાં લોકો ભરતજીની સાથે ચિત્રકૂટમાં ગયાં.

શ્રીરઘુનાથજી લંકાવિજય મેળવીને જ્યારે પાછા આવ્યા ત્યારે તો પ્રજાના આનંદનો પાર રહ્યો નહીં. સમાચાર મળતાં જ તે તમામે તમામ સ્ત્રી-પુરુષો, જેવાં બેઠાં હતાં તેવાં જ ઊઠીને દોડ્યાં. શ્રીભગવાનને લક્ષ્મણજી અને જાનકીજી સહિત જોઈને બધાં અયોધ્યાવાસીઓ આનંદિત થઈ ગયાં, તેમની વિયોગજનિત વિપત્તિ નષ્ટ થઈ ગઈ. બધાં લોકોને પ્રેમવિહ્વળ તથા મળવાને અત્યંત આતુર જોઈને ભગવાન શ્રીરામે એક ચમત્કાર કર્યો. તે જ સમયે કૃપાળુ શ્રીરામજી અસંખ્ય રૂપોમાં પ્રગટ થઈ ગયા અને સૌને એકસાથે જ યથોચિતપણે મળ્યા. શ્રીરઘુવીરજીએ કૃપાદૃષ્ટિથી જોઈને સૌ સ્ત્રી-પુરુષોને શોકરહિત કરી દીધાં. ભગવાને ક્ષણભરમાં આ પ્રમાણે સૌને મળી લીધું. શિવજી કહે છે – 'હે ઉમા! આ રહસ્ય કોઈએ પણ જાણ્યું નહીં.'

**પ્રભુ બિલોકિ હરષે પુરબાસી । જનિત બિયોગ બિપતિ સબ નાસી ॥**
**પ્રેમાતુર સબ લોગ નિહારી । કૌતુક કીન્હ કૃપાલ ખરારી ॥**
**અમિત રૂપ પ્રગટે તેહિ કાલા । જથાજોગ મિલે સબહિ કૃપાલા ॥**
**કૃપાદૃષ્ટિ રઘુબીર બિલોકી । કિએ સકલ નર નારિ બિસોકી ॥**
**છન મહિં સબહિ મિલે ભગવાના । ઉમા મરમ યહ કાહુઁ ન જાના ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૫/૨-૪)

સાચું પૂછો તો પ્રજાના સુખ અને સંતોષ માટે જ શ્રીરામજીએ રાજ્યપદનો સ્વીકાર કર્યો અને વાસ્તવમાં આ જ આદર્શ છે. પ્રજાના સુખ માટે જ જે રાજા બને છે તે જ રાજા સાચા અર્થમાં (યથાર્થ) રાજા છે. અયોધ્યાવાસીઓના ભાગ્યનું તો કહેવું જ શું, કે જ્યાં પ્રેમ-પરવશ સ્વયં ભગવાન રાજા બને છે? શિવજી કહે છે –

**ઉમા અવધબાસી નર નારિ કૃતારથ રૂપ।**
**બ્રહ્મ સચ્ચિદાનંદ ઘન રઘુનાયક જહઁ ભૂપ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૪૭)

શ્રીરામચંદ્રજીની પ્રજાવત્સલતા એક એવું ઉદાહરણ છે કે જેની તુલના જગતમાં ક્યાંય નથી. જે સીતાજી માટે તેઓ વને-વનમાં વિલાપ કરતા ભટક્યા, જેમના સારુ રાવણ સાથે ભયંકર યુદ્ધ કર્યું તે જ સીતાજીને, તેઓ નિર્દોષ હતાં એ સમજતા હોવા છતાં પણ, હૃદયને અત્યંત કઠોર બનાવીને, કેવળ પ્રજાજનોની પ્રસન્નતા માટે, વનમાં મોકલી દીધાં. ધન્ય છે!

ભગવાન શ્રીરામચંદ્રજીના ગુણોની ગાથા ગાઈને કોણ પાર પામી શકે છે? તેઓ પરમ દયાળુ, પરમ પ્રેમી, પરમ સુહૃદ, પરમ સંયમી, પરમ કલ્યાણના આશ્રય, મહાન વીર્યવાન, મહાન બુદ્ધિમાન, શસ્ત્રવિદ્યાવિશારદ, સૌંદર્ય અને માધુર્યના નિધિ, કાન્તિમાન, ધૃતિમાન, જિતેન્દ્રિય, અત્યંત ગંભીર, પરમ વિનયી, મહાન ધીર, અનુપમ પ્રિયદર્શન, મધુરભાષી, મહાન ક્ષમાશીલ, પરમ ઉદાર, પરમ બ્રહ્મણ્ય, સંગીત-કલાનિપુણ, આદર્શ સત્યવાદી અને સત્યવ્રતી, કુસુમ કરતાંયે કોમળ પણ કર્તવ્યપાલનમાં વજ્ર કરતાં પણ કઠોર, પરમ યશસ્વી, મહાન વક્તા, સર્વશાસ્ત્રોના તત્ત્વને જાણનાર, મહાન પ્રતિભાશાળી, આદર્શ પુત્ર, આદર્શ શિષ્ય, આદર્શ શૂરવીર, આદર્શ આશ્રયદાતા, આદર્શ ગુણવાન, આદર્શ સદાચારી, આદર્શ ધર્મવ્રતી, આદર્શ ત્યાગી, નીતિપરાયણ, સાધુજનોના પ્રિય, પરમ પ્રતાપશાળી, ધર્મરક્ષક,

સર્વપ્રિય, સર્વાન્તર્યામી અને સર્વશક્તિમાન છે.

સત્યવાદિતાની બાબતમાં તો તેમણે સ્વયં ઘોષણા કરી છે – **'રામો દ્વિર્નાભિભાષતે ।'** (વાલ્મીકીય રામાયણ, અયોધ્યાકાંડ - ૧૮/૩૦) - 'રામ બે વાર નથી બોલતા'; અર્થાત્ એક વાર જે કહી દીધું તે નિશ્ચિત થઈ ગયું.

ધર્મપરાયણતાનું ક્રિયાત્મક ઉદાહરણ તો તેમનું સમગ્ર જીવન જ છે. પોતે સાક્ષાત્ ભગવાન હોવા છતાં પણ તેઓ ધર્મની મર્યાદાના રક્ષણ માટે નિયમિતપણે સંધ્યા-અગ્નિહોત્ર વગેરે કર્મો સ્વયં કરે છે. વર્ણાશ્રમ અનુસાર બ્રાહ્મણો, ઋષિઓ તથા ગુરુજનોનું પૂજન કરે છે, યજ્ઞ-યાગ વગેરે કરે છે, મંદિરોની સ્થાપના અને મૂર્તિપૂજન કરે છે, શ્રાદ્ધ-તર્પણ વગેરે ક્રિયાઓ સાવધાનીપૂર્વક કરે છે.

ભરતજીની સાથે ચિત્રકૂટ ગયેલા ઋષિઓમાં જાબાલિ નામના એક ઋષિ હતા. તેઓ મહારાજ દશરથજીની રાજસભાના એક મુખ્ય સભ્ય હતા. શ્રીરામજીને અયોધ્યા પાછા ફરવાની વાત સમજાવતાં તેમણે કેટલીક વાતો એવી કરી કે જે નાસ્તિકતાનું સમર્થન કરનારી હતી. તેમની તે વાતો સાંભળીને મર્યાદાપુરુષોત્તમ ભગવાન લીલાપૂર્વક તેમના પર રોષે ભરાયા અને તેમણે તે મુનિનો ઊધડો લીધો અને ઘણુંબધું કહ્યું –

**નિન્દામ્યહં કર્મ કૃતં પિતુસ્તદ્**
**યસ્ત્વામગૃહ્ણાદ્ વિષમસ્થબુદ્ધિમ્ ।**
**બુદ્ધ્યાનયૈવંવિધયા ચરન્તં**
**સુનાસ્તિકં ધર્મપથાદપેતમ્ ॥**

(વાલ્મીકીય રામાયણ, અયોધ્યાકાંડ - ૧૦૯/૩૩)

'આ પ્રકારની બુદ્ધિથી આચરણ કરનારા તથા પરમ નાસ્તિક તેમ જ ધર્મમાર્ગેથી ભ્રષ્ટ થયેલા તમને મારા જે પિતાજીએ યાજક

બનાવ્યા, હું તેમના તે કાર્યની નિંદા કરું છું; કારણ કે તમે ખરાબ માર્ગમાં સ્થિત બુદ્ધિવાળા છો.'

આ વચનો પરથી ખ્યાલ આવે છે કે મહારાજ શ્રીરામચંદ્રજી નાસ્તિકવાદને કેટલો ખરાબ સમજતા હતા. નાસ્તિકવાદની નિંદા કરતાં તેમણે પોતાના ને પિતાના કાર્યની પણ નિંદા કરી, કે જેમનાં વચનોનું રક્ષણ કરવા માટે આજે પોતે વનમાં વસી રહ્યા છે.

અંતે જાબાલિ મુનિએ જ્યારે એમ કહ્યું કે હું નાસ્તિક નથી, મેં તો તમને પાછા વળવા માટે કેવળ દલીલ (તર્કપ્રમાણ) ખાતર આ વાતો કહી, આ મારો મત નથી; તથા ગુરુ વસિષ્ઠજીએ જાબાલિજીના આ કથનનું સમર્થન કર્યું ત્યારપછી ભગવાન શ્રીરઘુનાથજી શાન્ત થયા.

ભગવાન શ્રીરામજીના બધા જ ભાવ વિલક્ષણ છે. તેમનો જન્મ, તેમનો બાળભાવ, કુમારભાવ, મિથિલાનો મધુરભાવ, વનનો તાપસભાવ, લંકાનો વીરભાવ, રાજભાવ, પ્રેમભાવ બધા જ આદર્શ છે અને અત્યંત અનુકરણીય છે. તેમના આદર્શ જીવનમાંથી જે મનુષ્ય લાભ નથી ઉઠાવતો તે ઘણો જ કમભાગ્ય છે.

શ્રીરામચંદ્રજીના બધા જ ગુણો અને આચરણો આદર્શ છે. તેમનામાં એક પણ વાત એવી નથી કે જે પરમ આદર્શ ન હોય અને અનુકરણ કરવા યોગ્ય ન હોય. કોઈ વાત ક્યાંક અસંગત કે મનને પ્રતિકૂળ જણાય છે તો તેમાં મુખ્ય કારણ છે શ્રદ્ધાની ઊણપ. શ્રદ્ધા ઓછી હોવાને લીધે ભગવાનના તત્ત્વ, રહસ્ય, ગુણ અને પ્રભાવનું જ્ઞાન થતું નથી; આ જ કારણે તેમની લીલામાં ભ્રમને લીધે મનમાં શંકા થવા પામે છે. કોઈ લીલા ન સમજાય તો તેના સિવાયનાં અન્ય બીજાં આચરણોનું અનુકરણ અને તેમના ઉપદેશોનું પાલન અવશ્યપણે કરવું જોઈએ. ભગવાને પોતાના ભાઈઓને તથા પ્રજાજનોને જે પરમ

સુંદર ઉપદેશ આપ્યા છે તેમનું અક્ષરશઃ પાલન કરવાની કોશિશ કરવી જોઈએ અને પ્રભુની આજ્ઞા અથવા તેમના આચરણ અનુસાર થોડીઘણી પણ કોશિશ થવા લાગે તો તેમાં પ્રભુની કૃપા જ સમજવી જોઈએ તથા ભગવાનની આ કૃપાનું વારંવાર લક્ષ્ય અને અનુભવ કરતાં-કરતાં ક્ષણે-ક્ષણે મુગ્ધ થવું જોઈએ. મહારાજની પ્રત્યેક લીલામાં પ્રેમ, દયા, ક્ષમા, સત્ય વગેરે ગુણો ભરેલા છે; તેમનો અપરિમિત (નિઃસીમ) પ્રભાવ બધી લીલાઓમાં વ્યાપ્ત છે – આવો નિશ્ચય કરીને પ્રત્યેક ક્રિયામાં તેમના આદર્શ વ્યવહારનું, તેમના મહાન ગુણોનું, તેમના પ્રભાવ, તત્ત્વ અને રહસ્યનું ચિંતન કરતા રહીને તથા તેમની અમૃતમય રૂપલાવણ્યયુક્ત મનમોહિની મૂર્તિનું પ્રત્યક્ષવત્ ધ્યાન કરતા રહીને હંમેશાં પ્રસન્ન થવું જોઈએ. તે મનુષ્યો ધન્ય છે કે જેઓ સાક્ષાત્ પૂર્ણબ્રહ્મ પરમેશ્વર મર્યાદાપુરુષોત્તમ શ્રીરામચંદ્રજીનાં નામ, રૂપ, ગુણ, ચરિત્ર, પ્રભાવ, તત્ત્વ અને રહસ્યને સમજી-સમજીને પ્રેમ અને આનંદમાં મગ્ન થતા રહીને, સંસારમાં તેમનું અનુકરણ કરતા-કરતા વિચરણ કરે છે. તે પૃથ્વી ધન્ય છે કે જ્યાં આવા પુરુષો નિવાસ કરે છે. આવા સાક્ષાત્ કલ્યાણમય પુરુષોનું જેઓ દર્શન, ભાષણ, સ્પર્શ, સ્મરણ અને સંગલાભ કરે છે તેઓ પણ પવિત્ર થઈ જાય છે. આવા પુરુષોનાં ચરણો જ્યાં પડે છે તે દેશ તીર્થ બની જાય છે અને ત્યાં પ્રેમ, આનંદ અને શાંતિનું ઝરણું વહેવા લાગે છે. તે કુળ ધન્ય, જગત્પૂજ્ય અને પરમ પવિત્ર છે કે જેમાં આવા ભગવત્પરાયણ પુરુષરત્નો જન્મે છે. ભગવાન શિવજી મહારાજ કહે છે –

**સો કુલ ધન્ય ઉમા સુનુ જગત પૂજ્ય સુપુનીત ।**
**શ્રીરઘુબીર પરાયન જેહિં નર ઉપજ બિનીત ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૧૨૭)



# શ્રદ્ધા-વિશ્વાસ, મળવાની ઉત્કટ ઇચ્છા અને નિર્ભરતા

## આસ્તિકભાવ અથવા ભગવાનની સત્તામાં વિશ્વાસ

ભગવાનના સ્વરૂપનું જ્ઞાન ન હોય તોપણ ભગવાનની સત્તા (અસ્તિત્વ)માં જે વિશ્વાસ હોય છે તેનાથી પણ પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે; પણ આ વિશ્વાસ સંપૂર્ણપણે હોવો જોઈએ. મનુષ્યના મનમાં ભગવાનના અસ્તિત્વમાંનો વિશ્વાસ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ તે ભગવાનની નજીક પહોંચતો જાય છે. કોઈને ભગવાનના સગુણ-નિર્ગુણ, સાકાર-નિરાકાર – કોઈ પણ સ્વરૂપનો વાસ્તવિક અનુભવ ન હોય, પણ એવો વિશ્વાસ હોય કે ભગવાન છે અને તેઓ સર્વત્ર વ્યાપ્ત છે; તેઓ સર્વજ્ઞ, સર્વશક્તિમાન, પરમ પ્રેમી અને પરમ દયાળુ છે; તેઓ પતિતપાવન અને અંતર્યામી છે; આપણે જે કંઈ કરી રહ્યા છીએ તેને ભગવાન જોઈ રહ્યા છે, જે કંઈ બોલી રહ્યા છીએ તેને તેઓ સાંભળી રહ્યા છે તથા જે કંઈ આપણા હૃદયમાં છે તેને પણ તેઓ જાણે છે – આ પ્રમાણે વિશ્વાસ થઈ જવાથી તે સાધક વડે જૂઠ, કપટ, ચોરી, બેઈમાની, હિંસા, વ્યભિચાર વગેરે ભગવાન-વિરોધી આચરણ થઈ શકતાં નથી. આ વિશ્વાસની ઉત્તરોત્તર વૃદ્ધિ થવાથી ભગવાન-વિરોધી આચરણ થવાની તો વાત જ શી, બલકે તેના વડે યજ્ઞ, દાન, તપ, તીર્થ, વ્રત, ઉપવાસ, સેવા, જપ, ધ્યાન, પૂજા-પાઠ, સ્તુતિ-પ્રાર્થના, સત્સંગ, સ્વાધ્યાય વગેરે જે કંઈ થાય છે તે બધું ભગવાનને અનુકૂળ અને તેમની પ્રસન્નતા માટે જ થાય છે. તેના હૃદયમાં ક્ષમા, દયા, શાન્તિ, સમતા, સરળતા, સંતોષ, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય વગેરે ભાવો ભગવાનને અનુકૂળ અને ઉત્તમોત્તમ રહે છે. ભગવાનના ગુણ, પ્રભાવ, તત્ત્વ, રહસ્યને

સમજવાથી જ્યારે સાધકની ભગવાનમાં પરમ શ્રદ્ધા થઈ જાય છે ત્યારે તેના હૃદયમાં પ્રસન્નતા અને શાન્તિ ઉત્તરોત્તર વધતાં જાય છે. ક્યારેક ક્યારેક તો શરીરમાં રોમાંચ અને આંખોમાં અશ્રુપાત થવા લાગે છે તથા હૃદય પ્રફુલ્લિત થઈ જાય છે. ક્યારેક ક્યારેક વિરહની વ્યાકુળતામાં તે અધીર જેવો થઈ જાય છે. તેના હૃદયમાં એવો ભાવ જાગે છે કે જો ભગવાન છે તો આપણે તેમનાથી વંચિત કેમ છીએ? ભગવાન તરફથી તો કોઈ ઊણપ છે જ નહીં, જે કંઈ વિલંબ થાય છે તે આપણા સાધનની ઊણપને લીધે જ થાય છે અને સાધનની તે ઊણપનું કારણ છે વિશ્વાસમાં ઊણપ તથા વિશ્વાસની ઊણપનું કારણ છે અજ્ઞતા એટલે કે મૂર્ખતા.

તેથી આપણે એવો વિશ્વાસ વધારવો જોઈએ કે ભગવાન ચોક્કસ છે અને તેઓ અત્યાર સુધી ઘણાંને મળી ચૂક્યા છે, આજે પણ મળે છે તેમ જ મનુષ્યમાત્રનો તેમની પ્રાપ્તિમાં અધિકાર છે. અપાત્ર હોવા છતાં પણ દયામય ભગવાને મને મનુષ્યશરીર આપીને તેમની પ્રાપ્તિનો અધિકાર આપ્યો છે. આવો અધિકાર પામીને પણ જો હું ભગવાનની પ્રાપ્તિથી વંચિત રહું તો તે મારી મૂર્ખતા છે તથા તે મારે માટે ઘણી જ શરમ અને દુઃખની વાત છે. વારંવાર આ પ્રમાણે વિચારવા-સમજવાથી ભગવાનના હોવાપણામાં ઉત્તરોત્તર ભક્તિપૂર્વક વિશ્વાસ વધતો જાય છે, કે જેનાથી મનુષ્યના મનમાં ભગવાનને પ્રાપ્ત કરવાની આકાંક્ષાનો ઉદય થઈ જાય છે, ત્યારબાદ આકાંક્ષામાં ઉત્કટતા આવી જતાં તેને ભગવાનનું નહીં મળવું અસહ્ય થઈ પડે છે, તેથી તે એ પછી ભગવાનની પ્રાપ્તિથી વંચિત રહેતો નથી. ઉત્કટ ઇચ્છા ઉત્પન્ન થવાથી ભગવાન તેને મળ્યા વગર રહી શકતા નથી. જે મનુષ્ય ભગવાનને મળવા માટે અત્યંત આતુર થઈ જાય છે તેના માટે એક ક્ષણનો પણ વિલંબ ભગવાન કેવી રીતે કરી શકે? તેથી ભગવાનના અસ્તિત્વમાં વિશ્વાસ ઉત્તરોત્તર તીવ્રતા સાથે વધારવો જોઈએ. આ

ભક્તિપૂર્વકના વિશ્વાસની પૂર્ણતા એ જ પરમ શ્રદ્ધા છે. પરમ શ્રદ્ધાનો ઉદય થવાની સાથે જ ભગવાનની પ્રાપ્તિ થઈ જાય છે, પછી એક ક્ષણનો પણ વિલંબ થઈ શકતો નથી. આપણાં શ્રદ્ધા-વિશ્વાસની ઊણપ જ ભગવાનની પ્રાપ્તિમાં વિલંબ થવાનું એકમાત્ર કારણ છે.

## શાસ્ત્રો અને મહાત્માઓ પર શ્રદ્ધા

શાસ્ત્રો અને મહાત્માઓ પર વિશ્વાસ થવાથી પણ પરમાત્માની પ્રાપ્તિ અત્યંત સત્વરે થઈ શકે છે. શાસ્ત્રો કહે છે કે ભગવાન છે અને મહાત્માઓ પણ કહે છે કે ભગવાન છે. શાસ્ત્રોનાં વચનો કરતાં પણ મહાત્માઓનાં વચનો વિશેષ બળવાન છે; કારણ કે મહાત્માઓ તો પરમાત્માનો સાક્ષાત્કાર કર્યા પછી જ કહે છે કે ભગવાન છે. મહાત્માઓ જે કહે છે, સત્ય જ કહે છે. જેઓ અસત્ય બોલે છે તેઓ તો મહાત્મા જ નથી. જો મહાત્માઓ એમ કહે છે કે ભગવાન છે અને આ બાબતમાં શાસ્ત્રો પ્રમાણ છે, તો આ પ્રમાણેનું મહાત્માનું વચન તો શાસ્ત્ર-તુલ્ય જ છે; પરંતુ શાસ્ત્રનું પ્રમાણ આપ્યા વગર જો મહાપુરુષો કહે કે ભગવાન અવશ્ય છે, તો આ વચન એનાથીય અધિક બળવાન છે, શાસ્ત્રના પ્રમાણ કરતાં પણ અધિક છે; કારણ કે પ્રત્યક્ષ અનુભવ કર્યા વગર મહાત્માઓ આમ કહી ન શકે.

તેથી મહાત્માના મન અનુસાર વર્તનારાનું કલ્યાણ થઈ જાય એમાં તો કહેવાનું જ શું છે, અરે! તેમના સંકેત (ઇશારા) અને આદેશ અનુસાર આચરણ કરવાથી પણ અવશ્યપણે જ પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે. જ્યારે કે શાસ્ત્રને અનુકૂળ વર્તવાથી પણ કલ્યાણ થઈ જાય છે તો પછી મહાપુરુષોએ બતાવેલા માર્ગ અનુસાર વર્તવાથી કે તેમનું અનુકરણ કરવાથી કલ્યાણ થઈ જાય એમાં તો કહેવાનું જ શું હોય? – પણ મહાત્માનાં વચનોમાં પરમ શ્રદ્ધા હોવી જોઈએ. માની લો કે કોઈ મહાત્માએ કોઈ શ્રદ્ધા દેખાડનારા માણસને કહ્યું કે 'અમુક સંસ્થામાં એક બોરી ઘઉં અને દસ ધાબળા મોકલી આપો';

આ બાબત પર તે શ્રદ્ધાળુએ પોતાની બુદ્ધિ વાપરીને જવાબ આપ્યો કે 'આ સમય ધાબળાઓના ઉપયોગની ઋતુ નથી અને તેમની માગણી પણ નથી ને જરૂર પણ નથી'. તો મહાત્મા બોલ્યા – 'સારી વાત છે, તો ઘઉં જ મોકલાવી દો.' શ્રદ્ધાળુએ કહ્યું – 'અત્યારે અહીં ઘઉંના ભાવ ઊંચા છે, પાંચ દિવસ પછી ભાવ ઘટશે; બીજા પ્રદેશોમાં બજારમાં મંદી છે અને અહીં પણ ભાવ ઘટવાના છે, તેથી ભાવ ઘટ્યા પછી મોકલી આપીશું.' આ સાંભળી મહાત્માએ કહ્યું – 'ઘણું સારું, તમે જેમ ઠીક સમજો તેમ કરી શકો છો.' આનું નામ 'શ્રદ્ધા' નથી; કારણ કે અહીં તે શ્રદ્ધાળુ મહાત્માના આદેશનું શ્રદ્ધાપૂર્વક યથાતથ પાલન કરતો નથી અને પોતાની બુદ્ધિથી કામ લે છે અને મહાત્મા પોતાની સ્વાભાવિક ઉદારતાથી તેમાં સહમત થઈ જાય છે. આવી પરિસ્થિતિમાં શ્રદ્ધાળુની જે શ્રદ્ધા હોય તે શ્રદ્ધાનું કશું મૂલ્ય નથી; તથા મહાત્માની આજ્ઞા જો શ્રદ્ધાને અનુકૂળ પડે છે અને શ્રદ્ધાળુ તેને માની લે છે તો એ પણ શ્રદ્ધા નથી. વળી, મહાત્માની આજ્ઞા શ્રદ્ધાળુના મનને વિપરીત જણાય, પણ તે મન મારીને તેને માની લે છે તો એ પણ શ્રદ્ધા નથી. મનને વિપરીત જણાવા છતાં પણ મહાત્માની આજ્ઞાનું શ્રદ્ધાળુ પ્રસન્નતાપૂર્વક પાલન કરે છે, જેમ કે રાજા યુધિષ્ઠિર વગેરે પાંચે ભાઈઓએ દ્રૌપદી સાથે લગ્ન કરવા બાબતે માતા કુન્તીનાં વચનો લોકવિરુદ્ધ અને શાસ્ત્રવિરુદ્ધ હોવા છતાં પણ પ્રસન્નતાપૂર્વક અને આગ્રહ સાથે માતાનાં વચનોનું અનુસરણ કર્યું હતું – આનું નામ 'શ્રદ્ધા' છે.

વાલ્મીકીય રામાયણના અયોધ્યાકાંડમાં લખ્યું છે કે વનગમન-વેળાએ ભગવાન શ્રીરામચંદ્રજી મહારાજ માતા કૌસલ્યા પાસે ગયા અને પિતાની આજ્ઞાથી વનમાં જવાનું છે એ વાત તેમને કહી. ત્યારે માતા કૌસલ્યાએ કહ્યું – 'પિતાની આજ્ઞા વનમાં જવાની છે, પણ મારી આજ્ઞા છે કે તું વનમાં ન જા.' આ સાંભળીને ભગવાન રામે

કહ્યું – 'પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનું મારામાં સામર્થ્ય નથી, તેથી હું વનમાં જવા ઇચ્છું છું. એ માટે કૃપા કરીને તમે મને અનુમતિ આપો.' આ સાંભળીને કૌસલ્યાજી બોલ્યાં –

**જૌં કેવલ પિતુ આયસુ તાતા। તૌ જનિ જાહુ જાનિ બડ઼િ માતા॥**
**જૌં પિતુ માતુ કહેઉ બન જાના। તૌ કાનન સત અવધ સમાના॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૫૫/૧)

ભગવાન રામની દશરથજીમાં આ જે શ્રદ્ધા છે તે 'પરમ શ્રદ્ધા' છે.

આયોદધૌમ્ય મુનિએ એક દિવસે પોતાના શિષ્ય આરુણિને કહ્યું – 'તું ખેતરમાં જા અને નીચાણમાં વહી જતા પાણીને રોક.' તેણે ત્યાં જઈને માટીથી તે પાણીને રોકવાની ઘણી કોશિશ કરી, પરંતુ તેને સફળતા મળી નહીં. તે માટીની પાળ બાંધતો અને પાણીનો વેગીલો પ્રવાહ તેને ધોઈ નાખતો હતો. પાણીનું વહેણ જ્યારે રોકાયું જ નહીં ત્યારે આરુણિ પોતે જ ત્યાં આડો પડ્યો, જેથી પાણી વહેતું બંધ થઈ ગયું. ત્યારબાદ થોડો સમય વીત્યા પછી ગુરુજીએ શિષ્યોને પૂછ્યું – 'આરુણિ ક્યાં ગયો?' શિષ્યોએ કહ્યું – 'તમે જ તો તેને પાણી રોકવા માટે મોકલ્યો છે.' આ સાંભળીને આયોદધૌમ્ય મુનિ બોલ્યા – 'હજી સુધી આરુણિ પાછો આવ્યો નથી, તો ચાલો, આપણે બધા પણ ત્યાં જઈએ.' ત્યારપછી તેઓ તે સમયે શિષ્યોને સાથે લઈને ત્યાં પહોંચ્યા, કે જ્યાં આરુણિ પોતે જ પાળ બનીને પાણી રોકી રહ્યો હતો. મુનિએ કહ્યું – 'બેટા આરુણિ! તું ક્યાં છે? અહીં આવ.' આ સાંભળીને આરુણિ ઊઠીને ગુરુ પાસે આવ્યો અને હાથ જોડીને કહેવા લાગ્યો – 'તમારી આજ્ઞાથી મેં પાણી રોકવાનો પ્રયત્ન કર્યો, પણ જ્યારે પાણી રોકાયું નહીં ત્યારે મેં પોતે જ આડા પડીને પાણીને રોકી રાખ્યું હતું. તમારાં વચન સાંભળીને હવે હું ત્યાંથી

ઊભો થઈને અહીં આવ્યો છું અને તમને પ્રણામ કરું છું, હવે તમારી શી આજ્ઞા છે? પાણી રોકી રાખું કે પછી બીજું કોઈ કામ કરું?' ગુરુજીએ કહ્યું – 'તું બંધનું ઉદ્દલન કરીને નીકળ્યો છે, તેથી તું ઉદ્દાલક નામે પ્રસિદ્ધ થઈશ.' પછી આચાર્યે કૃપાપૂર્વક કહ્યું – 'તેં મારાં વચનોનું પાલન કર્યું છે, તેથી તું કલ્યાણ પ્રાપ્ત કરીશ અને સમસ્ત વેદો તથા સમસ્ત ધર્મશાસ્ત્રો તારે માટે આપમેળે જ પ્રકાશિત થઈ જશે.' ગુરુજીનું વરદાન પામીને આરુણિ પોતાના વતનમાં પાછા ગયા. શ્રદ્ધાના પ્રભાવથી તેમને વગર ભણ્યે સઘળા વેદોનું જ્ઞાન થઈ ગયું. (મહાભારત, આદિપર્વ - ૩/૨૧-૩૩)

શ્રીહારિદ્રુમત ગૌતમ નામે એક ઋષિ હતા. જબાલાનો પુત્ર સત્યકામ તેમની પાસે ગયો અને બોલ્યો – 'હું બ્રહ્મચર્યપૂર્વક તમારી સેવામાં રહેવા ઇચ્છું છું.' ગૌતમે પૂછ્યું – 'તારું ગોત્ર કયું છે?' તેણે જવાબ આપ્યો – 'મેં પોતાની માતાને પૂછ્યું હતું તો માતાએ કહ્યું હતું કે તારા પિતાની સેવા કરતી રહેતી હતી, ગોત્રની મને જાણ નથી; તારું નામ સત્યકામ છે અને મારું નામ જબાલા છે.' આ સાંભળીને ગૌતમ ઋષિ પ્રસન્ન થયા અને બોલ્યા – 'તું બ્રાહ્મણ છે; કારણ કે તું સાચું બોલી રહ્યો છે. આજથી તારી માતાના નામે તારું ગોત્ર ગણાશે.' ત્યારપછી તેને શિષ્ય તરીકે અપનાવીને ગૌતમે કહ્યું – 'તું સમિધ લઈ આવ, હું તારો ઉપનયન સંસ્કાર કરીશ,' પછી તેમણે ચાર સો ગાયો અલગ કાઢીને કહ્યું – 'તું આ ગાયોની પાછળ-પાછળ જા.' ત્યારે તે ગાયોને લઈ જતી વખતે સત્યકામ બોલ્યો – 'આમની સંખ્યા એક હજારની નહીં થાય ત્યાં સુધી હું પાછો આવીશ નહીં.' આ પ્રમાણે કહીને તે વનમાં ચાલ્યો ગયો અને ત્યાં જ વર્ષો સુધી રહ્યો. જ્યારે તે ગાયોની સંખ્યા એક હજાર થઈ ગઈ ત્યારે એક સાંઢે કહ્યું – 'હવે અમારી સંખ્યા એક હજાર પૂરી થઈ ગઈ છે, તમે અમને ગુરુની પાસે લઈ ચાલો.' તે ગાયોને લઈને

ગુરુ પાસે જવા ચાલી નીકળ્યો. ત્યાં રસ્તામાં જ તેને સાંઢ દ્વારા બ્રહ્મના પહેલા ચરણનો, અગ્નિ દ્વારા બીજા ચરણનો, હંસ દ્વારા ત્રીજા ચરણનો અને મદ્ગુ દ્વારા ચોથા ચરણનો ઉપદેશ મળી ગયો. આ પ્રમાણે અનાયાસ જ બ્રહ્મનો ઉપદેશ મેળવીને તે બ્રહ્મજ્ઞાની થઈ ગયો. જ્યારે ગાયોને લઈને તે ગુરુ પાસે પહોંચ્યો ત્યારે તેમના ચહેરાનું તેજ અને શાંતિ જોઈને ગૌતમે કહ્યું – 'સત્યકામ! તારો ચહેરો જોતાં પ્રતીત થાય છે કે જાણે તને બ્રહ્મજ્ઞાન થઈ ગયું છે.' સત્યકામ બોલ્યો, 'બરાબર છે, પરંતુ તેમ છતાંય હું તમારા મુખેથી સાંભળવા ઇચ્છું છું.' ત્યારે ગુરુએ પણ તેને ઉપદેશ આપ્યો. (છાંદોગ્યોપનિષદ - ૪/૪-૯) આ છે ઉચ્ચ કોટિની શ્રદ્ધા.

પોતાના મનથી વિપરીત (પ્રતિકૂળ) હોવા છતાં ગુરુનો ઉપદેશ પ્રસન્નતાપૂર્વક કાર્યાન્વિત કરવામાં આવે છે – આ શ્રદ્ધા છે; અને પોતાના મનથી અત્યંત વિપરીત આદેશ સાંભળીને પણ તે અનુસાર આચરણ કરવામાં અતિશય પ્રસન્નતા થાય, અર્થાત્ એક બાજુ ગુરુની આજ્ઞાના વિપરીતપણાની કોઈ સીમા ન હોય અને બીજી બાજુ તે આજ્ઞાનું પાલન કરવામાં પ્રસન્નતાની કોઈ સીમા ન હોય; તાત્પર્ય એ કે વિપરીતમાં વિપરીત આજ્ઞાનું પાલન કરતી વખતે પ્રસન્નતા, શાંતિ વગેરે ઉત્તરોત્તર એટલાં વધતાં જાય છે કે હૃદયમાં હર્ષ, પ્રફુલ્લતા અને શરીરમાં રોમાંચ, અશ્રુપાત વગેરેની સીમા રહેતી નથી, બલકે તે બધાં અવિરતપણે વધતાં જ જાય છે – આ છે પરમ શ્રદ્ધા.

ઉપર્યુક્ત ભાવથી ભાવિત થઈને પ્રભુના મન, સંકેત અથવા આજ્ઞાને અનુસરીને આચરણ કરનારાનું અત્યંત સત્વરે કલ્યાણ થઈ જાય છે, એમાં શંકાની કોઈ વાત નથી.

આ પ્રમાણે શાસ્ત્રની આજ્ઞાના પાલનની બાબતમાં પણ આવો ભાવ હોય તો તેને શાસ્ત્રમાં પરમ શ્રદ્ધા સમજવી જોઈએ.

## ઈશ્વરને મળવાની ઉત્કટ ઇચ્છા

એક ભાઈ દુર્ગુણો અને દુરાચારથી યુક્ત છે, પરંતુ ઈશ્વરના મળવાનો મહિમા સાંભળીને તેના મનમાં ઈશ્વરને મળવાની ઉત્કટ ઈચ્છા જાગી ઊઠી; આવી પરિસ્થિતિમાં ભગવાન તેના દુર્ગુણો અને દુરાચાર પ્રત્યે લક્ષ્ય નહીં આપતાં તેને તરત જ દર્શન આપી શકે છે. બે-ત્રણ વર્ષનો નાનો બાળક મળ-મૂત્રથી ખરડાયેલો છે અને માતા માટે અત્યંત વ્યાકુળ છે. સ્નેહાળ માતા પોતાના તે હૃદયના ટુકડાને પાણીથી સાફ કરીને છાતીએ લગાડવા ઈચ્છે છે, પરંતુ બાળક એટલો આતુર છે કે વિલંબ સહી શકતો નથી. તેને એ વાતનું જ્ઞાન જ નથી કે મળ-મૂત્રથી લથપથ હોવાને કારણે મા મને છાતીએ લગાડવામાં વિલંબ કરી રહી છે, તે તો માતાને મળવા માટે અતિશય કરુણભાવથી વ્યાકુળ થઈને ડૂસકાં ભરીને રડે છે. આવી પરિસ્થિતિમાં માતા તેની અતિશય વ્યાકુળતા જોઈને સ્નેહને કારણે તેને છાતીએ લગાડી દે છે. પણ ભગવાનનો સ્નેહ તો અનંત માતાઓના કરતાં પણ અધિક છે, પછી તેઓ વિલંબ કેમ કરી શકે? સ્નેહને કારણે જ્યારે ભક્તના હૃદયમાં પ્રભુને મળવાની લાલસા અત્યંત વધી જાય છે ત્યારે ભગવાન તેના દુર્ગુણો-દુરાચારરૂપી દોષોને જોવા છતાં મળવામાં વિલંબ કરતા નથી.

માતા તો બાળકનાં મળ-મૂત્રની સાફસૂફી કરવામાં થોડો વિલંબ કરી પણ શકે છે; પરંતુ ભગવાનની દૃષ્ટિમાં તો તે સાધકના દુર્ગુણો-દુરાચાર રહેવા જ પામતા નથી, તો પછી તેઓ વિલંબ કેવી રીતે કરી શકે? પણ, સાધકના હૃદયમાં મળવાની ઈચ્છા અત્યંત ઉત્કટ હોવી જોઈએ, ભલે પછી તે કેવોય દુરાચારી કેમ ન હોય. ભગવાન તો કેવળ એક ઉત્કટ પ્રેમ અને મળવાની ઉત્કટ લાલસાને જ લક્ષ્યમાં લે છે, બીજા કશાયને નહીં. વળી, ભગવાનને મેળવી લેતાંની સાથે જ દુર્ગુણો-દુરાચારનો નાશ થઈ જાય છે.

તેથી આપણા હૃદયમાં ભગવાનને મળવાની ઉત્કટ ઈચ્છા અને એમનામાં પરમ પ્રેમ થાય એ માટે પ્રાણપર્યન્ત કોશિશ કરવી જોઈએ.

## ભગવાન પર નિર્ભરતા

બિલાડીનું બચ્ચું જેમ પોતાની મા પર નિર્ભર રહે છે, આપણે તેના કરતાં પણ વધુ નિર્ભર ભગવાન પર રહેવું જોઈએ. બે વર્ષનું નાનું બાળક થોડી વાર માટે પણ પોતાની માને છોડવા ઈચ્છતું નથી, તે માના જ ભરોસે રહે છે. મા ભલે મારે કે પાળે; તે મા સિવાય કોઈને જાણતું (ઓળખતું) નથી, તે તો મા પર જ સંપૂર્ણપણે નિર્ભર હોય છે. તેવી જ રીતે કલ્યાણવાંછુએ પોતાના કલ્યાણ માટે ભગવાન પર નિર્ભર થવું જોઈએ. ભગવાન તારે, કે ભલે મારે! એમાં કશોય વિચાર ન કરવો – કેવળ ભગવાનના જ ભરોસે રહેવું. ભગવાનના વિધાન અનુસાર સુખ-દુઃખ વગેરે જે કંઈ પ્રાપ્ત થાય છે તેમને ભગવાને મોકલેલા પુરસ્કાર માનીને હરહંમેશ પ્રસન્ન રહેવું જોઈએ અને પોતાના વડે થતાં કાર્યો બાબતે એવું જ સમજવું જોઈએ કે અમારાં બધાં કર્મ ભગવાન જેવાં કરાવે છે તેવાં જ થાય છે; પરંતુ આ બાબતમાં અકર્મણ્યતા (કામચોરી-નિષ્ક્રિયતા) હોય અને સકામ કર્મ તથા શાસ્ત્રવિરુદ્ધનાં કર્મ જો થતાં હોય તો એમ સમજવું જોઈએ કે અમારાં આ કાર્યોમાં ભગવાનનો હાથ નથી, કામનો હાથ છે; કારણ કે જ્યાં ભગવાનનો હાથ હોય છે ત્યાં કર્તવ્ય-કર્મોની અવગણના થઈ શકતી નથી અને કામનાનો અભાવ હોવાને કારણે સકામ કર્મો પણ થવા પામતાં નથી; તો પછી પાપ કર્મો તો થઈ જ કેવી રીતે શકે? જો થાય તો સમજવું જોઈએ કે ત્યાં કામનો હાથ છે.

ગીતામાં અર્જુને પૂછ્યું –

**અથ કેન પ્રયુક્તોઽયં પાપં ચરતિ પૂરુષઃ ।**
**અનિચ્છન્નપિ વાર્ષ્ણેય બલાદિવ નિયોજિતઃ ॥**

(ગીતા - ૩/૩૬)

'હે કૃષ્ણ! તો પછી આ મનુષ્ય પોતે ઇચ્છતો નહીં હોવા છતાં પણ જબરદસ્તીથી લગાડવામાં આવ્યો હોય તેમ કોનાથી પ્રેરિત થઈને પાપનું આચરણ કરે છે?'

આના ઉત્તરમાં ભગવાને કહ્યું –

**કામ એષ ક્રોધ એષ રજોગુણસમુદ્ભવઃ।**
**મહાશનો મહાપાપ્મા વિદ્ધ્યેનમિહ વૈરિણમ્॥**

(ગીતા - ૩/૩૭)

'રજોગુણથી ઉત્પન્ન થયેલો આ કામ જ ક્રોધ છે, આ ઘણું ખાનારો અર્થાત્ ભોગોથી ક્યારેય નહીં ધરાનારો અને મહાપાપી છે, તેને જ તું આ વિષયમાં વેરી જાણ.'

'ભગવાન પર નિર્ભરતા'નો અર્થ એવો નથી કે તે (નિર્ભર રહેનારો) બાળકની જેમ કર્મોનો સર્વથા ત્યાગ કરી દે છે. બાળકને જ્ઞાન નથી, તેથી તેના માટે કર્તવ્ય લાગુ પડતું નથી; પરંતુ જેને જ્ઞાન છે તે કર્મોને સર્વથા ત્યજી દે તો એ ભગવાન પર નિર્ભરતા નથી, બલકે અકર્મણ્યતા છે, પ્રમાદ છે. જે મનુષ્ય ભગવાન પર નિર્ભર થઈ જાય છે તે ચિંતા, શોક, ભય, ઈર્ષ્યા, ઉદ્વેગ વગેરે દુર્ગુણો વિનાનો થઈ જાય છે. તેનામાં ધીરતા, વીરતા, ગંભીરતા, નિર્ભયતા, શાન્તિ, સંતોષ, સરળતા વગેરે ગુણો આપમેળે જ આવી જાય છે.

તેથી ભગવાનની પ્રાપ્તિ માટે ભગવાનના શરણે થઈને, નિત્ય-નિરંતર ભગવાનના નામ અને રૂપનું સ્મરણ કરતા રહીને તેના પર સર્વથા નિર્ભર રહેવું જોઈએ. ભગવાન જે કંઈ કરી રહ્યા છે તેને તેમની લીલા સમજીને જોતા રહેવું અને તેમાં જ આનંદ માનવો.



# ઈશ્વરના સાક્ષાત્કાર માટે નામ-જપ સર્વોપરી સાધન છે

વાસ્તવમાં નામનો મહિમા તે જ મનુષ્ય જાણી શકે છે કે જેનું મન નિરંતર શ્રીભગવાનના નામમાં જ જોડાયેલું રહે છે, જે ભગવાનના નામના પ્રિય અને મધુર સ્મરણથી ક્ષણે-ક્ષણે રોમાંચ અનુભવે છે અને આંસુ સારતો રહે છે, જે પાણીના વિયોગમાં માછલીની વ્યાકુળતાની જેમ ભગવાનના નામના ક્ષણભરના વિયોગથી વિહ્વળ થઈ ઊઠે છે, જે નિમેષ-માત્ર માટે પણ ભગવાનનું નામ છોડી શકતો નથી અને જે નિષ્કામભાવથી નિરંતર પ્રેમપૂર્વક જપ કરતો કરતો તેમાં તલ્લીન થઈ ચૂક્યો છે – એવો જ મહાત્મા પુરુષ આ વિષયનું સંપૂર્ણપણે વર્ણન કરવાનો અધિકારી છે અને એના જ લેખથી (લેખનથી) સંસારમાં વિશેષ લાભ પહોંચી શકે છે.

## નામ-જપ-મહિમાનું દિગ્દર્શન

ભગવાનના નામનો અપાર મહિમા છે, બધા જ યુગોમાં આનો મહિમા વિસ્તરેલો છે. શાસ્ત્રો અને સાધુ-મહાત્માઓએ બધા જ યુગો માટે નામના મહિમાનું મુક્ત-કંઠે ગાન કર્યું છે, પરંતુ કળિયુગ માટે તો આના જેવો મુક્તિનો કોઈ અન્ય ઉપાય જ બતાવવામાં આવ્યો નથી. જેમ કે –

**હરેર્નામ હરેર્નામ હરેર્નામ કેવલમ્ ।**
**કલૌ નાસ્ત્યેવ નાસ્ત્યેવ નાસ્ત્યેવ ગતિરન્યથા ॥**

(નારદપુરાણ - ૧/૪૧/૧૧૫)

'કળિયુગમાં કેવળ શ્રીહરિનું નામ જ કલ્યાણનું પરમ સાધન છે, એ સિવાયનો અન્ય કોઈ પણ ઉપાય જ નથી.'

કૃતે યદ્ ધ્યાયતો વિષ્ણું ત્રેતાયાં યજતો મખૈઃ ।
દ્વાપરે પરિચર્યાયાં કલૌ તદ્ધરિકીર્તનાત્ ॥
(શ્રીમદ્ભાગવત - ૧૨/૩/૫૨)

‘સત્યયુગમાં ભગવાન વિષ્ણુનું ધ્યાન કરવાથી, ત્રેતાયુગમાં યજ્ઞો કરવાથી અને દ્વાપરયુગમાં ભગવાનની સેવા-પૂજા કરવાથી જે ફળ મળે છે તે જ ફળ કળિયુગમાં કેવળ શ્રીહરિના નામ-સંકીર્તનથી પ્રાપ્ત થાય છે.’

કલિજુગ કેવલ નામ અધારા । સુમિરિ સુમિરિ ભવ ઉતરહુ પારા ॥

કલિજુગ સમ જુગ આન નહિં જૌં નર કર બિસ્વાસ ।
ગાઈ રામ ગુન ગન બિમલ ભવ તર બિનહિં પ્રયાસ ॥
(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૧૦૩ ક)

રામ નામ મનિદીપ ધરુ જીહ દેહરીં દ્વાર ।
તુલસી ભીતર બાહેરહુઁ જૌં ચાહસિ ઉજિઆર ॥
સકલ કામના હીન જે રામ ભગતિ રસ લીન ।
નામ સુપ્રેમ પિયૂષ હ્રદ તિન્હહુઁ કિએ મન મીન ॥
સબરી ગીધ સુસેવકનિ સુગતિ દીન્હિ રઘુનાથ ।
નામ ઉધારે અમિત ખલ બેદ બિદિત ગુન ગાથ ॥
(રામચરિતમાનસ, બાલકાંડ - ૨૧, ૨૨, ૨૪)

રામચંદ્ર કે ભજન બિનુ જો ચહ પદ નિર્બાન ।
ગ્યાનવંત અપિ સો નર પસુ બિનુ પૂઁછ બિષાન ॥
બારિ મથેં ઘૃત હોઈ બરુ સિકતા તે બરુ તેલ ।
બિનુ હરિ ભજન ન ભવ તરિઅ યહ સિદ્ધાંત અપેલ ॥
(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૭૮ ક, ૧૨૨ ક)

નામુ સપ્રેમ જપત અનયાસા । ભગત હોહિં મુદ મંગલ બાસા ॥
નામુ જપત પ્રભુ કીન્હ પ્રસાદૂ । ભગત સિરોમનિ ભે પ્રહલાદૂ ॥

**સુમિરિ પવનસુત પાવન નામૂ। અપને બસ કરિ રાખે રામૂ॥**
**અપતુ અજામિલુ ગજુ ગનિકાઊ। ભએ મુકુત હરિ નામ પ્રભાઊ॥**
**ચહુઁ જુગ તીનિ કાલ તિહુઁ લોકા। ભએ નામ જપિ જીવ બિસોકા॥**
**કહૌં કહાઁ લગિ નામ બડ઼ાઈ। રામુ ન સકહિં નામ ગુન ગાઈ॥**

(રામચરિતમાનસ, બાલકાંડ - ૨૩/૧; ૨૫/૨, ૩, ૪; ૨૬/૧)

નામ-મહિમામાં પ્રમાણો (દૃષ્ટાંતો)નો પાર નથી. આપણાં શાસ્ત્રો એનાથી ભરેલાં પડેલાં છે, પરંતુ વધુ વિસ્તાર થવાના ભયથી અહીં આટલાં જ લખવામાં આવે છે. સંસારમાં જેટલા મત-મતાંતરો (સંપ્રદાયો) છે, લગભગ બધા જ ઈશ્વરના નામના મહિમાનો સ્વીકાર કરે છે અને તેનું ગાન કરે છે. અલબત્ત, રુચિ અને ભાવ પ્રમાણે નામોમાં ભિન્નતા રહે છે, પણ પરમાત્માનું નામ કોઈના જેવું પણ કેમ ન હોય, બધાં જ નામ એકસરખો લાભ આપનારાં છે. તેથી જેને જે નામ રુચિકર લાગે તેણે તે જ નામના જપનો ધ્યાનસહિત અભ્યાસ કરવો.

## મારો અનુભવ

કેટલાક મિત્રોએ મને આ વિષયમાં પોતાનો અનુભવ લખવા માટે અનુરોધ (સાગ્રહ વિનંતી) કર્યો છે, પણ જ્યારે કે મેં ભગવાનના નામનો વિશેષ સંખ્યામાં જપ જ કર્યો નથી ત્યારે હું પોતાનો અનુભવ શો લખું? ભગવાનની કૃપાથી જે કંઈ થોડુંઘણું નામસ્મરણ મારાથી થઈ શક્યું છે તેનું માહાત્મ્ય પણ સંપૂર્ણપણે લખાવું મુશ્કેલ છે.

નામ-જપનો અભ્યાસ હું બાળપણથી જ કરવા લાગ્યો હતો; જેનાથી ધીરે ધીરે મારા મનની વિષયવાસના ઓછી થતી ગઈ અને પાપોથી દૂર થવામાં મને ઘણી મદદ મળી. કામ-ક્રોધ વગેરે દુર્ગુણો ઓછા થતા રહ્યા અને અંતઃકરણમાં શાન્તિનો વિકાસ થયો. ક્યારેક ક્યારેક આંખો બંધ કરવાથી ભગવાન શ્રીરામચંદ્રજીનું સારું ધ્યાન પણ થવા લાગ્યું. સાંસારિક સ્ફુરણા ઘણી ઓછી થઈ ગઈ. ભોગોમાં

વૈરાગ્ય થઈ ગયો. તે સમયે મને વનવાસ અથવા એકાંતસ્થાનની રહેણીકરણી અનુકૂળ લાગતી હતી.

આ પ્રમાણે અભ્યાસ થતો રહેવાથી એક દિવસે સ્વપ્નમાં શ્રીસીતાજી અને શ્રીલક્ષ્મણજી સહિત ભગવાન શ્રીરામચંદ્રજીનાં દર્શન થયાં અને તેમની સાથે વાતચીત પણ થઈ. વરદાન માગવા માટે શ્રીરામચંદ્રજીએ મને ઘણું કહ્યું પણ મારી માગવાની ઇચ્છા ન થઈ; અંતે ઘણો આગ્રહ કરવા છતાં પણ મેં 'તમારાથી ક્યારેય મારો વિયોગ ન થાઓ' – એ સિવાય બીજું કશું જ માગ્યું નહીં. આ બધું નામનું જ ફળ હતું.

એ પછી નામ-જપથી મને એનાથીય અધિક લાભ થયો, જેના મહિમાનું વર્ણન કરવામાં હું અસમર્થ છું. હા, એટલું અવશ્ય કહી શકું છું કે નામ-જપથી મને જેટલો લાભ થયો છે તેટલો એક શ્રીમદ્ભગવદ્ગીતાના અભ્યાસને અપવાદ ગણતાં બીજા કશા પણ સાધનથી થયો નથી.

જ્યારે જ્યારે મને સાધનમાંથી ભ્રષ્ટ કરનારાં ભારે વિઘ્નો પ્રાપ્ત થતાં રહેતાં હતાં ત્યારે ત્યારે હું પ્રેમપૂર્વક ભાવના-સહિત નામ-જપ કરતો હતો અને તેના જ પ્રભાવથી હું તે વિઘ્નોમાંથી છુટકારો મેળવતો હતો. તેથી મારો એ દૃઢ વિશ્વાસ છે કે સાધન-માર્ગનાં વિઘ્નોને નષ્ટ કરવા માટે અને મનમાં થતી સાંસારિક સ્ફુરણાઓનો નાશ કરવા માટે સ્વરૂપચિંતન-સહિત પ્રેમપૂર્વક ભગવાનના નામનો જપ કરવા જેવું બીજું કોઈ સાધન નથી. જ્યારે કે સાધારણ સંખ્યામાં ભગવાનના નામનો જપ કરવાથી જ મને આટલી પરમ શાંતિ, આટલો પરમ આનંદ અને આટલો અનુપમ લાભ – મળ્યાં છે ત્યારે, જે મનુષ્યો ભગવાનના નામનો નિષ્કામભાવે ધ્યાનસહિત નિત્ય-નિરંતર જપ કરે છે તેમના આનંદનો મહિમા તો કોણ કહી શકે?

## નામ-જપ શા માટે કરવો જોઈએ ?

શ્રુતિ કહે છે –

**એતદ્ધ્યેવાક્ષરં બ્રહ્મ એતદ્ધ્યેવાક્ષરં પરમ્ ।**
**એતદ્ધ્યેવાક્ષરં જ્ઞાત્વા યો યદિચ્છતિ તસ્ય તત્ ॥**

(કઠોપનિષદ - ૧/૨/૧૬)

'આ ઓંકાર અક્ષર જ બ્રહ્મ છે, આ જ પરબ્રહ્મ છે, આ જ ઓંકારરૂપ અક્ષરને જાણીને જે મનુષ્ય જે વસ્તુ ઈચ્છે છે તેને તે જ મળે છે.'

શ્રુતિના આ કથન અનુસાર કલ્પવૃક્ષરૂપી ભગવદ્-ભજનના પ્રતાપે, જે વસ્તુને મનુષ્ય ઈચ્છે છે તે જ વસ્તુ તેને મળી શકે છે. પરંતુ આત્માનું કલ્યાણ ઈચ્છનારા સાચા પ્રેમી ભક્તોએ તો નિષ્કામભાવે જ ભજન કરવું જોઈએ. શાસ્ત્રોમાં નિષ્કામ પ્રેમી ભક્તની જ અધિક પ્રશંસા કરવામાં આવી છે. ભગવાને પણ કહ્યું છે –

**ચતુર્વિધા ભજન્તે માં જનાઃ સુકૃતિનોઽર્જુન ।**
**આર્તો જિજ્ઞાસુરર્થાર્થી જ્ઞાની ચ ભરતર્ષભ ॥**
**તેષાં જ્ઞાની નિત્યયુક્ત એકભક્તિર્વિશિષ્યતે ।**
**પ્રિયો હિ જ્ઞાનિનોઽત્યર્થમહં સ ચ મમ પ્રિયઃ ॥**

(ગીતા - ૭/૧૬-૧૭)

'હે ભરતવંશીઓમાં શ્રેષ્ઠ અર્જુન! ઉત્તમ કર્મ કરનારા અર્થાર્થી, આર્ત, જિજ્ઞાસુ અને જ્ઞાની અર્થાત્ નિષ્કામી – આવા ચાર પ્રકારના ભક્તો મને ભજે છે. તેઓમાં નિત્ય એકીભાવે મારામાં સ્થિત અનન્ય ભક્તિવાળો જ્ઞાની ભક્ત અતિ ઉત્તમ છે; કારણ કે મને તત્ત્વથી જાણનારા જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું અને તે જ્ઞાની મને અત્યંત પ્રિય છે.'

આ પ્રમાણે નિષ્કામભાવે પ્રેમપૂર્વક થતી ભગવદ્ભક્તિના પ્રભાવને જે મનુષ્ય જાણે છે તે એક ક્ષણ માટે પણ ભગવાનને ભૂલતો નથી અને ભગવાન પણ તેને ભૂલતા નથી. સ્વયં ભગવાને કહ્યું પણ છે –

**યો માં પશ્યતિ સર્વત્ર સર્વં ચ મયિ પશ્યતિ ।**
**તસ્યાહં ન પ્રણશ્યામિ સ ચ મે ન પ્રણશ્યતિ ॥**

(ગીતા - ૬/૩૦)

'જે મનુષ્ય સઘળાં ભૂતપ્રાણીઓમાં સૌના આત્મારૂપે મુજ વાસુદેવને જ વ્યાપક જુએ છે અને સઘળાં ભૂતપ્રાણીઓને મુજ વાસુદેવની અંતર્ગત જુએ છે તેને માટે હું અદૃશ્ય હોતો નથી અને મારે માટે તે અદૃશ્ય હોતો નથી; કારણ કે તે મારામાં એકીભાવે નિત્ય સ્થિત છે.'

સાચો પ્રેમી પોતાના પ્રેમાસ્પદને છોડીને શું ભલા, કોઈ બીજાને મનમાં સ્થાન આપી શકે ખરો? જે ભાગ્યશાળી મનુષ્યો પરમ સુખમય ભગવાનના પ્રભાવને જાણીને તેને જ પોતાના એકમાત્ર પ્રેમાસ્પદ બનાવી લે છે તેઓ તો અહર્નિશ તેના જ પ્રિય નામના સ્મરણમાં તલ્લીન રહે છે, તેઓ બીજી વસ્તુ ક્યારેય ઇચ્છતા નથી અને તેમને તે રુચતી પણ નથી.

તેથી જ્યાં સુધી આવી અવસ્થા ન થાય ત્યાં સુધી આવો અભ્યાસ કરવો જોઈએ. નામનું ઉચ્ચારણ કરતી વખતે મન પ્રેમમાં એટલું મગ્ન થઈ જવું જોઈએ કે તેને પોતાના શરીરનું પણ જ્ઞાન ન રહે. ભારેમાં ભારે સંકટ આવી પડવા છતાં પણ વિશુદ્ધ પ્રેમ-ભક્તિ અને ભગવત્-સાક્ષાત્કારિતા સિવાય અન્ય કોઈ પણ સાંસારિક વસ્તુની કામના, યાચના કે ઇચ્છા ક્યારેય કરવી જોઈએ નહીં.

નિષ્કામભાવથી પ્રેમપૂર્વક વિધિસહિત જપ કરનારો સાધક સત્વરે સારો લાભ મેળવી શકે છે.

જો કોઈ એવી શંકા કરે કે ઘણા લોકો ભગવાનના નામનો જપ તો કર્યા કરે છે પણ તેમને કોઈ વિશેષ લાભ થતો જોવા મળતો નથી, તો એનો જવાબ એ હોઈ શકે કે તે લોકોએ કાં તો વિધિસહિત જપનો અભ્યાસ જ નહીં કર્યો હોય અથવા તો પોતાના જપરૂપી પરમ ધનના બદલામાં તુચ્છ સાંસારિક ભોગો ખરીદી લીધા હશે, નહીં તો તેમને અવશ્ય જ વિશેષ લાભ થાત - આમાં કોઈ શંકા નથી.

તેથી નામ-જપ કોઈ પણ પ્રકારની નાની-મોટી કામના માટે નહીં કરતાં કેવળ ભગવાનના વિશુદ્ધ પ્રેમ માટે જ કરવા જોઈએ.

## નામ-જપ કેવી રીતે કરવો જોઈએ ?

મહર્ષિ પતંજલિ કહે છે –

**તસ્ય વાચકઃ પ્રણવઃ ।**

(યોગદર્શન - ૧/૨૭)

'તે પરમાત્માનો વાચક અર્થાત્ નામ ઓંકાર છે.'

**તજ્જપસ્તદર્થભાવનમ્ ।**

(યોગદર્શન - ૧/૨૮)

'તે પરમાત્માના નામનો જપ કરવો અને તેના અર્થની ભાવના કરવી અર્થાત્ સ્વરૂપનું ચિંતન કરવું.'

**તતઃ પ્રત્યક્ચેતનાધિગમોઽપ્યન્તરાયાભાવશ્ચ ।**

(યોગદર્શન - ૧/૨૯)

'ઉપર્યુક્ત સાધનથી સમસ્ત વિઘ્નોનો નાશ થાય છે અને પરમાત્માની પ્રાપ્તિ પણ થાય છે.'

આનાથી એ સિદ્ધ થાય છે કે નામજપ નામીના સ્વરૂપના ચિંતન સહિત કરવો જોઈએ. સ્વરૂપ-ચિંતનયુક્ત નામજપ કરવાથી વિઘ્નોનો નાશ અને ભગવત્પ્રાપ્તિ થાય છે.

જોકે નામી નામને જ આધીન છે. શ્રીગોસ્વામીજી મહારાજે કહ્યું છે –

**દેખિઅહિં રૂપ નામ આધીના। રૂપ ગ્યાન નહિં નામ બિહીના॥**
**સુમિરિઅ નામ રૂપ બિનુ દેખેં। આવત હૃદયઁ સનેહ બિસેષેં॥**

(રામચરિતમાનસ, બાલકાંડ - ૨૦/૨-૩)

તેથી સ્વરૂપનું ચિંતન કરવાનો પ્રયત્ન કર્યા વગર પણ કેવળ નામ-જપના પ્રતાપે જ સાધકને સમય આવ્યે ભગવાનના સ્વરૂપનો સાક્ષાત્કાર આપોઆપ જ થઈ શકે છે; જોકે એમાં વિલંબ થાય ખરો. (પણ) ભગવાનના મનમોહન સ્વરૂપનું ચિંતન કરતા રહીને જપનો અભ્યાસ કરવામાં આવે તો સત્વરે લાભ થાય છે, કારણ કે નિરંતર ચિંતન થવાથી ભગવાનના સ્મરણમાં છેટું પડતું નથી.

તેથી જ ભગવાને ગીતામાં કહ્યું છે –

**તસ્માત્ સર્વેષુ કાલેષુ મામનુસ્મર યુધ્ય ચ।**
**મય્યર્પિતમનોબુદ્ધિર્મામેવૈષ્યસ્યસંશયમ્ ॥**

(ગીતા - ૮/૭)

'તેથી (હે અર્જુન!) તું હરહંમેશ નિરંતર મારું સ્મરણ કર અને યુદ્ધ પણ કર. આ પ્રમાણે મારામાં અર્પણ કરેલાં મન-બુદ્ધિથી યુક્ત થયેલો તું નિઃસંદેહ મને જ પ્રાપ્ત કરીશ.'

ભગવાનની આ આજ્ઞા અનુસાર ઊઠતાં-બેસતાં, ખાતાં-પીતાં, સૂતાં-જાગતાં અને પ્રત્યેક સાંસારિક કાર્ય કરતી વખતે સાધકે નામ-જપની સાથોસાથ જ મન અને બુદ્ધિથી ભગવાનના સ્વરૂપનું ચિંતન અને નિશ્ચય કરતા રહેવું જોઈએ, કે જેથી એક ક્ષણ માટે પણ તેમના સ્મરણનો વિયોગ ન થાય.

આ બાબતમાં જો કોઈ એમ પૂછે કે કયા નામનો જપ અધિક લાભદાયી છે? અને નામની સાથે ભગવાનના કેવા સ્વરૂપનું ધ્યાન કરવું જોઈએ? – તો એના જવાબમાં એ જ કહી શકાય કે પરમાત્માનાં

અનેક નામ છે તે પૈકીના જે નામમાં સાધકની વધુ રુચિ અને શ્રદ્ધા હોય તે જ નામના જપથી તેને વિશેષ લાભ થાય છે. તેથી સાધકે પોતાની રુચિને અનુકૂળ હોય તે જ ભગવાનના નામનો જપ ને ચિંતન કરવાં જોઈએ. એક વાત ચોક્કસ છે કે જે નામનો જપ કરવામાં આવે, સ્વરૂપનું ચિંતન પણ તેને જ અનુસાર થવું જોઈએ. દાખલા તરીકે,

**'ૐ નમો ભગવતે વાસુદેવાય'** આ મંત્રનો જપ કરનારાએ સર્વવ્યાપી વાસુદેવનું ધ્યાન કરવું જોઈએ. **'ૐ નમો નારાયણાય'** આ મંત્રનો જપ કરનારાએ ચતુર્ભુજ શ્રીવિષ્ણુ ભગવાનનું ધ્યાન કરવું જોઈએ. **'ૐ નમઃ શિવાય'** મંત્રનો જપ કરનારાએ ત્રિનેત્ર ભગવાન શંકરનું ધ્યાન કરવું ઉચિત છે. કેવળ ૐકારનો જપ કરનારાએ સર્વવ્યાપી સચ્ચિદાનંદઘન શુદ્ધ બ્રહ્મનું ચિંતન કરવું યોગ્ય છે. શ્રીરામ-નામનો જપ કરનારાએ શ્રીદશરથનંદન ભગવાન શ્રીરામચંદ્રજીના સ્વરૂપનું ચિંતન કરવું લાભપ્રદ છે.

**હરે રામ હરે રામ રામ રામ હરે હરે।**
**હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે॥**

(કલિસં૰ - ૧)

આ મંત્રનો જપ કરનારા વડે શ્રીરામ, શ્રીકૃષ્ણ, શ્રીવિષ્ણુ કે સર્વવ્યાપી બ્રહ્મ વગેરે બધાં જ રૂપોનું પોતાની ઇચ્છા અને રુચિ અનુસાર ધ્યાન કરી શકાય છે; કારણ કે આ બધાં નામ બધાં રૂપોનાં વાચક થઈ શકે છે.

આ ઉદાહરણોમાંથી એ જ સમજવાનું છે કે સાધકને ગુરુ પાસેથી જે નામ અને સ્વરૂપનો ઉપદેશ મળ્યો હોય, જે નામ અને રૂપમાં શ્રદ્ધા, પ્રેમ અને વિશ્વાસ વધારે હોય તથા જે નામ-રૂપ પોતાના આત્માને અનુકૂળ જણાતાં હોય તે જ નામ-રૂપના જપ અને ધ્યાનથી તેને વધુ લાભ થઈ શકે છે.

પરંતુ નામ-જપની સાથે ધ્યાન જરૂર થવું જોઈએ. વાસ્તવમાં નામની સાથે નામીનું સ્મરણ થવું અનિવાર્ય પણ છે. મનુષ્ય જે જે વસ્તુના નામનું ઉચ્ચારણ કરે છે તે તે વસ્તુના સ્વરૂપનું સ્મરણ તેને એક વાર અવશ્ય થાય છે અને જેવું સ્મરણ થાય છે કે તે અનુસાર સારું-ખોટું પરિણામ પણ નીપજે છે. જેમ કોઈ મનુષ્ય કામને વશીભૂત થઈને જ્યારે કોઈ સ્ત્રીનું સ્મરણ કરે છે ત્યારે તેના સ્મરણની સાથે જ તેના શરીરમાં કામ જાગ્રત થાય છે અને વીર્યસ્ખલન વગેરે દુર્ઘટનાઓ સર્જે છે. તે જ રીતે વીર-રસ અને કરુણ-રસપ્રધાન વૃત્તિઓના સ્મરણથી તે અનુસાર જ માનવવૃત્તિઓ અને માનવભાવો બની જાય છે. સાધુપુરુષોને યાદ કરવાથી મનમાં શ્રેષ્ઠ ભાવો જાગે છે અને દુરાચારી મનુષ્યને યાદ કરવાથી અધમ ભાવોનો આવિર્ભાવ થાય છે. જો લૌકિક સ્મરણનું આવું પરિણામ અનિવાર્ય છે તો પરમાત્માના સ્મરણથી પરમાત્માના ભાવો અને ગુણોનો અંતઃકરણમાં આવિર્ભાવ થાય એમાં તો સંદેહ જ શો છે?

તેથી સાધકે ભગવાનના પ્રેમમાં વિહ્વળ થઈને નિષ્કામભાવથી નિત્ય-નિરંતર દિવસ-રાત કર્તવ્ય-કર્મો કરતા રહીનેય ધ્યાન સહિત શ્રીભગવાનના નામ-જપનો વિશેષ પ્રયત્ન કરવો જોઈએ.

## સત્સંગથી જ નામ-જપમાં શ્રદ્ધા થાય છે

નામનો આટલો મહિમા હોવા છતાં પણ લોકો ભગવાનના પ્રેમ અને ધ્યાનથી યુક્ત નામ-જપમાં પ્રવૃત્ત શા માટે થતા નથી? આ પ્રશ્નનો જવાબ એ છે કે ભગવાનની ભક્તિનો અસલી મર્મ એ જ મનુષ્ય જાણી શકે છે કે જેના પર ભગવાનની પૂર્ણ કૃપા હોય છે.

જોકે ભગવાનની કૃપા તો હંમેશાં સૌની ઉપર સમાનભાવે હોય છે, પણ જ્યાં સુધી તેમની અપાર કૃપાને મનુષ્ય ઓળખી લેતો નથી ત્યાં સુધી તેને તે કૃપાનો લાભ થતો નથી. જેમ કે કોઈના ઘરમાં

દટાયેલું ધન છે, પણ જ્યાં સુધી તે એને જાણતો નથી ત્યાં સુધી તેને કશો લાભ થતો નથી; પરંતુ તે જ માણસ જ્યારે કોઈ જાણનારા માણસ પાસેથી જાણી લે છે અને જો મહેનત કરીને તે ધનને કાઢી લે છે તો તેને લાભ થાય છે. એવી જ રીતે ભગવાનની દયાના પ્રભાવે, જાણનારા મનુષ્યોના સંગથી માણસને ભગવાનની નિત્ય દયાની જાણ થાય છે, દયાના જ્ઞાનથી ભજનનો મર્મ તેની સમજમાં આવે છે તો પછી તે ભજનમાં પ્રવૃત્ત થાય છે અને ભજનના નિત્ય-નિરંતર અભ્યાસથી તેનાં સઘળાં સંચિત પાપો નાશ પામે છે અને તેને પરમાત્માની પ્રાપ્તિરૂપી પૂર્ણ લાભ મળે છે.

## નામમાં પાપનો નાશ કરવાની સ્વાભાવિક શક્તિ છે

આ બાબતે જો કોઈ શંકા કરે કે જો ભગવાન ભજન (ભક્તિ) કરનારાનાં પાપોનો નાશ કરી દે છે અથવા તેને માફ કરી દે છે તો શું તેમનામાં વિષમતાનો દોષ નથી આવતો? – તો એનો ઉત્તર એ છે કે જેમ અગ્નિમાં બાળવાની અને પ્રકાશ આપવાની શક્તિ સ્વાભાવિક છે તેવી જ રીતે ભગવાનના નામમાં પણ પાપોનો નાશ કરવાની સ્વાભાવિક શક્તિ છે. તેથી જ ભગવાને શ્રીગીતાજીમાં કહ્યું છે –

**સમોઽહં સર્વભૂતેષુ ન મે દ્વેષ્યોઽસ્તિ ન પ્રિયઃ।**
**યે ભજન્તિ તુ માં ભક્ત્યા મયિ તે તેષુ ચાપ્યહમ્॥**

(ગીતા - ૯/૨૯)

‘હું બધાં ભૂતપ્રાણીઓમાં સમભાવે વ્યાપક છું. નથી તો કોઈ મારું અપ્રિય અને નથી તો પ્રિય પણ; પરંતુ જે ભક્તો મને પ્રેમથી ભજે છે તેઓ મારામાં છે અને હું પણ તેમનામાં પ્રત્યક્ષ પ્રગટ છું.’

આનાથી એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે જેમ ઠંડીથી ત્રસ્ત અનેક મનુષ્યો પૈકીનો જે મનુષ્ય અગ્નિ પાસે જઈને અગ્નિનું સેવન કરે છે તેની ઠંડીનું નિવારણ કરીને અગ્નિ તેની વ્યથાને મિટાવી

દે છે; પરંતુ જેઓ અગ્નિ પાસે જતા નથી તેમની વ્યથા મટતી નથી. એથી અગ્નિમાં કોઈ વિષમતાનો દોષ આવતો નથી, કારણ કે તે સૌનેય પોતાની ગરમી આપીને તેમની વ્યથાનું નિવારણ કરવા માટે હંમેશાં તૈયાર છે. પણ કોઈ નજીક જાય જ નહીં, તો અગ્નિ શું કરે? આવી જ રીતે જે મનુષ્ય ભગવાનની ભક્તિ કરે છે તેના અંતઃકરણને શુદ્ધ કરીને ભગવાન તેનાં દુઃખોનો સર્વથા નાશ કરે છે અને તેનું કલ્યાણ કરી દે છે. તેથી ભગવાનમાં વિષમતાનો કોઈ દોષ આવતો નથી.

## નામના ભજનથી જ જ્ઞાન થઈ જાય છે

**શંકા :** એ વાત તો માની લીધી કે ભગવાનના નામ(જપ)થી પાપોનો નાશ થાય છે, પણ તેને પરમપદની પ્રાપ્તિ કેવી રીતે થઈ શકે, કારણ કે પરમાત્માની પ્રાપ્તિ તો કેવળ જ્ઞાનથી જ થાય છે?

**ઉત્તર :** એ બરાબર છે. પરમપદની પ્રાપ્તિ જ્ઞાનથી જ થાય છે; પરંતુ શ્રદ્ધા, પ્રેમ અને વિશ્વાસપૂર્વક નિષ્કામભાવે કરવામાં આવતી ભક્તિના પ્રભાવથી ભગવાન તેને પોતાનું તે જ્ઞાન પ્રદાન કરે છે કે જેનાથી તેને ભગવાનના સ્વરૂપના તત્ત્વનું જ્ઞાન થઈ જાય છે અને એનાથી તે સાધકને પરમપદની પ્રાપ્તિ અવશ્ય થઈ જાય છે. ભગવાને કહ્યું છે –

**મચ્ચિતા મદ્ગતપ્રાણા બોધયન્તઃ પરસ્પરમ્ ।**
**કથયન્તશ્ચ માં નિત્યં તુષ્યન્તિ ચ રમન્તિ ચ ॥**
**તેષાં સતતયુક્તાનાં ભજતાં પ્રીતિપૂર્વકમ્ ।**
**દદામિ બુદ્ધિયોગં તં યેન મામુપયાન્તિ તે ॥**
**તેષામેવાનુકમ્પાર્થમહમજ્ઞાનજં તમઃ ।**
**નાશયામ્યાત્મભાવસ્થો જ્ઞાનદીપેનભાસ્વતા ॥**

(ગીતા - ૧૦/૯-૧૧)

'નિરંતર મારામાં મન પરોવનારા, મારામાં જ પ્રાણ અર્પણ કરનારા ભક્તો મારી ભક્તિની ચર્ચા દ્વારા પરસ્પરમાં મારા પ્રભાવને જણાવતા રહીને તથા ગુણ અને પ્રભાવ સહિત મારું કથન કરતા કરતા જ નિરંતર સંતુષ્ટ રહે છે અને મુજ વાસુદેવમાં જ નિરંતર રમણ કરે છે; નિરંતર મારા ધ્યાનમાં જોડાયેલા અને પ્રેમપૂર્વક ભજનારા તે ભક્તોને હું તે તત્ત્વજ્ઞાનરૂપી યોગ આપું છું, કે જેથી તેઓ મને જ પ્રાપ્ત કરી લે છે. તેમના ઉપર અનુગ્રહ કરવા માટે તેમના અંતઃકરણમાં રહેલો હું પોતે જ તેમના અજ્ઞાનજનિત અંધકારનો પ્રકાશમય તત્ત્વજ્ઞાનરૂપી દીપક વડે નાશ કરી દઉં છું.'

તેથી નિરંતર પ્રેમપૂર્વક નિષ્કામ નામ-જપ અને સ્વરૂપ-ચિંતન કરવાથી આપોઆપ જ જ્ઞાન ઉત્પન્ન થઈ જાય છે અને તે જ્ઞાનથી સાધકને સત્વરે જ પરમપદની પ્રાપ્તિ થઈ જાય છે.

## નામની ઉપેક્ષા કરવી જોઈએ નહીં

કેટલાક ભાઈઓ નામ-જપના મહત્ત્વને નહીં સમજવાને કારણે તેમની નિંદા કરી બેસે છે. તેઓ કહેતા રહે છે કે 'રામ-રામ' કરવું અને 'ટેં-ટેં' કરવું એ એકસરખું જ છે. સાથે જ એમ પણ કહે છે કે નામ-જપના ધતિંગથી તો આળસુ બનવાનું અને એમ જીવનને નષ્ટ કરવાનું જ બને છે. આ પ્રકારની બીજી પણ અનેક વાતો (દલીલો) કરવામાં આવે છે.

એવા ભાઈઓને મારી પ્રાર્થના છે કે કશી તપાસ કર્યા વગર જ આ પ્રકારે નામજપની નિંદા કરીને જપ કરનારાઓના હૃદયમાં અશ્રદ્ધા પેદા કરવાનો હીન પ્રયત્ન તેઓ ન કરે; બલકે થોડા સમય સુધી નામજપ કરીને જુએ કે એનાથી શો લાભ થાય છે. અમસ્તાં જ નિંદા કે ઉપેક્ષા કરીને પાપના ભાગી બનવું જોઈએ નહીં.

## નામ-જપમાં પ્રમાદ અને આળસ કરવાં યોગ્ય નથી

ઘણાબધા ભાઈઓ નામ-જપ અથવા ભજનને સારું તો સમજે છે, પરંતુ પ્રમાદ કે આળસને લીધે ભજન કરતા નથી. આ તેમની ઘણી મોટી ભૂલ છે. દુર્લભ અને વળી ક્ષણભંગુર એવું મનુષ્યશરીર પામીને જેઓ ભજનમાં આળસ કરે છે તેમને તો ભલા, શું કહેવું? જીવનનો સદ્વ્યય (સદુપયોગ) ભજનમાં જ છે. જો અત્યારે પ્રમાદને લીધે આ અમૂલ્ય સારી તક ગુમાવી બેઠા તો પશ્ચાત્તાપ સિવાય અન્ય કશુંય હાથમાં નહીં આવે. કબીરજીએ કહ્યું છે –

**મરોગે મરિ જાઓગે, કોઈ ન લેગા નામ ।**
**ઊજડ઼ જાય બસાઓગે, છાડ઼િ બસન્તા ગામ ॥**
**આજકાલકી પાઁચ દિન, જંગલ હોગા બાસ ।**
**ઊપર ઊપર હલ ફિરૈં, ઢોર ચરેંગે ઘાસ ॥**
**આજ કહે મૈં કાલ ભજૂઁ, કાલ કહે ફિર કાલ ।**
**આજકાલકે કરત હી, ઔસર જાસી ચાલ ॥**
**કાલ ભજન્તા આજ ભજ, આજ ભજન્તા અબ ।**
**પલમેં પરલય હોયગી, ફેર ભજેગા કબ ॥**

તેથી આળસ અને પ્રમાદનો પરિત્યાગ કરીને જે કોઈ પણ પ્રકારે બની શકે – ઊઠતાં, બેસતાં, સૂતાં અને સઘળાં કર્તવ્ય-કર્મો કરતાં કરતાં સદા-સર્વદા ભજન કરવાનો અભ્યાસ અવશ્ય કરવો જોઈએ.

મા બાળકો પોતાને ભૂલી જાય એ માટે તેમની આગળ અનેક પ્રકારનાં રમકડાં લાવી મૂકે છે, ખાવાની કેટલીક ચીજો તેમના હાથમાં આપે છે. જે બાળકો તે ચીજોમાં રમમાણ થઈને મા માટે રોવાનું છોડી દે છે તેમને મા પણ છોડી દે છે અને પોતાનું બીજું કામ કરવા લાગે છે. પરંતુ જે બાળક કોઈ પણ ભુલાવામાં પડ્યા વગર કેવળ 'મા, મા' જ પોકાર્યા કરે છે તેને મા અવશ્યપણે જ પોતાના ખોળામાં લેવાને બાધ્ય બને છે. ઘરનાં બધાં જરૂરી કામ છોડીને પણ માએ તરત જ

આવા જિદ્દી બાળક પાસે આવવું પડે છે અને તે પોતાની છાતીએ લગાવીને લાડ કરવાં પડે છે; કારણ કે માતા એ વાત જાણે છે કે આ બાળક મારા સિવાય અન્ય કોઈ વિષયમાં પણ ભૂલતું નથી.

આ જ પ્રમાણે ભગવાન પણ ભક્તની પરીક્ષા માટે તેને તેની ઈચ્છા મુજબના અનેક પ્રકારના વિષયોનું પ્રલોભન આપીને ભુલાવવા ઈચ્છે છે. જે આ વિષયોમાં ભૂલે છે તે તો આ પરીક્ષામાં અનુત્તીર્ણ થાય છે, પરંતુ જે ભગ્યશાળી ભક્ત સંસારના સમસ્ત પદાર્થોને તુચ્છ, ક્ષણિક અને નાશવંત સમજીને તેમને લાત મારી દે છે અને પ્રેમમગ્ન થઈને સાચા અંતઃકરણથી તે સચ્ચિદાનંદમયી માતાને (અર્થાત્ ભગવાનને) મળવા માટે જ લગાતાર રડ્યા કરે છે એવા ભક્ત માટે સઘળાં કામો છોડીને ભગવાને સ્વયં તરત આવવું પડે છે. મહાત્મા કબીરજી કહે છે –

**કેશવ કેશવ કૂકિયે, ન કૂકિયે અસાર ।**
**રાત દિવસકે કૂકતે, કભી તો સુનેં પુકાર ॥**
**રામ નામ રટતે રહો, જબલગ ઘટમેં પ્રાન ।**
**કબહૂઁ તો દીનદયાલકે, ભનક પરેગી કાન ॥**

તેથી સંસારના સઘળા વિષયોને વિષના લાડુ સમજીને, તેમનામાંથી મન હટાવી લઈને શ્રીપરમાત્માના નામનો જપ કરવા લાગી જવું એ જ પરમ કર્તવ્ય છે. જે પરમાત્માના નામનો જપ કરે છે તેને દયાળુ પરમાત્મા જ સત્વરે ભવબંધનમાંથી મુક્ત કરી દે છે.

જો એમ કહેવામાં આવે કે ઈશ્વર ન્યાયકારી છે, ભજનારાનાં જ પાપોનો નાશ કરીને તેને પરમ ગતિ આપે છે, તો પછી તેમને દયાળુ શા માટે કહેવા જોઈએ?

આમ કહેવું યુક્તિસંગત નથી. સંસારના મોટા મોટા રાજા-મહારાજાઓ પોતાના ઉપાસકોને ધન વગેરે બાહ્ય પદાર્થો આપીને

સંતુષ્ટ કરે છે, પરંતુ ભગવાન એવું કરતા નથી; તેમનો તો એ નિયમ છે કે તેમને જે ભક્ત જે કોઈ ભાવથી ભજે છે તેને તેઓ પણ તે જ ભાવથી ભજે છે.

**યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્ ।**

(ગીતા - ૪/૧૧)

પરમાત્મા નાના-મોટાનો કોઈ ખ્યાલ કરતા નથી. એક નાનામાં નાની વ્યક્તિ પરમાત્માને જ ભાવથી ભજે છે, તેમની સાથે જેવો વર્તાવ કરે છે તેઓ પણ તેને તે જ રીતે ભજે છે અને તેની સાથે તેવો જ વર્તાવ કરે છે. જો કોઈ તેમના માટે રડીને વ્યાકુળ થાય છે તો તેઓ પણ તેને મળવા માટે તે જ રીતે વિહ્વળ થઈ જાય છે. આ તેમની કેટલી દયાની વાત છે!

તેથી આ અનિત્ય, ક્ષણભંગુર, નાશવંત સંસારના સમસ્ત મિથ્યા ભોગો છોડીને તે સર્વશક્તિમાન, ન્યાયકારી, શુદ્ધ, પરમ દયાળુ, સાચા પ્રેમી પરમાત્માના પાવન નામનો નિષ્કામ પ્રેમભાવથી ધ્યાન સહિત સદા-સર્વદા જપ-કરતા રહેવું જોઈએ.

સંસારનાં સમસ્ત દુઃખોમાંથી મુક્ત થઈને, ઈશ્વરનો સાક્ષાત્કાર કરવા માટે નામ જપ જ સર્વોપરી યુક્તિસંગત સાધન છે.



# સત્સંગ અને ભગવદ્‌ભક્તોનાં લક્ષણો, તેમનો મહિમા, પ્રભાવ અને ઉદાહરણો

'સત્' કે જે ભગવાન છે તેમના પ્રત્યે પ્રેમ અને તેમનો મેળાપ એ જ વાસ્તવિક અને મુખ્ય સત્સંગ છે. ભગવાનને પામી ચૂકેલા અથવા જીવન્મુક્ત થયેલા જ્ઞાની મહાત્માઓનો સંગ એ બીજી શ્રેણીનો સત્સંગ છે. ભગવાનના પ્રેમી ઊંચી કોટિના સાધકોનો સંગ એ ત્રીજી શ્રેણીનો સત્સંગ છે. ચોથી શ્રેણીમાં સત્-શાસ્ત્રોનું અનુશીલન એ પણ સત્સંગ છે.

સત્-સ્વરૂપ ભગવાનમાં પ્રેમ થવો અને ભગવાન મળવા એ તો બધાં સાધનોનું ફળ છે તથા જેઓ ભગવાનને પામી ચૂક્યા છે અને જેમનો ભગવાનમાં અનન્ય પ્રેમ છે એવા ભગવત્પ્રાપ્ત ભક્તોનો મેળાપ કે સંગ ભગવાનની કૃપાથી જ મળે છે. તે મનુષ્ય ભગવાનની કૃપાનો અધિકારી બને છે કે જે પોતાના ઉપર ભગવાનની કૃપા છે એમ માને છે. તે પછી ભગવાનની તે કૃપાનું તત્ત્વ જાણીને પરમશાંતિ પ્રાપ્ત કરી લે છે. (ગીતા - ૫/૨૯) જેમને ભગવાનમાં અને તેમના ભક્તોમાં શ્રદ્ધા, વિશ્વાસ અને પ્રેમ થાય છે તેમ જ જેમના અંતઃકરણમાં શ્રદ્ધા અને ભક્તિ-વિષયક પૂર્વસંસ્કારો સંચિત હોય છે તેઓ પણ ભગવાનની કૃપાના અધિકારી થાય છે.

શ્રીરામચરિતમાનસના સુંદરકાંડમાં ભક્ત વિભીષણે હનુમાનજીને કહ્યું છે –

**અબ મોહિ ભા ભરોસ હનુમંતા । બિનુ હરિ કૃપા મિલહિં નહિં સંતા ॥**

(શ્રીરામચરિતમાનસ, સુંદરકાંડ - ૬/૨)

'હે હનુમાન! હવે મને વિશ્વાસ થઈ ગયો છે કે શ્રીરામજીની મારા પર કૃપા છે, કારણ કે શ્રીહરિની કૃપા વિના સંત મળતા નથી.'

શ્રીશિવજી પણ પાર્વતીજીને કહે છે –

**ગિરિજા સંત સમાગમ સમ ન લાભ કછુ આન।**
**બિનુ હરિ કૃપા ન હોઈ સો ગાવહિં બેદ પુરાન॥**

(શ્રીરામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૧૨૫ ખ)

'હે પર્વતપુત્રી! સંતસમાગમ જેવો બીજો કોઈ લાભ નથી. પણ તે શ્રીહરિની કૃપા વિના સંભવિત નથી. આવી વાત વેદો અને પુરાણો કહે છે.'

પૂર્વેના ઉત્તમ સંસ્કારોના પ્રભાવથી પણ ભક્તોનું મિલન થાય છે. શ્રીરામચરિતમાનસના ઉત્તરકાંડમાં સ્વયં ભગવાન શ્રીરામચંદ્રજીએ પ્રજાને ઉપદેશ આપતાં કહ્યું છે –

**ભક્તિ સુતંત્ર સકલ સુખ ખાની। બિનુ સતસંગ ન પાવહિં પ્રાની॥**
**પુન્ય પુંજ બિનુ મિલહિં ન સંતા। સતસંગતિ સંસૃતિ કર અંતા॥**

(શ્રીરામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૪૪/૩)

'ભક્તિ સ્વતંત્ર સાધન છે અને તે બધાં સુખોની ખાણ છે; પરંતુ સત્સંગ વિના પ્રાણી તેને પામી શકતાં નથી અને પુણ્યસમુદાય વિના સંતો મળતા નથી. સત્-પુરુષોનો સંગ (સત્-સંગતિ) જ જન્મમરણના ચક્રનો અંત કરે છે.'

હવે એવા ભગવત્પ્રાપ્ત મનુષ્યનાં લક્ષણો બતાવવામાં આવે છે કે જેને ગીતામાં સ્વયં ભગવાને પોતાનો પ્રિય ભક્ત કહ્યો છે –

**અદ્વેષ્ટા સર્વભૂતાનાં મૈત્રઃ કરુણ એવ ચ।**
**નિર્મમો નિરહઙ્કારઃ સમદુઃખસુખઃ ક્ષમી॥**
**સન્તુષ્ટઃ સતતં યોગી યતાત્મા દૃઢનિશ્ચયઃ।**
**મય્યર્પિતમનોબુદ્ધિર્યો મદ્ભક્તઃ સ મે પ્રિયઃ॥**

(ગીતા - ૧૨/૧૩-૧૪)

'જે મનુષ્ય જીવમાત્ર પ્રત્યે દ્વેષભાવરહિત, સૌનો સ્વાર્થરહિત પ્રેમી અને નિર્હેતુક દયાળુ છે તથા મમતારહિત, અહંકારશૂન્ય, સુખદુઃખોની પ્રાપ્તિમાં સમ અને ક્ષમાશીલ છે અર્થાત્ અપરાધ કરનારાને પણ અભય કરી દે છે તથા જે યોગી નિરંતર સંતુષ્ટ છે, જેણે મન-ઇન્દ્રિયો સહિત શરીરને વશ કરી લીધું છે, જેનો મારામાં દૃઢ નિશ્ચય છે તથા જેનાં મનબુદ્ધિ મારામાં અર્પણ કરાયેલાં છે તે મારો ભક્ત મને પ્રિય છે.'

ભગવત્પ્રાપ્ત ભક્તો અથવા જીવન્મુક્ત ગુણાતીત મનુષ્યોનો બધાં પ્રાણીઓ અને પદાર્થો પ્રત્યે સમાન ભાવ હોય છે. (ગીતા - ૧૪/૨૪-૨૫) તેમનો કોઈની પણ સાથે વ્યક્તિગત સ્વાર્થનો સંબંધ હોતો નથી. (ગીતા - ૩/૧૮) તેમનો શરીર, ઘર વગેરેમાં મમતા, આસક્તિ અને અભિમાનનો સર્વથા અભાવ હોય છે. (ગીતા - ૧૨/૧૯) તેમની બધાં જ (યાવન્માત્ર) પ્રાણીઓ પર દયા અને પ્રેમ હોય છે. (ગીતા - ૧૨/૧૩) તેમ જ તેમનો બધાંમાં સમભાવ પણ હોય છે. તે પરમાત્મપ્રાપ્ત મનુષ્યોના સમભાવનું વર્ણન કરતાં ભગવાન કહે છે –

**વિદ્યાવિનયસમ્પન્ને બ્રાહ્મણે ગવિ હસ્તિનિ ।**
**શુનિ ચૈવ શ્વાપાકે ચ પણ્ડિતાઃ સમદર્શિનઃ ॥**

(ગીતા - ૫/૧૮)

'તે જ્ઞાનીજનો વિદ્યા અને વિનયયુક્ત બ્રાહ્મણમાં તથા ગાય, હાથી, કૂતરા અને ચાંડાલમાં પણ સમદૃષ્ટિ રાખે છે.'

અહીં ભગવાને જ્ઞાનીને સમદર્શી કહીને એવો ભાવ વ્યક્ત કર્યો છે કે સૌની સાથે શાસ્ત્રવિહિત ન્યાયયુક્ત વ્યવહારનો ભેદ રહેતો હોવા છતાં પણ તેમનો બધાંમાં સમભાવ હોય છે. સૌની સાથે સમાન વ્યવહાર તો કોઈ કરી જ શકતું નથી, કારણ કે લગ્ન, શ્રાદ્ધ વગેરે

કર્મ બ્રાહ્મણ પાસે જ કરાવવામાં આવે છે, ચાંડાલ વગેરે પાસે નહીં; દૂધ ગાયનું જ પીવામાં આવે છે, કૂતરીનું નહીં; સવારી હાથી પર જ કરવામાં આવે છે, ગાય પર નહીં; પાંદડાં, ઘાસ વગેરે હાથી અને ગાયને જ ખવડાવવામાં આવે છે કે, કૂતરાં કે માણસોને નહીં. તેથી સૌનું હિત દૃષ્ટિ સમક્ષ રાખીને જ આદર-સત્કારપૂર્વક સૌની સાથે યથાયોગ્ય વ્યવહાર કરવો એ જ સમવ્યવહાર છે, નહીં કે એક જ પદાર્થથી સૌની સમાન- રૂપે સેવા કરવી તે. પરંતુ બધાંમાં વ્યવહારનો યથાયોગ્ય ફરક (ભેદ) રહેવા છતાં પણ પ્રેમ અને આત્મીયતા પોતાના શરીરની જેમ બધાંમાં સમાન હોવાં જોઈએ. જેમ કે, પોતાના શરીરમાં પ્રેમ અને આત્મભાવ (આત્મીયતા – પોતાપણું) સમાન હોવા છતાં પણ વ્યવહાર પોતાનાં જ અંગો સાથે અલગ અલગ હોય છે. જેમ કે મસ્તક સાથે બ્રાહ્મણના જેવો, હાથો સાથે ક્ષત્રિયના જેવો, જાંઘો સાથે વૈશ્યના જેવો, પગો સાથે શૂદ્રના જેવો તેમ જ ગુદા-ઉપસ્થ વગેરે સાથે શૂદ્ર (અછૂત)ના જેવો વ્યવહાર કરવામાં આવે છે. તેવી જ રીતે સૌની સાથે પોતાના આત્મા સમાન સમભાવ રાખીને જ યથાયોગ્ય વ્યવહાર કરવો જોઈએ. ભગવાન કહે છે –

**આત્મૌપમ્યેન સર્વત્ર સમં પશ્યતિ યોઽર્જુન ।**
**સુખં વા યદિ વા દુઃખં સ યોગી પરમો મતઃ ॥**

(ગીતા - ૬/૩૨)

‘હે અર્જુન! જે યોગી સમસ્ત ભૂતપ્રાણીઓમાં પોતાના જેવી સમદૃષ્ટિ રાખે છે અને સુખ અથવા દુઃખને પણ બધાંમાં સમાન જુએ છે તે યોગીને પરમ શ્રેષ્ઠ માનવામાં આવ્યો છે.’

શ્રીરામચરિતમાનસમાં ભરતને સંતોનાં લક્ષણ બતાવતાં ભગવાન શ્રીરામચંદ્રજી કહે છે –

**બિષય અલંપટ સીલ ગુનાકર । પર દુખ દુખ સુખ સુખ દેખે પર ॥**
**સમ અભૂતરિપુ બિમદ બિરાગી । લોભામરષ હરષ ભય ત્યાગી ॥**
**કોમલચિત દીનન્હ પર દાયા । મન બચ ક્રમ મમ ભગતિ અમાયા ॥**
**સબહિ માનપ્રદ આપુ અમાની । ભરત પ્રાન સમ મમ તે પ્રાની ॥**
**બિગત કામ મમ નામ પરાયન । સાંતિ બિરતિ બિનતી મુદિતાયન ॥**
**સીતલતા સરલતા મયત્રી । દ્વિજ પદ પ્રીતિ ધર્મ જનયત્રી ॥**
**એ સબ લચ્છન બસહિં જાસુ ઉર । જાનેહુ તાત સંત સંતત ફુર ॥**
**સમ દમ નિયમ નીતિ નહિં ડોલહિં । પરુષ બચન કબહૂઁ નહિં બોહલિં ॥**

(શ્રીરામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૩૭/૧-૪)

**નિંદા અસ્તુતિ ઉભય સમ મમતા મમ પદ કંજ ।**
**તે સજ્જન મમ પ્રાનપ્રિય ગુન મંદિર સુખ પુંજ ॥**

(શ્રીરામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૩૮)

'સંતો વિષયોમાં લેપાતા નથી, તેઓ શીલ અને સદ્ગુણોની ખાણ હોય છે. તેમને પારકાનું દુઃખ જોઈને દુઃખ અને સુખ જોઈને સુખ થાય છે. તેઓ બધાંમાં સર્વત્ર હરહંમેશ સમદૃષ્ટિ રાખે છે. તેમના મનમાં તેમનો (પોતાનો) કોઈ શત્રુ હોતો નથી. તેઓ અહંકારરહિત અને વૈરાગ્યવાન હોય છે તથા લોભ, ક્રોધ, હર્ષ અને ભયનો ત્યાગ કરનારા હોય છે. તેમનું ચિત્ત ઘણું કોમળ હોય છે. તેઓ દીનજનો પર દયા કરે છે તથા મન, વચન અને કર્મથી મારી નિષ્કપટ (વિશુદ્ધ) ભક્તિ કરે છે. તેઓ સૌને સમ્માન આપે છે, પણ પોતે માનરહિત હોય છે. હે ભરત! તે મનુષ્યો (સંતજનો) મને પ્રાણો જેટલા પ્રિય હોય છે. તેમનામાં કોઈ કામના હોતી નથી. તેઓ મારા નામને પરાયણ (આશ્રિત) હોય છે તથા શાન્તિ, વૈરાગ્ય, વિનય અને પ્રસન્નતાનું સદન (ઘર) હોય છે. તેમનામાં શીતળતા, સરળતા, સૌ પ્રત્યે મિત્રભાવ અને બ્રાહ્મણોનાં ચરણોમાં પ્રીતિ હોય છે, કે જે સઘળા ધર્મોની જનેતા છે. હે તાત! આ બધાં લક્ષણો જેના હૃદયમાં વાસ કરતાં હોય તેને

હંમેશાં સાચો સંત માનવો જોઈએ. જેમનું મન અને ઇન્દ્રિયો વશમાં હોય છે, જેઓ નિયમ (સદાચાર) અને નીતિ (મર્યાદા)માંથી ક્યારેય વિચલિત થતા નથી અને મુખેથી ક્યારેય કઠોર વચન બોલતા નથી, જેમને નિંદા અને સ્તુતિ બંને સમાન હોય છે અને જેમની મારાં ચરણકમળોમાં મમતા છે તેવા ગુણોના ધામ અને સુખના નિધિ - સંતજનો મને પ્રાણો સમાન પ્રિય છે.'

આ લક્ષણો પૈકીનાં ઘણાંબધાં તો આંતરિક હોવાને કારણે સ્વસંવેદ્ય (અર્થાત્ જાતે જ અનુભવી શકાય તેવાં) છે, તેથી તેમને તે ભક્તો પોતે જ જાણે છે; જ્યારે ઘણાંબધાં આચરણ એવાં પણ છે કે જેમને જોઈને બીજા લોકો પણ તેમની સ્થિતિનું થોડું અનુમાન લગાવી શકે છે. પરંતુ વાસ્તવમાં તો ઈશ્વર અને મહાત્માઓની જેમના પર કૃપા થાય છે તેઓ જ તેમને (સંતનાં લક્ષણો-આચરણોને) જાણી શકે છે. જેમના સંગ, દર્શન, ભાષણ અને વાર્તાલાપથી પોતાનામાં ભગવત્પ્રાપ્ત મનુષ્યોનાં લક્ષણોનો પ્રાદુર્ભાવ થાય, તેઓ જ, આપણે માટે તો ભગવત્પ્રાપ્ત સંતો છે – આમ સમજીને તે સત્પુરુષો પાસેથી લાભ ઉઠાવવો જોઈએ. જે મનુષ્ય સત્પુરુષોનો શ્રદ્ધા-ભક્તિપૂર્વક સંગ કરીને તેમની આજ્ઞાનું પાલન કરે છે તે જ તેમની પાસેથી વિશેષ લાભ ઉઠાવી શકે છે. ગીતામાં ભગવાને કહ્યું છે –

**અન્યે ત્વેવમજાનન્તઃ શ્રુત્વાન્યેભ્ય ઉપાસતે ।**
**તેડપિ ચાતિતરન્ત્યેવ મૃત્યું શ્રુતિપરાયણાઃ ॥**

(ગીતા - ૧૩/૨૫)

'બીજા (ધ્યાનયોગ, જ્ઞાનયોગ, કર્મયોગની વાત નહીં જાણનારા મંદબુદ્ધિ લોકો) આ પ્રમાણે જાણતા નહીં હોવાથી બીજાઓ પાસેથી – તત્ત્વને જાણનારા મનુષ્યો પાસેથી સાંભળીને જ તે અનુસાર ઉપાસના કરે છે અને તે શ્રવણપરાયણ મનુષ્યો જ મૃત્યુરૂપી સંસારસાગરને નિઃસંદેહ પાર કરી લે છે.'

આવા સંતોના સંગના મહિમાનું અને પ્રભાવનું વર્ણન કરતાં ગોસ્વામી શ્રીતુલસીદાસજી કહે છે –

**જલચર થલચર નભચર નાના । જે જડ઼ ચેતન જીવ જહાના ॥**
**મતિ કીરતિ ગતિ ભૂતિ ભલાઈ । જબ જેહિં જતન જહાઁ જેહિં પાઈ ॥**
**સો જાનબ સતસંગ પ્રભાઊ । લોકહુઁ બેદ ન આન ઉપાઊ ॥**
**બિનુ સતસંગ બિબેક ન હોઈ । રામ કૃપા બિનુ સુલભ ન સોઈ ॥**
**સતસંગત મુદ મંગલ મૂલા । સોઈ ફલ સિધિ સબ સાધન ફૂલા ॥**
**સઠ સુધરહિં સતસંગતિ પાઈ । પારસ પરસ કુધાત સુહાઈ ॥**

(શ્રીરામચરિતમાનસ, બાલકાંડ - ૨/૨-૫)

'પાણીમાં રહેનારા, જમીન પર વિચરણ કરનારા અને આકાશમાં વિરહનારા અનેક પ્રકારના જે પણ જડ અને ચેતન (ચર-અચર) જીવો આ જગતમાં છે તેમનામાંથી જેણે, જે સમયે, જ્યાં ક્યાંય પણ, જે કોઈ પણ ઉપાયથી બુદ્ધિ (જ્ઞાન), કીર્તિ, સદ્ગતિ, વિભૂતિ (ઐશ્વર્ય) અને ભલાઈ (સારાપણું) મેળવ્યાં છે – એ બધો સત્સંગનો જ પ્રભાવ સમજવો જોઈએ. વેદોમાં અને જગતમાં પણ તેમની પ્રાપ્તિનું બીજું કોઈ સાધન નથી. સત્સંગ વિના વિવેક (સારા-ખોટાની ઓળખબુદ્ધિ) થતો નથી અને શ્રીરામચંદ્રજીની કૃપા વિના તે સત્સંગ સહજપણે મળતો નથી. સત્સંગ આનંદ અને કલ્યાણનું મૂળ છે. સત્સંગની સિદ્ધિ (પ્રાપ્તિ) જ ફળ છે, અન્ય બધાં સાધન તો ફૂલ છે. દુષ્ટો પણ સત્સંગ પામીને સુધરી જાય છે, જેમ કે પારસના સ્પર્શથી લોઢું સોહામણું થઈ જાય છે – સુંદર સુવર્ણ બની જાય છે.'

આ જ વિષયમાં શ્રીમહાદેવજીએ ગરુડજીને કહ્યું છે –

**બિનુ સતસંગ ન હરિ કથા તેહિ બિનુ મોહ ન ભાગ ।**
**મોહ ગએઁ બિનુ રામ પદ હોઈ ન દૃઢ઼ અનુરાગ ॥**

(શ્રીરામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૬૧)

'સત્સંગ વિના શ્રીહરિની કથા સાંભળવા મળતી નથી, હરિકથાના શ્રવણ વિના મોહ ભાગતો નથી – મોહનો નાશ થતો નથી અને મોહ ગયા વિના શ્રીરામચંદ્રજીનાં ચરણોમાં દૃઢ (અચળ) પ્રેમ થતો નથી.'

શ્રીકાકભુશુંડિજીએ પણ ગરુડજીને કહ્યું છે –

**સબ કર ફલ હરિ ભગતિ સુહાઈ । સો બિનુ સંત ન કાહૂઁ પાઈ ॥**
**અસ બિચારિ જોઈ કર સતસંગા । રામ ભગતિ તેહિ સુલભ બિહંગા ॥**

(શ્રીરામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૧૧૯/૯-૧૦)

'સુંદર હરિભક્તિ જ સઘળાં સાધનોનું ફળ છે; પરંતુ તે સંત(ની કૃપા) વિના કોઈએ મેળવી નથી. આમ વિચાર કરીને જે કોઈ પણ સંતોનો સંગ કરે છે, તેને માટે હે ગરુડજી! શ્રીરામજીની ભક્તિ સુલભ થઈ જાય છે.'

તો પછી ભગવાને સંસારનું કલ્યાણ કરવા માટે જ જેમને સંસારમાં મોકલ્યા છે તે પરમ અધિકારી મનુષ્યોની તો વાત જ શી કરવી? તેમના તો દર્શન, ભાષણ, સ્પર્શ, ચિંતન અને વાર્તાલાપથી પણ વિશેષ લાભ થઈ શકે છે. જેમ કોઈ કામી માણસના મનમાં કામિનીના (સ્ત્રીના) દર્શન, ભાષણ, સ્પર્શ કે ચિંતનથી કામ જાગી ઊઠે છે તેવી જ રીતે ભગવત્પ્રેમી મનુષ્યોના દર્શન, ભાષણ, સ્પર્શ કે ચિંતનથી ભગવાનમાં પ્રેમ અવશ્ય જાગ્રત થવો જોઈએ. જાણીતું છે કે પારસના સંગથી લોઢું સોનું બની જાય છે; પણ મહાત્માના સંગનો તો એના કરતાં પણ અધિક મહિમા બતાવવામાં આવ્યો છે. કોઈ કવિએ કહ્યું છે –

**પારસ મેં અરુ સંત મેં, બહુત અંતરૌ જાન ।**
**વહ લોહા કંચન કરૈ, વહ કરૈ આપુ સમાન ॥**

'પારસમાં અને સંતમાં ઘણો ફરક સમજવો જોઈએ. પારસ

લોઢાને સોનું ચોક્કસ બનાવી દે છે, પરંતુ સંત તો પોતાના સંપર્કમાં આવનારાને પોતાના જેવો જ બનાવી દે છે.'

પારસની સાથે સંબંધ થવાથી લોઢું ચોક્કસ જ સોનું બની જાય છે. જો ના બને તો એમ જ સમજવું જોઈએ કે કાં તો તે પારસ પારસ નથી અથવા તો તે લોઢું લોઢું નથી. આ જ પ્રમાણે મહાપુરુષોના સંગથી સાધક ચોક્કસ જ મહાપુરુષ બની જાય છે. જો એવું નથી બનતું તો એમ જ સમજવું જોઈએ કે કાં તો તે મહાપુરુષ, મહાપુરુષ નથી અથવા તો તે સાધકમાં શ્રદ્ધા-વિશ્વાસ અને પ્રેમની ઊણપ છે.

તે અધિકારી ભગવદ્ભક્ત મનુષ્યોની તો જ્યાં પણ દૃષ્ટિ પડે છે, તેઓ મનથી જેમનું પણ સ્મરણ કરે છે અથવા જેમનો સ્પર્શ કરે છે તે વ્યક્તિઓમાં અને પદાર્થોમાં ભગવાનના પ્રેમના પરમાણુ પ્રવેશ કરે છે. કોઈ જિજ્ઞાસુનું મૃત્યુ થાય એ પહેલાં જો તેઓ તેની પાસે પહોંચી જાય છે તો તેઓ તેને કથા-કીર્તન સંભળાવીને તેનું કલ્યાણ કરી દે છે. શ્રીનારદપુરાણમાં તો ત્યાં સુધી કહેવામાં આવ્યું છે કે –

**મહાપાતકયુક્તા વા યુક્તા વા ચોપપાતકૈઃ ।**
**પરં પદં પ્રયાન્ત્યેવ મહદ્ભિરવલોકિતાઃ ॥**
**કલેવરં વા તદ્ભસ્મ તદ્ધૂમં વાપિ સત્તમ ।**
**યદિ પશ્યતિ પુણ્યાત્મા સ પ્રયાતિ પરાં ગતિમ્ ॥**

(નારદપુરાણ, પૂર્વ૦ - ૭/૭૪-૭૫)

'જેમને અધિકારી મહાપુરુષો નીરખી લે છે તેઓ મહાપાતક કે ઉપપાતકોથી યુક્ત હોય તોપણ અવશ્ય પરમપદને પ્રાપ્ત કરી લે છે. આવા પવિત્ર આત્માવાળા મહાપુરુષો જો કોઈના મૃત શરીરને (શબને), તેની ચિતાના ધૂમાડાને અથવા તેની ભસ્મને પણ જોઈ લે તો તે મૃતક મનુષ્ય પણ પરમ ગતિ મેળવી લે છે.'

તેથી મહાપુરુષોના સંગનો મહિમા શાસ્ત્રોમાં વિશેષરૂપે વર્ણવાયેલો છે. શ્રીમદ્‌ભાગવતમાં કહેવામાં આવ્યું છે –

**તુલયામ લવેનાપિ ન સ્વર્ગં નાપુનર્ભવમ્ ।**
**ભગવત્સઙ્ગિસઙ્ગસ્ય મર્ત્યાનાં કિમુતાશિષઃ ॥**

(શ્રીમદ્‌ભાગવત - ૧/૧૮/૧૩)

'ભગવાનના સંગી (ભગવત્પ્રેમી) મનુષ્યોના લવ (ક્ષણ)માત્રના પણ સંગની સાથે આપણે સ્વર્ગની તો શું, મોક્ષની પણ તુલના કરી શકતા નથી; તો પછી સંસારના તુચ્છ ભોગોની તો વાત જ ક્યાં રહી?'

શ્રીરામચરિતમાનસમાં પણ લંકિની રાક્ષસીનું હનુમાનજીને સંબોધીને કહેવાયેલું આ પ્રમાણેનું વચન (સાંભળવા) મળે છે –

**તાત સ્વર્ગ અપબર્ગ સુખ ધરિઅ તુલા એક અંગ ।**
**તૂલ ન તાહિ સકલ મિલિ જો સુખ લવ સતસંગ ॥**

(શ્રીરામચરિતમાનસ, સુંદરકાંડ - ૪)

'હે તાત! સ્વર્ગ અને મોક્ષનાં સુખોને જો ત્રાજવાના એક પલ્લામાં મૂકવામાં આવે તો તે બધાં મળીને પણ (બીજા પલ્લામાં મૂકેલા) તે સુખની તોલે આવી શકતાં નથી, કે જે સુખ ક્ષણમાત્રના સત્સંગથી મળે છે.'

આવા મહાપુરુષોની કૃપાને ભક્તિની પ્રાપ્તિનું પ્રમુખ સાધન બતાવતાં શ્રીનારદજી કહે છે –

**મુખ્યતસ્તુ મહત્કૃપયૈવ ભગવત્કૃપાલેશાદ્ વા ।**

(નારદભક્તિસૂત્ર - ૩૮)

'ભગવાનની ભક્તિ મુખ્યત્વે મહાપુરુષોની કૃપાથી જ અથવા ભગવાનની કૃપાના લેશમાત્રથી પ્રાપ્ત થાય છે.'

નારદજી વધુમાં કહે છે –

**મહત્સઙ્ગસ્તુ દુર્લભોઽગમ્યોઽમોઘશ્ચ ।**

(નારદભક્તિસૂત્ર - ૩૯)

'તે મહાપુરુષોનો સંગ દુર્લભ અને અગમ્ય હોવા છતાં પણ, જો મળી જાય તો તે અમોઘ (અકસીર) બને છે.

**લભ્યતેઽપિ તત્કૃપયૈવ ।**

(નારદભક્તિસૂત્ર - ૪૦)

'અને તે (સંગ) ભગવાનની કૃપાથી જ મળે છે.'

શ્રીમદ્ભાગવતમાં પણ કહ્યું છે –

**દુર્લભો માનુષો દેહો દેહિનાં ક્ષણભઙ્ગુરઃ ।**
**તત્રાપિ દુર્લભં મન્યે વૈકુણ્ઠપ્રિયદર્શનમ્ ॥**

(શ્રીમદ્ભાગવત - ૧૧/૨/૨૯)

'પ્રાણીઓ (દેહધારીઓ) માટે મનુષ્યશરીર પ્રાપ્ત થવું મુશ્કેલ છે. જો તે પ્રાપ્ત થઈ પણ ગયું તો, છે એ ક્ષણભંગુર. અને આવા અનિશ્ચિત મનુષ્યજીવનમાં ભગવાનના પ્રિય ભક્તજનોનું દર્શન થવું એ તો એનાથી પણ (અધિક) દુર્લભ છે.'

આવા મહાપુરુષોનો મેળાપ થઈ જાય તો આપણે તેમને સાષ્ટાંગ પ્રણામ કરવા જોઈએ, તેમને શ્રદ્ધા-ભક્તિપૂર્વક પ્રશ્ન પૂછીને તેમની પાસેથી ભગવાનના તત્ત્વને જાણી લેવું જોઈએ, તેમની આજ્ઞાનું પાલન કરવું જોઈએ અને તેમની સેવા કરવી જોઈએ. તેમની આજ્ઞાનું પાલન કરવું એ જ તેમની વાસ્તવિક સેવા છે તથા તે કરતાં પણ અધિક (સેવા) છે – તે મહાપુરુષોના સંકેત, સિદ્ધાંત અને મનને અનુકૂળ વર્તન કરવું, પોતાનાં મન-ઇન્દ્રિયોની લગામ તેમના હાથમાં સોંપી દેવી અને તેમના હાથની કઠપૂતળી બની જવું તે. આ પ્રમાણેનો પ્રયત્ન કરનારા પરમ શ્રદ્ધાળુ મનુષ્યમાં તે સત્પુરુષોના સંગના પ્રભાવથી સદ્ગુણો-સદાચારનો પ્રાદુર્ભાવ થાય છે તથા દુર્ગુણો-દુરાચારનો નાશ

થાય છે, એટલું જ નહીં પણ ભગવાનની ભક્તિ, તેમના તત્ત્વનું જ્ઞાન, ભગવાનની પ્રાપ્તિ વગેરે સહેજે જ થઈ જાય છે.

શાસ્ત્રોમાં **સત્સંગના પ્રભાવનાં અનેક ઉદાહરણો** મળે છે. આપણે તેમના પર ધ્યાન આપવું જોઈએ. ભગવાનના પ્રેમ અને મિલન-રૂપી સત્સંગનાં શ્રેષ્ઠ ઉદાહરણો છે – સુતીક્ષ્ણ અને શબરી. તેમની કથા શ્રીતુલસી-કૃત રામચરિતમાનસના અરણ્યકાંડમાં જોવા મળે છે. વળી, ભગવત્પ્રાપ્ત ભક્તોના સંગથી ભગવાનના તત્ત્વનું જ્ઞાન અને તેમની પ્રાપ્તિ થયાનાં તો ઘણાં ઉદાહરણો છે. શ્રીનારદજીના સંગ અને ઉપદેશથી ધ્રુવને ભગવાનનાં દર્શન થયાં અને તેમના અભીષ્ટની પણ સિદ્ધિ થઈ ગઈ. (શ્રીમદ્ભાગવત - સ્કંધ ૪, અધ્યાય ૮-૯) શ્રીકાકભુશુંડિજીના સત્સંગથી ગરુડજીના મોહનો નાશ તો થયો જ, ઉપરાંત તેમને ભગવાનનો અનન્ય પ્રેમ પણ પ્રાપ્ત થઈ ગયો. (રામચરિતમાનસ, ઉત્તરકાંડ) તેમ જ શ્રીગૌરાંગ મહાપ્રભુના સંગ અને ઉપદેશથી શ્રીવાસ, રઘુનાથ ભટ્ટ, હરિદાસ વગેરેનો ઉદ્ધાર થઈ ગયો.

આ જ પ્રમાણે જીવન્મુક્ત તત્ત્વજ્ઞાની મહાત્મા પુરુષોના સંગથી પણ પરમાત્માનું જ્ઞાન અને તેમની પ્રાપ્તિ થયાનાં ઘણાં ઉદાહરણો મળે છે. મહાત્મા હારિદ્રુમત ગૌતમની આજ્ઞાનું પાલન કરવાથી જબાલા-પુત્ર સત્યકામને અને સત્યકામના સંગ અને સેવાથી ઉપકોસલને બ્રહ્મનું જ્ઞાન થઈ ગયું. (છાંદોગ્યોપનિષદ, અધ્યાય ૪, ખંડ ૪થી ૧૭) રાજા અશ્વપતિનો સંગ કરવાથી તેમના ઉપદેશથી, મહાત્મા ઉદ્દાલકને સાથે લઈને તેમની પાસે આવેલા પ્રાચીનશાલ, સત્યયજ્ઞ, ઈન્દ્રિદ્યુમ્ન, જન અને બુડિલ નામના પાંચ ઋષિઓને જ્ઞાન પ્રાપ્ત થઈ ગયું. (છાંદોગ્યોપનિષદ, અધ્યાય ૫, ખંડ ૧૧) અરુણ-પુત્ર ઉદ્દાલકના સત્સંગથી શ્વેતકેતુને બ્રહ્મનું જ્ઞાન થઈ ગયું. (છાંદોગ્યોપનિષદ, અધ્યાય ૬, ખંડ ૮થી ૧૬) શ્રીસનત્કુમારજીના સંગ અને ઉપદેશથી નારદજીનો અજ્ઞાન-અંધકાર દૂર થઈ ગયો તથા તેમને જ્ઞાનની પ્રાપ્તિ થઈ ગઈ.

(છાંદોગ્યોપનિષદ, અધ્યાય ૭) યાજ્ઞવલ્ક્ય મુનિના ઉપદેશથી મૈત્રેયીને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ ગઈ. (બૃહદારણ્યક૦, અધ્યાય ૪, બ્રા. ૫) શ્રીધર્મરાજના સંગ અને ઉપદેશથી નચિકેતાએ આત્મતત્ત્વને જાણ્યું અને બ્રહ્મભાવને પ્રાપ્ત કરી લીધો. (કઠોપનિષદ, અધ્યાય ૧, ૨) મહાત્મા જડભરતના સંગ અને ઉપદેશથી રાજા રહૂગણને પરમાત્માનું જ્ઞાન થઈ ગયું. (શ્રીમદ્ભાગવત, સ્કંધ ૫, અધ્યાય ૧૦થી ૧૩) આ પ્રમાણે સત્સંગથી ભગવાનમાં પ્રેમ, તેમના તત્ત્વનું જ્ઞાન અને તેમની પ્રાપ્તિ થયાનાં ઉદાહરણો શ્રુતિઓ અને ઈતિહાસ-પુરાણોમાં ભરેલાં પડ્યાં છે. આપણે શાસ્ત્રોનું અનુશીલન (અધ્યયન) કરીને સત્સંગનો પ્રભાવ સમજવો જોઈએ અને સંગ અનુસાર સત્પુરુષોના સંગનો લાભ ઉઠાવવો જોઈએ; કારણ કે મનુષ્ય જેવો સંગ કરે છે તેવો જ તે બની જાય છે. લોકોક્તિ પ્રસિદ્ધ છે – *'જૈસા કરૈ સંગ વૈસા ચઢ઼ૈ રંગ ।'* અને જોવામાં પણ આવે છે કે મનુષ્ય યોગીના સંગથી યોગી, ભોગીના સંગથી ભોગી અને રોગીના સંગથી રોગી બની જાય છે. આ વાત સમજીને આપણે સંસારમાં આસક્ત મનુષ્યોનો સંગ નહીં કરતાં મહાત્મા પુરુષોનો જ સંગ કરવો જોઈએ; કારણ કે સત્પુરુષોનો સંગ મુક્તિદાયક છે અને સંસારમાં આસક્ત મનુષ્યોનો સંગ બંધનકારક છે.

શ્રીતુલસીદાસજીએ કહ્યું છે –

**સંત સંગ અપબર્ગ કર કામી ભવ કર પંથ ।**
**કહહિં સંત કબિ કોબિદ શ્રુતિ પુરાન સદગ્રંથ ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૩૩)

'સંતનો સંગ મોક્ષ (અર્થાત્ ભવબંધમાંથી મુક્ત થવા)નો માર્ગ છે અને કામીનો સંગ જન્મ-મૃત્યુના બંધનમાં પડવાનો માર્ગ છે. સંતો, જ્ઞાનીઓ, પંડિતો તથા વેદો, પુરાણો વગેરે બધા જ સદ્-ગ્રંથો આવી વાત કહે છે.'

પરંતુ જો મહાત્મા પુરુષોનો સંગ ન મળે તો તેમના અભાવમાં વિરક્ત, દૈવી સંપદાવાળા ઉચ્ચ કોટિના સાધકોનો સંગ કરવો જોઈએ. શ્રદ્ધા-ભક્તિપૂર્વક સાધન કરતા રહીને તેમનો સંગ કરવાથી પણ ઘણો લાભ થાય છે; કારણ કે વીતરાગ (વૈરાગી) મનુષ્યોના સ્મરણથી વૈરાગ્યના ભાવ જાગ્રત થાય છે અને મનની એકાગ્રતા સધાય છે. શ્રીપાતંજલ-યોગદર્શનમાં બતાવવામાં આવ્યું છે –

**વીતરાગવિષયં વા ચિત્તમ્ ।**

(યોગદર્શન - ૧/૩૭)

'જે મનુષ્યોની આસક્તિ સર્વથા નષ્ટ થઈ ગઈ છે એવા વિરક્ત મનુષ્યોને ધ્યેય બનાવીને અભ્યાસ કરનારી વ્યક્તિ સ્થિરચિત્ત થઈ જાય છે.'

જેઓ ઊંચી કક્ષાના વીતરાગ સાધુ-મહાત્માઓ હોય છે તેમના માટે ત્રણે લોકોનું ઐશ્વર્ય પણ ધૂળ સમાન હોય છે. તેઓ માન-મોટાઈ-પ્રતિષ્ઠાને કલંક સમજે છે. તેથી તેઓ નથી તો તેમના ચરણોની પૂજા કરાવતા, નથી તો કોઈને તેમનાં ચરણોની રજ આપતા અને નથી તો ચરણોદક પણ આપતા; નથી તેઓ પોતાની છબી પુજાવતા અને નથી તો માનપત્ર પણ લેતા. તેઓ પોતાની કીર્તિ ક્યારેય ઇચ્છતા નથી, બલકે જ્યાં કીર્તિ થાય છે ત્યાં ઊભા પણ રહેતા નથી; તો પછી પોતાની આરતી ઉતરાવવાની અને લોકોને જૂઠું-છાંડેલું ખવડાવવાની તો વાત જ ક્યાં રહી? જો આવા વિરક્ત મહાપુરુષોનો સંગ ન મળે તો, મનુષ્યે દુષ્ટ મનુષ્યોનો સંગ તો ક્યારેય કરવો જોઈએ નહીં. દુષ્ટ મનુષ્યોનાં લક્ષણોનું વર્ણન કરતાં શ્રીતુલસીદાસજીએ લખ્યું છે –

**સુનહુ અસંતન્હ કેર સુભાઊ । ભૂલેહુઁ સંગતિ કરિઅ ન કાઊ ॥**
**તિન્હ કર સંગ સદા દુખદાઈ । જિમિ કપિલહિ ઘાલઇ હરહાઈ ॥**
**ખલન્હ હૃદયઁ અતિ તાપ બિસેષી । જરહિં સદા પર સંપતિ દેખી ॥**
**જહઁ કહુઁ નિંદા સુનહિં પરાઈ । હરષહિં મનહુઁ પરી નિધિ પાઈ ॥**

કામ ક્રોધ મદ લોભ પરાયન। નિર્દય કપટી કુટિલ મલાયન॥
બયરુ અકારન સબ કાહૂ સોં। જો કર હિત અનહિત તાહૂ સોં॥
(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૩૮/૧-૩)

પર દ્રોહી પર દાર રત પર ધન પર અપબાદ।
તે નર પાઁવર પાપમય દેહ ધરેં મનુજાદ॥
(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૩૯)

માતુ પિતા ગુર બિપ્ર નમાનહિં। આપુ ગએ અરુ ઘાલહિં આનહિં॥
કરહિ મોહ બસ દ્રોહ પરાવા। સંત સંગ હરિ કથા ન ભાવા॥
અવગુન સિંધુ મંદમતિ કામી। બેદ બિદૂષક પરધન સ્વામી॥
બિપ્ર દ્રોહ પર દ્રોહ બિસેષા। દંભ કપટ જિયઁ ધરેં સુબેષા॥

ઐસે અધમ મનુજ ખલ કૃતજુગ ત્રેતાઁ નાહિં।
દ્વાપર કછુક બૃંદ બહુ હોઇહહિં કલિજુગ માહિં॥
(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૩૯/૩-૪; ૪૦)

'હવે અસંતો (દુષ્ટો)નો સ્વભાવ સાંભળો. ક્યારેય ભૂલથી પણ તેમનો સંગ કરવો જોઈએ નહીં. તેમનો સંગ એ રીતે હંમેશાં દુઃખ આપનારો હોય છે કે જેમ હરાઈ (ખરાબ સ્વભાવની - રખડુ) ગાય કપિલા (સારા સ્વભાવવાળી - દૂધાળુ) ગાયનો પોતાના સંગથી નાશ કરી દે છે. દુષ્ટોના હૃદયમાં ઘણો વધારે સંતાપ હોય છે. તેઓ પારકાની સંપત્તિ (સુખ) જોઈને હંમેશાં બળતા રહે છે. તેઓ જ્યાં પણ ક્યાંક બીજાની નિંદા સાંભળે છે ત્યાં એવા હર્ષિત થાય છે કે જાણે તેમને રસ્તામાં પડેલો ખજાનો મળી ગયો હોય. તેઓ કામ, ક્રોધ, મદ અને લોભને પરાયણ હોય છે તથા નિર્દયી, કપટી, કુટિલ અને પાપોનું ઘર હોય છે. તેઓ કારણ વિના જ સૌ કોઈ સાથે વેર કરતા રહે છે. જે તેમની સાથે ભલાઈ કરે છે તેનો પણ અપકાર કરે છે. તેઓ બીજાઓ સાથે દ્રોહ કરે છે અને પરાઈ સ્ત્રીમાં, પરાયા ધનમાં તથા પારકી નિંદામાં આસક્ત રહે છે. તે પામર અને પાપમય મનુષ્યો

નર કે નારીનું શરીર ધારણ કરેલા રાક્ષસો જ છે. તેઓ માતા, પિતા, ગુરુ અને બ્રાહ્મણ – કોઈને પણ માનતા નથી. પોતે તો નષ્ટ થતા જ રહે છે, પોતાના સંગથી બીજાંઓને પણ નષ્ટ કરે છે. તેઓ મોહને લીધે બીજાઓનો દ્રોહ કરે છે. તેમને નથી તો સંતોનો સંગ સારો લાગતો કે નથી તો ભગવાનની કથા પણ સારી લાગતી. તેઓ અવગુણોના સમુદ્ર, મંદબુદ્ધિ, કામી હોય છે અને વેદોની નિંદા કરતા રહે છે અને જબરદસ્તીથી પરાયા ધનના માલિક બની બેસે છે. તેઓ બ્રાહ્મણો સાથે તો દ્રોહ કરે જ છે, બલકે પરમાત્માની સાથે પણ વિશેષરૂપે દ્રોહ કરે છે. તેમના હૃદયમાં દંભ અને કપટ ભરેલાં રહે છે, પણ તેઓ ઉપરથી (બાહ્ય) સુંદર વેશ ધારણ કરેલા રહે છે. આવા નીચ અને દુષ્ટ મનુષ્યો સત્યયુગમાં અને ત્રેતાયુગમાં હોતા નથી, દ્વાપરયુગમાં થોડા હોય છે, જ્યારે કળિયુગમાં તો તેમનાં ટોળેટોળાં હોય છે.'

આગળ ફરીથી કળિયુગનું વર્ણન કરતાં પૂજ્યપાદ ગોસ્વામીજી કહે છે –

**કલિમલ ગ્રસે ધર્મ સબ લુપ્ત ભએ સદ્‌ગ્રંથ ।**
**દંભિન્હ નિજ મતિ કલ્પિ કરિ પ્રગટ કિએ બહુ પંથ ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૯૭ ક)

**મારગ સોઈ જા કહુઁ જોઇ ભાવા । પંડિત સોઈ જો ગાલ બજાવા ॥**
**મિથ્યારંભ દંભ રત જોઈ । તા કહુઁ સંત કહઇ સબ કોઈ ॥**
**સોઈ સયાન જો પરધન હારી । જો કર દંભ સો બડ઼ આચારી ॥**

× × ×

**નિરાચાર જો શ્રુતિ ,પથ ત્યાગી । કલિજુગ સોઈ ગ્યાની સો બિરાગી ॥**
**જાકેં નખ અરુ જટા બિસાલા । સોઈ તાપસ પ્રસિદ્ધ કલિકાલા ॥**

**અસુભ બેષ ભૂષન ધરેં ભચ્છાભચ્છ જે ખાહિં ।**
**તેઈ જોગી તેઈ સિદ્ધ નર પૂજ્ય તે કલિજુગ માહિં ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૯૭ ક; ૯૭/૨-૪; ૯૮ ક)

**સૂદ્ર દ્વિજન્હ ઉપદેસહિં ગ્યાના । મેલિ જનેઊ લેહિં કુદાના ॥**
**ગુર સિષ બધિર અંધ કા લેખા । એક ન સુનઇ એક નહિં દેખા ॥**
**હરઇ સિષ્ય ધન સોક નહરઈ । સો ગુર ઘોર નરક મહુઁ પરઈ ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૯૮/૧, ૩, ૪)

**જે બરનાધમ તેલિ કુમ્હારા । સ્વપચ કિરાત કોલ કલવારા ॥**
**નારિ મુઈ ગૃહ સંપત્તિ નાસી । મૂડ઼ મુડ઼ાઇ હોહિં સંન્યાસી ॥**
**તે બિપ્રન્હ સન આપુ પુજાવહિં । ઉભય લોક નિજ હાથ નસાવહિં ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૯૯/૫-૭)

'કળિયુગનાં પાપોએ સઘળા ધર્મોનો ગ્રાસ કર્યો, સદ્ગ્રંથોનો લોપ થયો, દંભી-પાખંડીઓએ પોતાની બુદ્ધિથી કલ્પના કરીને ઘણાબધા પંથ-સંપ્રદાયો સ્થાપ્યા. કળિયુગમાં જેને જે સારો લાગ્યો તે જ માર્ગ. જે ગપ્પાં મારે છે તે જ પંડિત છે. જે અસત્ય આચરણ કરે છે (આડંબર કરે છે) અને દંભ-દેખાડામાં રચ્યોપચ્યો રહે છે તેને સૌ કોઈ સંત કહે છે. જે યેન કેન પ્રકારેણ (ગમે તે રીતરસમથી) બીજાનું ધન પડાવી લે છે તે જ બુદ્ધિમાન છે. જે દંભ કરે છે તે જ મોટો સદાચારી છે. જે સદાચારહીણો અને વેદમાર્ગને ત્યજી દેનારો છે તે જ કળિયુગમાં જ્ઞાની છે અને તે જ વૈરાગી છે. જેને મોટા-મોટા નખ અને લાંબી-લાંબી જટાઓ છે તે જ કળિયુગમાં પ્રસિદ્ધ તપસ્વી છે. જેઓ અશુભ વેશ અને અમંગળ આભૂષણો પહેરે છે અને ભક્ષ્ય અને અભક્ષ્ય (ખાવાયોગ્ય અને નહીં-ખાવાયોગ્ય) – સર્વ કાંઈ ખાય છે તેઓ જ યોગી છે, તેઓ જ સિદ્ધ છે અને તે જ મનુષ્યો કળિયુગમાં પૂજ્ય છે. શૂદ્ર બ્રાહ્મણોને જ્ઞાનનો ઉપદેશ કરે છે અને ગળામાં જનોઈ નાખીને કુત્સિત (અધમ) દાન-દક્ષિણા લે છે. ગુરુ અને શિષ્ય ક્રમશઃ

આંધળા અને બહેરા જેવા હોય છે – એક (શિષ્ય) ગુરુનો ઉપદેશ સાંભળતો નથી અને બીજો (ગુરુ) ભાળતો નથી (જ્ઞાનદૃષ્ટિહીન છે). જે ગુરુ શિષ્યનું ધન તો પડાવી લે છે પણ શોક મટાડી શકતો નથી તે ઘોર નરકમાં પડે છે. ઘાંચી, કુંભાર, ચાંડાલ, ભીલ, કોળી, કલાલ વગેરે કે જેઓ હલકી વર્ણના છે તેઓ પત્નીના મર્યા પછી કે ઘરની સંપત્તિનો નાશ થયા પછી માથું મુડાવીને સંન્યાસી બની જાય છે તેઓ પોતાની બ્રાહ્મણો પાસે પૂજા કરાવે છે, જેનાથી તેઓ પોતાના જ હાથે આ લોક અને પરલોક – બંનેને નષ્ટ કરે છે.'

સાંભળવામાં અને જોવામાં પણ આવે છે કે આજકાલ પાખંડીઓ ભક્ત, સાધુ, જ્ઞાની, યોગી અને મહાત્માઓનો સ્વાંગ રચીને પોતાના નામનો જપ અને પોતાના સ્વરૂપનું ધ્યાન કરાવે છે તથા પોતાનું ચરણોદક પિવડાવીને તેમ જ પોતાનું એઠું (છાંડેલું) ખવડાવીને પોતાનો અને લોકોનો ધર્મ ભ્રષ્ટ કરે છે. આવા પાખંડી મનુષ્યોથી બધા લોકોએ હંમેશાં સાવધાન રહેવું જોઈએ; કારણ કે આવા મનુષ્યોના સંગથી મનુષ્યમાં દુર્ગુણો-દુરાચારોની વૃદ્ધિ થાય છે અને પરિણામે તેનું પતન થઈ જાય છે. આનાથી ઊલટું, જે મનુષ્યના દર્શન, ભાષણ, વાર્તાલાપ અને સંગથી આપણામાં ગીતાના સોળમા અધ્યાયના ૧લાથી ૩જા સુધીના શ્લોકોમાં બતાવેલાં સદ્‌ગુણો-સદાચારરૂપી દૈવી સંપદાનાં લક્ષણ પ્રગટ થાય અને ભગવાનની ભક્તિનો ઉદય થાય તેને દૈવી સંપદાવાળો ઉચ્ચ કોટિનો સાધક ભગવદ્‌ભક્ત સમજવો જોઈએ. આવા સાધક ભક્તોનાં લક્ષણ ગીતાના નવમા અધ્યાયના ૧૩મા અને ૧૪મા શ્લોકોમાં આ પ્રમાણે બતાવવામાં આવ્યાં છે –

**મહાત્માનસ્તુ માં પાર્થ દૈવીં પ્રકૃતિમાશ્રિતાઃ।**
**ભજન્ત્યનન્યમનસો જ્ઞાત્વા ભૂતાદિમવ્યયમ્‌॥**
**સતતં કીર્તયન્તો માં યતન્તશ્ચ દૃઢવ્રતાઃ।**
**નમસ્યન્તશ્ચ માં ભક્ત્યા નિત્યયુક્તા ઉપાસતે॥**

(ગીતા - ૯/૧૩-૧૪)

'પરંતુ હે પાર્થ! દૈવી પ્રકૃતિના આશ્રિત મહાત્માઓ તો મને બધાં ભૂતપ્રાણીઓનું સનાતન કારણ અને અવિનાશી અક્ષરસ્વરૂપ જાણીને, અનન્ય મનથી યુક્ત થઈને નિરંતર ભજે છે, તે દૃઢનિશ્ચયી ભક્તો મારા નામ અને ગુણોનું નિરંતર કીર્તન કરતા રહીને તથા મને પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરતા રહીને અને મને વારંવાર પ્રણામ કરતા રહીને હંમેશાં મારા ધ્યાનમાં સંલગ્ન થઈને અનન્ય પ્રેમથી મારી ઉપાસના કરે છે.'

આવા મહાત્માઓનો શ્રદ્ધા-ભક્તિપૂર્વક સંગ કરવાથી દૈવી સંપદાનાં લક્ષણોનો અને ભગવદ્‌ભક્તિનો પ્રાદુર્ભાવ અવશ્ય થવો જ જોઈએ. જો નથી થતો, તો સમજવું જોઈએ કે કાં તો જે સાધક ભક્તનો આપણે સંગ કરી રહ્યા છીએ તેનામાં કોઈ ઊણપ છે અથવા તો આપણામાં શ્રદ્ધા-ભક્તિની ઊણપ છે.

પરંતુ જો આવા ઉચ્ચ કોટિના વીતરાગ સાધકોનો પણ સંગ ન મળે તો સત્‌-શાસ્ત્રોનો સંગ અર્થાત્‌ તેમનું અધ્યયન કરવું જોઈએ; કારણ કે સત્‌-શાસ્ત્રોનો સંગ પણ સત્‌-સંગ જ છે. શ્રુતિ, સ્મૃતિ, ગીતા, રામાયણ, ભાગવત વગેરે ઇતિહાસ-પુરાણો તથા આવા જ પ્રકારનાં જ્ઞાન, વૈરાગ્ય અને સદાચારથી યુક્ત અન્ય સત્‌-શાસ્ત્રોનું શ્રદ્ધા-પ્રેમપૂર્વક અનુશીલન કરવાથી તથા તેમાં કહેલી વાતોને હૃદયમાં ધારણ કરવાથી અને તેમનું પાલન કરવાથી પણ મનુષ્યનો સંસારમાંથી વૈરાગ્ય અને ભગવાનમાં પ્રેમ થાય છે તથા આગળ જતાં તે સાચો ભક્ત બની જાય છે તેમ જ ભગવાનને યથાર્થરૂપે જાણી લઈને તેમને પ્રાપ્ત કરી લે છે.



# ભગવાનનાં દર્શન પ્રત્યક્ષ થઈ શકે છે

ઘણાબધા સજ્જનો મનમાં શંકા પેદા કરીને એવા પ્રકારના પ્રશ્નો કરતા રહે છે કે 'બે પ્રિય મિત્રો જેમ પરસ્પર મળે છે, તેવી જ રીતે શું આ કળિકાળમાં પણ ભગવાનનાં દર્શન પ્રત્યક્ષ થઈ શકે ખરાં? જો એમ થવું સંભવિત છે તો એવો કયો ઉપાય છે કે જેનાથી અમે તે મનમોહિની મૂર્તિનું સત્વરે દર્શન કરી શકીએ?' સાથે જ એવું પણ જાણવા ઇચ્છે છે કે 'વર્તમાન સમયમાં શું એવો કોઈ મનુષ્ય છે ખરો કે જેને ઉપર કહ્યા પ્રમાણે ભગવાન મળ્યા હોય?'

વાસ્તવમાં તો આ ત્રણે પ્રશ્નોના ઉત્તર તે જ મહાપુરુષો આપી શકે કે જેમને ભગવાનની તે મનમોહિની મૂર્તિનું સાક્ષાત્ દર્શન થયું હોય.

જોકે હું એક સાધારણ વ્યક્તિ છું તેમ છતાં પરમાત્માની અને મહાપુરુષોની દયાથી, કેવળ પોતાના મનના આનંદ ખાતર ઉપર્યુક્ત ત્રણે પ્રશ્નો વિશે ક્રમશઃ થોડુંક લખવાનું સાહસ કરી રહ્યો છું.

(૧) જેમ સત્યયુગ વગેરેમાં ધ્રુવ, પ્રહ્લાદ વગેરેને સાક્ષાત્ ભગવદ્દર્શન થયાનાં પ્રમાણ (પુરાવા) મળે છે તેવી જ રીતે કળિયુગમાં પણ સૂરદાસ, તુલસીદાસ વગેરે ઘણાબધા ભક્તોને ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન થયાનો ઈતિહાસ મળે છે. એટલું જ નહીં; વિષ્ણુપુરાણ વગેરેમાં તો સત્યયુગ વગેરે યુગોની તુલનામાં કળિયુગમાં ભગવાનનાં દર્શન થવાનું ઘણું જ સુગમ (સહેલું) છે એમ બતાવવામાં આવ્યું છે. શ્રીમદ્‌ભાગવતમાં પણ કહેવામાં આવ્યું છે –

**કૃતે યદ્ ધ્યાયતો વિષ્ણું ત્રેતાયાં યજતો મખૈઃ ।**
**દ્વાપરે પરિચર્યાયાં કલૌ તદ્ધરિકીર્ત્તનાત્ ॥**

(શ્રીમદ્‌ભાગવત - ૧૨/૩/૫૨)

'સત્યયુગમાં વિષ્ણુનું નિરંતર ધ્યાન કરવાથી, ત્રેતાયુગમાં યજ્ઞ દ્વારા યજન કરવાથી અને દ્વાપરયુગમાં પૂજન (ઉપાસના) કરવાથી જે પરમગતિની પ્રાપ્તિ થાય છે તે જ (પરમગતિ) કળિયુગમાં કેવળ નામ-કીર્તનથી મળી જાય છે.'

જેમ અરણીનાં લાકડાં ઘસવાથી અગ્નિ પ્રજ્વલિત થઈ જાય છે તેવી જ રીતે સાચા અંતઃકરણના પ્રેમપૂર્ણ પોકારના ઘર્ષણથી અર્થાત્ ભગવાનના પ્રેમપૂર્ણ નામોચ્ચારના ગંભીર ધ્વનિના પ્રભાવથી ભગવાન પણ પ્રગટ થઈ જાય છે. મહર્ષિ પતંજલિએ પણ પોતાના યોગદર્શનમાં કહ્યું છે –

**સ્વાધ્યાયાદિષ્ટદેવતાસમ્પ્રયોગઃ ।**

(યોગદર્શન - ૨/૪૪)

'નામના ઉચ્ચારણથી ઇષ્ટદેવ પરમેશ્વરનાં સાક્ષાત્ દર્શન થાય છે.'

જેમ સત્યસંકલ્પવાળો યોગી જે વસ્તુ (મેળવવા) માટે સંકલ્પ કરે છે તે જ વસ્તુ પ્રત્યક્ષ પ્રગટ થઈ જાય છે તેવી જ રીતે શુદ્ધ અંતઃકરણવાળો ભગવાનનો સાચો અનન્યપ્રેમી ભક્ત જ્યારે ભગવાનના પ્રેમમાં મગ્ન થઈને ભગવાનની જે પ્રેમમયી મૂર્તિનાં દર્શન કરવાથી ઇચ્છા કરે છે ત્યારે તે જ રૂપમાં ભગવાન તત્કાળ પ્રગટ થઈ જાય છે. ગીતાના અગિયારમા અધ્યાયના ૫૪મા શ્લોકમાં ભગવાને કહ્યું છે –

**ભક્ત્યા ત્વનન્યયા શક્ય અહમેવંવિધોઽર્જુન ।**
**જ્ઞાતું દ્રષ્ટું ચ તત્ત્વેન પ્રવેષ્ટું ચ પરન્તપ ॥**

(ગીતા - ૧૧/૫૪)

'હે પરંતપ (શત્રુતાપન)! અનન્ય ભક્તિ દ્વારા (તો) આવો ચતુર્ભુજરૂપધારી હું પ્રત્યક્ષ દેખાવા માટે, તત્ત્વથી જાણવા માટે તથા પ્રવેશ કરવા માટે એટલે કે એકાત્મભાવે પ્રાપ્ત થવા માટે પણ શક્ય છું.'

એક પ્રેમી મનુષ્યની જો પોતાના બીજા પ્રેમીને (પ્રેમાસ્પદને) મળવાની ઉત્કટ ઇચ્છા થઈ જાય છે અને આની જાણ બીજા પ્રેમીને થઈ જવા પામે છે તો તે સ્વયં મળ્યા વિના રહી શકતો નથી; તો પછી ભલા, એવું કેવી રીતે સંભવી શકે કે જેમના જેટલું પ્રેમના રહસ્યને કોઈ પણ જાણી શકતું નથી તે પ્રેમમૂર્તિ પરમેશ્વર પોતાના પ્રેમી ભક્તને મળ્યા વગર રહી શકે?

તેથી સિદ્ધ થાય છે કે તે પ્રેમમૂર્તિ પરમેશ્વર સર્વ કાળે અને સર્વ સ્થળે બધા મનુષ્યોને (તેમની) ભક્તિને આધીન થઈને અવશ્ય જ પ્રત્યક્ષ દર્શન આપે છે.

(૨) ભગવાનને મળવા માટેના ઘણાબધા ઉપાયો પૈકી સર્વોત્તમ ઉપાય છે – સાચો પ્રેમ. એને જ શાસ્ત્રકારોએ અવ્યભિચારિણી ભક્તિ, ભગવાનમાં અનુરાગ, પ્રેમાભક્તિ, વિશુદ્ધ ભક્તિ વગેરે નામે વર્ણવ્યો છે.

જ્યારે સત્સંગ, ભજન, ચિંતન, નિર્મળતા, વૈરાગ્ય, ઉપરતિ, ઉત્કટ ઇચ્છા અને પરમેશ્વર-વિષયક વ્યાકુળતા ક્રમશઃ થાય છે ત્યારે ભગવાનમાં સાચો વિશુદ્ધ પ્રેમ થાય છે.

ખેદ તો એ વાતનો છે કે ઘણાબધા ભાઈઓને તો ભગવાનના અસ્તિત્વમાં જ વિશ્વાસ નથી. કેટલાક ભાઈઓને જો વિશ્વાસ છે પણ ખરો, તોપણ તેઓ ક્ષણભંગુર, નાશવંત વિષયોના મિથ્યા સુખમાં લેપાયેલા રહેવાને કારણે તે પ્રાણપ્રિય ભગવાનના મળવાના પ્રભાવને અને મહત્ત્વને જ જાણતા નથી. જો કેટલાક થોડું સાંભળીસમજીને તથા થોડો વિશ્વાસ કરીને તેમના પ્રભાવને થોડોક જાણી પણ લે છે ખરા, તોપણ અલ્પ પ્રયત્નથી જ સંતુષ્ટ થઈને બેસી જાય છે (નિષ્ક્રિય બની જાય છે) અથવા થોડા-સરખાં સાધનોમાં જ નિરાશ થઈ જતા હોય છે. દ્રવ્ય-ઉપાર્જન (ધન કમાવા માટે)ના પરિશ્રમ જેટલો પણ પરિશ્રમ કરતા નથી.

ઘણાબધા ભાઈઓ કહ્યા કરે છે કે અમે કોશિશ તો ઘણી કરી, પણ પ્રાણપ્રિય પરમેશ્વરનાં દર્શન થયાં નહીં. તેમને જો પૂછવામાં આવે કે 'ફાંસીના મામલા (કિસ્સા)માંથી છૂટવા થતી જેટલી પણ કોશિશ શું તમે જન્મ-મરણરૂપી ફાંસીમાંથી છૂટવા માટે ક્યારેય કરી છે ખરી? ઘૃણાસ્પદ, નિંદનીય સ્ત્રીના પ્રેમના વશીભૂત થઈને તેને મળવા કરેલી કોશિશ જેટલી પણ કોશિશ શું તમે ભગવાનને મળવા ક્યારેય કરી છે ખરી?' – જો નથી કરી, તો પછી 'ભગવાન મળતા નથી' એમ કહેવું એ સર્વથા વ્યર્થ છે.

જે મનુષ્યો બાણશય્યા પર શયન કરી રહેલા પિતામહ ભીષ્મની જેમ ભગવાનના ધ્યાનમાં મસ્ત થાય છે, ભગવાન પણ તેમના ધ્યાનમાં તે જ રીતે મગ્ન થઈ જાય છે. ગીતામાં પણ ભગવાને કહ્યું છે –

**યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્ ।**

(ગીતા - ૪/૧૧)

'(હે અર્જુન!) જેઓ મને જે રીતે ભજે છે, હું પણ તેમને તે રીતે જ ભજું છું.'

ભગવાનના નામના નિરંતર ઉચ્ચારણના પ્રભાવથી જ્યારે ક્ષણે-ક્ષણે રોમાંચ થવા લાગે છે ત્યારે તેનાં (ભગવાનના નામનું ઉચ્ચારણ કરનારનાં) સઘળાં પાપો નાશ પામે છે અને તેને ભગવાન સિવાય અન્ય કોઈ વસ્તુ સારી લાગતી નથી. વિરહની વેદનાથી અત્યંત વ્યાકુળ થવાને કારણે આંખોમાંથી આંસુઓની ધારા વહેવા લાગી જાય છે તથા જ્યારે તે ત્રણે લોકના ઐશ્વર્યને લાત મારીને, ગોપીઓની જેમ બાવરો (ઘેલો-ગાંડો) બનેલો વિચરે છે તે જ સમયે આનંદકંદ પ્રિય શ્યામ-સુંદરની મોહિની મૂર્તિનું દર્શન થાય છે. આ જ છે તે ભગવાનને મળવાનો સાચો ઉપાય.

જો કોઈની પણ ભગવાનને મળવાની સાચી ઈચ્છા હોય તો તેણે રુક્મિણી, સીતા અને વ્રજબાળાઓ (ગોપીઓ)ની જેમ સાચા પ્રેમપૂર્ણ હૃદયથી ભગવાનને મળવા માટે આક્રંદ કરવું જોઈએ.

(૩) જોકે પ્રગટપણે તો એવા મનુષ્યો કળિકાળમાં જોવામાં આવતા નથી કે જેમને ઉપર જણાવ્યા પ્રમાણે ભગવાનનાં સાક્ષાત્ દર્શન થયાં હોય, તોપણ એવા મનુષ્યો સર્વથા ન જ હોય એ પણ સંભવિત નથી; કારણ કે પ્રહ્લાદ વગેરેની જેમ હજારોમાંથી, કોઈ કારણવિશેષને કારણે જ, કોઈ એકની લોકપ્રસિદ્ધિ થયા કરતી હોય છે, નહીંતર તો એવા લોકો આ વાતને વિખ્યાત કરવા માટે પોતાનું કોઈ પ્રયોજન જ ના સમજત.

જો એમ કહેવામાં આવે કે સંસારના હિત માટે સૌને આ બતાવવું યોગ્ય છે, તો એ વાત બરાબર છે; પરંતુ એવા શ્રદ્ધાળુ શ્રોતાઓ મળવા જ મુશ્કેલ છે તથા પાત્રતા વિના વિશ્વાસ થવો એ પણ મુશ્કેલ છે. જો પાત્રતા વિનાના મનુષ્યોને કહેવાનો ઉદ્યમ (આરંભ) કરવામાં આવે તો તેનું કશું મૂલ્ય (મહત્ત્વ) જ રહેતું નથી અને કોઈ વિશ્વાસ પણ કરતું નથી.

તેથી આપણે વિશ્વાસ કરવો જોઈએ કે આવા મનુષ્યો સંસારમાં અવશ્ય છે, કે જેમને ઉપર્યુક્ત પ્રકારે (ભગવાનનાં) દર્શન થયાં છે. પરંતુ એવા લોકો આપણને મળતા નથી એમાં આપણી અશ્રદ્ધા જ કારણભૂત છે; અને વિશ્વાસ નહીં કરવા કરતાં વિશ્વાસ કરવો એ જ બધાં માટે લાભકારક છે. કારણ કે, ભગવાન સાથે સાચો પ્રેમ થવામાં તથા બે મિત્રોના મળવાની જેમ ભગવાનની મનમોહિની મૂર્તિનાં પ્રત્યક્ષ દર્શન મળવામાં વિશ્વાસ જ મૂળ કારણ છે.



# જપ, ધ્યાન, સત્સંગ, સ્વાધ્યાય દ્વારા ઉત્તરોત્તર ઉન્નતિનું દિગ્દર્શન

કોઈ-કોઈ ભાઈઓ એવું કહે છે કે 'અમે ધ્યાન કરીએ છીએ, નામનો જપ કરીએ છીએ, માળા પણ વધુ સંખ્યામાં ફેરવીએ છીએ, પણ અમને વિશેષ લાભ જોવામાં નથી આવતો, અમારી દશા જેવી ને તેવી જ દેખાય છે.' કેટલાયે ભાઈઓ કહે છે – 'અમે વીસ વર્ષથી સત્સંગ કરીએ છીએ, પરંતુ વિશેષ લાભ જોવામાં નથી આવતો.' આ લોકોના કહેવા ઉપર થોડો વિચાર કરવો જરૂરી છે. માની લો કે એક માણસ ગીતાનો પાઠ કરે છે, તેને પાઠ કરતાં કરતાં દસ વર્ષ વીતી ગયાં, પણ તેનો કોઈ સુધાર થયો નહીં, તો, જોકે એ તો નક્કી જ છે કે ગીતાનો તો કોઈ દોષ નથી, તો પછી સુધાર કેમ થઈ રહ્યો નથી? જે મનુષ્ય ગીતાનો અભ્યાસ કરે છે અને તેનો સુધાર થઈ રહ્યો નથી તેણે એ વિચારવું જોઈએ કે ગીતામાં તો એવી કોઈ વાત છે નહીં કે જેનાથી તેનો પાઠ કર્યાથી અવળી ખરાબી થાય અથવા પાઠનો અભ્યાસ કરવાથી આગળ વધવામાં અવરોધ આવે; તો પછી વાત શી છે? તો પછી એ જ નક્કી થાય છે કે ગીતાનું સાધન કરવામાં જ ક્યાંક ને ક્યાંક ત્રુટિ (કચાશ, દોષ) છે. આપણે સત્સંગ કરીએ છીએ પણ આપણો સુધાર થયો નહીં, જેઓ સત્સંગ કરતા નથી તેઓ પણ તેવા ને તેવા જ છે અને આપણે કે જેઓ સત્સંગ કરીએ છીએ એ પણ તેવા ને તેવા જ રહ્યા – તો એમ સમજવું જોઈએ કે સત્સંગથી કોઈ હાનિ થાય એવી વાત તો છે જ નહીં અને સત્સંગ આગળ વધવામાં અવરોધે છે એવું પણ નથી. આ જ પ્રમાણે ભજન-ધ્યાનની બાબતમાં પણ સમજવું જોઈએ કે ભજન-ધ્યાન કરવાથી હાનિ થાય એ વાત તો અસંભવિત છે. તો પછી વાત શી છે? વાત એ છે કે આપણું સાધન ઉચ્ચ કોટિનું નથી. સાધન મૂલ્યવાન હોવું જોઈએ. જે પ્રમાણે તમે ધન

કમાવા માટે હૃદયપૂર્વક પ્રયત્ન કરો છો અને તે કામને ધ્યાનમાં રાખીને ઘણી સાવધાની સાથે તે કામ સરસ રીતે કરો છો, તે જ પ્રમાણે ગીતાપાઠ, જપ, ધ્યાન, સત્સંગ, સ્વાધ્યાય વગેરે સાધન પણ તમારે તત્પરતા તથા આદરપૂર્વક અને ધ્યાન દઈને નિષ્કામભાવથી સારી રીતે કરવાં જોઈએ. જો તમે સાધનનો આદર નહીં કરો તો સાધન પણ તમારો આદર કેવી રીતે કરશે? આદરનો શો અર્થ છે? ગીતામાં આપણો આદરભાવ હશે તો આપણે જ્યાં પણ બેસીશું, આપણે ગીતાને આપણી બેઠકના સ્થાન કરતાં ઊંચા આસન પર આદરપૂર્વક રાખીશું, એટલે કે જેમ શીખભાઈઓ ગ્રંથસાહેબને માન આપે છે એ જ રીતે આપણે ગીતાનો વિશેષ આદર કરીશું. બીજી વાત એ છે કે આપણે તેનો પાઠ ઘણા પ્રેમથી – અનુરાગથી ધીરે-ધીરે સમ્માનપૂર્વક કરીશું; કારણ કે આપણે તેની મારફતે શ્રીભગવાનને પ્રસન્ન કરવા છે. એવું નથી કે ઘણી ઉતાવળથી તેનો પાઠ સમાપ્ત કરવા માટે ટપાલ-ગાડીની જેમ દોડાવી મૂકીએ. ત્રીજી વાત એ કે આપણે આજે ગીતાનો જે પાઠ કર્યો તે કયા અધ્યાયના કયા શ્લોકો હતા એ યાદ રાખીએ અને તેમના અર્થ તથા ભાવ પર ધ્યાન આપીએ. કોઈએ પૂછ્યું કે 'આજે કયા અધ્યાયનો પાઠ કર્યો' તો કહ્યું કે 'આજે પાંચમ છે તો પાંચમા અધ્યાયનો જ પાઠ કર્યો હોય ને!' તમે સવારે જ પાઠ કર્યો તે પણ પૂરો યાદ નથી કે કયા અધ્યાયનો પાઠ કર્યો, તો ગીતાનો આવો પાઠ કરવાથી શો લાભ થવાનો? તમે ગીતાનો પાઠ કરો છો, પાઠ કરતાં કરતાં ઊંઘ આવી ગઈ, પુસ્તક હાથમાંથી પડી ગયું, પછી પુસ્તક ઉપાડીને વિચારવા લાગ્યા કે કયા અધ્યાયના કયા શ્લોકનો પાઠ કરી રહ્યા હતા! આવો પાઠ કરવો એ તો ગીતાનો અનાદર કરવા બરાબર છે; અને જો તમે ગીતાનો આ રીતે અનાદર કરશો તો ગીતાના અધ્યયનથી જે લાભ થવો જોઈએ તે તમને કેવી રીતે થાય?

આ જ પ્રમાણે તમે સત્સંગ કર્યો. કોઈએ પૂછ્યું કે 'તમે સત્સંગમાં ગયા હતા?' બોલ્યા – 'હા, ગયા હતા ને!' તેમણે પૂછ્યું – 'કયો

વિષય હતો?' કહ્યું – 'સત્સંગ બહુ જ સારો હતો, પણ વિષય કયો હતો એ તો યાદ નથી!' 'વાહ! તમે હમણાં હમણાં જ તો સત્સંગમાંથી આવ્યા છો, તો પછી યાદ કેમ નથી?' તો બોલ્યા – 'સત્સંગ તો બધા લોકોએ કહ્યું કે સારો હતો.' 'અરે ભાઈ! લોકોએ તો સારો હતો એમ કહ્યું પણ તમેય તો ત્યાં હતા જ ને?' કહ્યું – 'હતા તો ખરા!' પછી પૂછ્યું – 'તો, સત્સંગમાં કયા વિષયનું વિવેચન થયું?' બોલ્યા – 'મારું મન બીજી તરફ ચાલી ગયું હતું, મેં ધ્યાન દઈને સાંભળ્યું નહીં.' ત્રીજા ભાઈએ પૂછ્યું – 'આજે કયો પ્રસંગ ચર્ચાયો?' બોલ્યા – 'સાંભળ્યું તો હતું, પણ યાદ નથી.' વિચારો – જો હમણાં હમણાં જ સાંભળેલી વાત યાદ જ રહી નથી, તો તેનું પાલન તમે શું કરવાના? વાત એ છે કે તમે આદરપૂર્વક ધ્યાન દઈને સાંભળ્યું જ નથી.

આ જ પ્રમાણે તમે જપ કરો છો, તમારું મન અહીં-તહીં (આડું-અવળું) ચાલ્યું ગયું; તમે માળા ફેરવી રહ્યા છો, માળા હાથમાંથી પડી ગઈ, કેટલી માળા ફેરવી એનું ધ્યાન નથી – તો આ જપ આદરપૂર્વકનો નથી. માળા ફેરવતી વખતે એક તો ભગવાનના નામના જપનો તાર તૂટવો નહીં જોઈએ અને બીજું, જપ કરતી વખતે ખૂબ પ્રસન્નચિત્ત રહેવું જોઈએ અને સમજવું જોઈએ કે ભગવાનની મારા ઉપર ઘણી મોટી કૃપા છે કે જે તેમના નામનો જપ મારા વડે થઈ રહ્યો છે. જપ કરતી વખતે તેના અર્થનું જ્ઞાન પણ હોવું જોઈએ, એટલે કે ભગવાનના સ્વરૂપનું પણ ધ્યાન હોવું જોઈએ તેમ જ જપ નિષ્કામ પ્રેમભાવપૂર્વક કરવો જોઈએ તથા એવા શ્રદ્ધા-વિશ્વાસ સાથે કરવો જોઈએ કે 'જપ કરવાથી મારાં પાપોનો નાશ થશે અને ચોક્કસ જ મારું કલ્યાણ થઈ જશે એમાં લેશમાત્ર પણ શંકા નથી.'

આ જ પ્રમાણે ધ્યાનની બાબતમાં સમજવું જોઈએ. ધ્યાન કરતી વખતે ભગવાનની લીલાનું મનમાં સ્મરણ રહેવું જોઈએ તથા ભગવાનની લીલાની સાથોસાથ ભગવાનના સ્વરૂપને અને તેમના

સૌંદર્ય-માધુર્યને નિહાળી-નિહાળીને પળેપળ મુગ્ધ થવું જોઈએ. ભગવાનનાં ચરિત્રો (લીલાકાર્યો)માં ભગવાનના ગુણ અને તેમના પ્રભાવ પ્રત્યે પણ નજર નાખવી જોઈએ. ભગવાનની જે કંઈ લીલા છે તેનું તત્ત્વ-રહસ્ય પણ સાથે-સાથે સમજવું જોઈએ. આ પ્રમાણે ભગવાનના ગુણ, સ્વભાવ, તત્ત્વ, રહસ્યને સમજીને ધ્યાન કરવું એ ઉત્તમ છે.

જ્યારે શાસ્ત્રોની વાતો મહાત્માઓ પાસેથી સાંભળવામાં આવે તો ત્યારે સાંભળતી વખતે તે વાત પર અત્યંત મુગ્ધ થવું જોઈએ કે ભગવાનની અમારા ઉપર કેટલી કૃપા છે કે આ વાતો અમને સાંભળવા મળી! પછી, આ વાતોને સમજીને હૃદયમાં ધારણ કરી લેવી જોઈએ કે અમારે આ જ કરવાનું છે, આ જ વાતોને આજથી અમારે કાર્યાન્વિત કરવાની છે. આમ કરવાથી તમારું જીવન સત્વરે બદલાઈ શકે છે.

હવે થોડી રહસ્યની વાતો બતાવવામાં આવે છે. ચાર વાતો સારરૂપે છે – (૧) ભગવાનના નામનો જપ, (૨) ભગવાનના સ્વરૂપનું ધ્યાન, (૩) સ્વાધ્યાય કરતી વખતે તેના અર્થ અને ભાવ પ્રત્યે દૃષ્ટિ (લક્ષ્ય) અને (૪) સત્સંગ. પોતાના મનથી એવો નિશ્ચય કરી લેવો જોઈએ કે 'આનાથી મારો ચોક્કસ જ સુધાર થશે અને તેથી મારો ઉદ્ધાર થશે.' જેમ ભોજન કરવાથી ભૂખનું નિવારણ અવશ્ય થાય છે અને પાણી પીવાથી તરસ અવશ્ય છિપાય છે – એ સર્વથા પ્રત્યક્ષ છે, તેવી જ રીતે આ (સાધન અને તેનું ફળ) પણ પ્રત્યક્ષ છે. દરરોજ તેની સંભાળ લેવી જોઈએ કે આજે સત્સંગ કર્યા પછી પોતાનામાં કેટલો સુધાર થયો, એટલે કે કઈ કઈ વાતો જીવનમાં અમલી બનાવી. આજે રામાયણ વાંચ્યું, તો તે વાંચ્યા પછી એ જોઈ લેવું જોઈએ કે તેમાં એ કયો પ્રસંગ હતો અને તેમાંથી મને શો બોધ મળ્યો તથા તેથી મારો શો સુધાર થયો. આજે જપ કર્યો, ધ્યાન કર્યું, તો જપ કરવાથી દુર્ગુણો-દુરાચારનો નાશ અવશ્ય થઈ જશે અને સદ્‌ગુણો-સદાચાર આપોઆપ જ આવી જશે.

ભજન-ધ્યાનથી આપણામાં સદ્‌ગુણો-સદાચારનો આવિર્ભાવ અવશ્ય જ થશે. જ્યારે સદ્‌ગુણો-સદાચાર આવશે ત્યારે તેમના પ્રભાવથી દુર્ગુણો-દુરાચારનો નાશ પણ અવશ્ય જ થઈ જશે. જ્યાં પ્રકાશ થાય છે ત્યાં અંધકારનો નાશ થાય જ છે. એ જ પ્રમાણે જ્યાં સદ્‌ગુણો હોય છે ત્યાં દુર્ગુણો રહી જ શકતા નથી. જ્યાં ઈશ્વરની ભક્તિ હોય છે ત્યાં પાપ રહી જ શકતાં નથી. આ પ્રમાણે સમજીને આપણે પોતાના હૃદયને રોજ સંભાળવું જોઈએ. જેમ લોભી માણસ વેપાર કરતી વખતે દરરોજ એવી સંભાળ લે છે (કાળજી રાખે છે) કે આજે કેટલો માલ વેચાયો અને એમાં કેટલો નફો થયો. તે લોભી માણસ દરરોજ પ્રગતિ માટે કોશિશ કરતો રહે છે. તેવી જ રીતે આપણે દરરોજ પોતાના સાધનની સંભાળ લેતા રહેવું જોઈએ કે 'કાલના કરતાં આજે સાધનમાં કેટલી ઉન્નતિ થઈ અને નથી થઈ તો કેમ ન થઈ.' એનું કારણ ખોળીને એ રીતે તે કારણ સાવધાનીથી દૂર કરવું જોઈએ તેમ જ દરરોજ ઉન્નતિ માટે કોશિશ કરતા રહેવું જોઈએ અને એમ સમજતા રહેવું જોઈએ કે 'ઈશ્વરનો અમારા માથા પર હાથ છે, તેમની અનંત કૃપા છે. જુઓ, અમારી તે શી લાયકાત? આ તો ઈશ્વરની નિર્હેતુક કૃપા છે કે તેઓ અમને સંસારમાંથી હટાવીને અમારો ઉદ્ધાર કરવા ઈચ્છે છે. જ્યારે ઈશ્વરની અમારા ઉપર આટલી દયા છે, તેમનો અમારે માટે આટલો ખ્યાલ (ધ્યાન-લક્ષ્ય) છે, તો પછી અમારો ઉદ્ધાર થવામાં શંકા જ શી વળી?'

કોઈ ગરીબ માણસ ઉપર કોઈ કરોડપતિ ધનવાન માણસનો હાથ હોય તો તે નિર્ભય થઈ જાય છે. આપણા ઉપર તો ઈશ્વરનો હાથ છે. તો પછી વાત જ ક્યાં રહી? આ પ્રમાણે સમજીને અને ધ્યાનમાં ઈશ્વરના સ્વરૂપને જોઈને હરહંમેશ પ્રસન્ન થતા રહેવું જોઈએ કે તેમનું રૂપ અને લાવણ્ય અત્યંત મનોહર અને અલૌકિક છે તથા આપણા ઉપર ભગવાનનો અતિશય પ્રેમ જોઈને પણ હરહંમેશ પ્રસન્ન થવું જોઈએ કે ભગવાન આપણને કેટલો પ્રેમ કરી રહ્યા છે!

જે કંઈ થઈ રહ્યું છે તે બધું પરેચ્છા અને અનિચ્છાથી થઈ રહ્યું છે. જે પરેચ્છાથી થઈ રહ્યું છે તેને ભગવાન કરાવી રહ્યા છે અને જે અનિચ્છાથી થઈ રહ્યું છે તેને સ્વયં ભગવાન કરી રહ્યા છે. તેને જોઈ-જોઈને હરહંમેશ પ્રસન્ન થવું જોઈએ, એમાં ભગવાનની નિર્હેતુક દયાનો અનુભવ કરવો જોઈએ. એમ સમજવું જોઈએ કે જે કંઈ થઈ રહ્યું છે તેમાં ભગવાનની દયા ઓતપ્રોત છે. જો કોઈ સમયે એવું પ્રતીત થાય કે આમાં ભગવાનની દયા નથી, કોપ છે, તો ત્યારે એમ સમજવું કે તે કોપ પણ છે તો ભગવાનનો જ ને! તેથી તેમાં પણ તેમની દયા જ ભરેલી છે. બાળક ઉપર માતાનો કોપ થાય છે તો બાળક માતાના કોપમાં પણ માતાની દયા જ સમજે છે; કારણ કે સ્નેહાળ માતા ક્યારેય બાળકનું અનિષ્ટ કરતી નથી. મા ગુસ્સો કરે છે તો બાળક પર અનુશાસન કરવા માટે કરે છે, કે જેથી તેનો સુધાર થાય. તેથી જેમ માના હૃદયમાં દયા ભરેલી રહેતી હોય છે તેવી જ રીતે ભગવાનના કોપમાં પણ દયા ભરેલી છે.

પરેચ્છા એનું નામ છે કે જે બીજાની ઇચ્છાથી થાય. પરેચ્છાનું ઉદાહરણ જુઓ : જેમ કોઈ ભાઈ કોઈ સગીર લાવારિસ (અનાથ) છોકરાને પોતાનો દત્તક પુત્ર બનાવે છે અને તેને પોતાની સંપત્તિનો સ્વામી બનાવી દે છે તો એમ સમજવું જોઈએ કે તે છોકરો સંપત્તિનો સ્વામી પરેચ્છાથી બન્યો. છોકરાએ કોઈ કમાણી કરી નથી, પરિશ્રમ પણ કર્યો નથી, પરંતુ જ્યારે તે છોકરો પુખ્ત થાય છે અને સારી રીતે સમજે છે ત્યારે તેને પ્રસન્નતા થાય છે કે મારા પર પિતાની કેટલી દયા છે કે તેમણે મને પોતાનો દીકરો બનાવીને પોતાની પાંચ લાખની મિલકતનો સત્ત્વાધિકારી (માલિક) બનાવ્યો! આ તેને પરેચ્છાથી લાભ મળ્યો. હવે પરેચ્છાથી થતી હાનિનું ઉદાહરણ જુઓ : કોઈ લુટારાએ આપણી પાસે રૂપિયા છે એમ સમજીને પાછળથી ચાર લાકડીઓ ફટકારી દીધી અને રૂપિયા ઝૂંટવીને લઈ ગયો તો રૂપિયા પણ ગયા

અને વધારામાં ઘાયલ પણ થયા. દેખીતી રીતે આ આપણા માટે ઘણી જ હાનિની વાત થઈ. આપણી આ હાનિ પરેચ્છાથી થઈ; અને અગાઉ બતાવ્યો તે લાભ પણ પરેચ્છાથી થયો. આપણને પરેચ્છાથી જે લાભ થયો તે પુણ્યનું ફળ છે અને આપણે જે ઘાયલ થયા તથા ધન ગયું તે આપણા પાપનું ફળ છે. પાપનું ફળ દુઃખ છે અને પુણ્યનું ફળ સુખ છે. તો, આ પરેચ્છાથી પુણ્ય અને પાપ બંનેનું ફળ મળ્યું. આ ઈશ્વરનું વિધાન છે. તેથી આ બંનેમાં પ્રસન્નતા થવી જોઈએ. જો એમ કહો છો કે રૂપિયા મળે તો પ્રસન્નતા થાય છે, પણ ઘાયલ થવાથી અને ધન ચાલ્યું જવાથી તો દુઃખ જ થાય છે; તો હું કહું છું કે તમને જે રૂપિયા મળ્યા તેમાં પણ ભગવાનની દયા છે, પણ એના કરતાંય વધુ દયા એમાં છે કે જેને તમે અનિષ્ટ માનો છો. આ વાત બધાંને નથી સમજાતી. પરંતુ એ છે ગહનપણે સમજવાની વાત. તમને ધન મળ્યું એ કોનું ફળ છે? પુણ્યનું ફળ છે. સારું, પુણ્યનું ફળ મળી ગયું, તેથી તો તે પુણ્યનો ક્ષય થઈ ગયો, એટલી પુણ્યની પુંજી (મૂડી) ઓછી થઈ ગઈ. તેથી તમે અહીંથી જશો ત્યારે પુંજીનો એટલો ઘાટો (નુકસાન) લઈને જ તો જશો. જો તમે એવો ભાવ સમજ્યા કે ઈશ્વરની કૃપાથી ધન મળ્યું છે, તો પછી તેનાથી પરમાત્માની પ્રાપ્તિ વિશેનો જ લાભ ઉઠાવવો જોઈએ. ત્યારે તો પરમાત્માની તમારા પર દયા થઈ. પરંતુ જે ધન મળ્યું તે ધનને લીધે તમે જો દારૂ પીઓ છો, માંસ ખાઓ છો, અનાચાર, વ્યભિચાર કરો છો; ધનની વૃદ્ધિ માટે જૂઠ, કપટ, ચોરી તથા હિંસા વગેરે પાપ કરો છો તો હું તો એમ સમજું છું કે તે ધન તમને ન મળ્યું હોત તે જ સારું હતું. ધનનો ભગવાન માટેના કામમાં ઉપયોગ કરીને તેનાથી તમે પોતાનું કલ્યાણ પણ કરી શકો છો અને તેને કુકર્મોમાં વાપરીને તમારું પતન પણ કરી શકો છો.

આવી જ રીતે તમને જે દંડ મળ્યો, તેનાથી તમારા પાપનો ક્ષય થઈ ગયો, તમે પાપના ભારથી હળવા થઈ ગયા; અને તે દંડ મળવાની

સાથે જ તમારા હૃદયમાં જો એવો ભાવ આવ્યો કે 'મેં પાપ કર્યું હતું તેનો ભગવાને મને આજે આ દંડ આપ્યો, તેથી ભવિષ્યમાં હું પાપ કરીશ નહીં. જે પાપ નહીં કરે તેને દંડ શા માટે મળશે? પાપનું ફળ જ તો દુઃખ છે ને!' તો આ તમને શ્રેષ્ઠ બોધ મળ્યો. ધન મળવાથી તો અહંકાર, પાપ, પ્રમાદ, અકર્મણ્યતા, ભોગવિલાસ વગેરેમાં વધારો થાય છે, પરંતુ જ્યારે ધનનો નાશ થાય છે અને માર પડે છે ત્યારે ભગવાન યાદ આવે છે. તેથી તેમાં ભગવાનની વિશેષ દયા સમજવી જોઈએ.

હવે અનિચ્છાથી થતાં હાનિ અને લાભને સમજો. અનિચ્છા તેને કહે છે કે જેમાં તમારી કે અન્ય કોઈની પણ ઇચ્છા રહી ન હોય. તેથી તે ભગવાનની ઇચ્છા છે. આને આ રીતે જુઓ : જે રોગ થાય છે તે અનિચ્છાથી મળેલું પ્રારબ્ધનું ફળ છે. બીમારીની કોઈને ઇચ્છા થતી નથી, તોપણ બીમારી આવી ગઈ તો તેમાં ઈશ્વરની ઇચ્છા સમજવી અથવા અનિચ્છા-પ્રારબ્ધનો ભોગ સમજવો. આ જ પ્રમાણે બીજી કોઈ સ્વાભાવિક ઘટના બનવા પામે છે; જેમ કે, આપણું મકાન બળી ગયું, વૃક્ષની ડાળી અચાનક તૂટી પડી અને દીકરો મરી ગયો – તો તે અનિચ્છા--પ્રારબ્ધનો ભોગ છે. આ પાપનું ફળ છે. આ જ રીતે અનિચ્છાથી પુણ્યનું ફળ મળે છે; જેમ કે, જમીનના, ઘરના કે વસ્તુઓના ભાવ વધી ગયા અથવા ક્યાંકથી દટાયેલું ધન મળી ગયું – તો એમાં બીજા કોઈની ઇચ્છા (પરેચ્છા) નથી. ઈશ્વરની ઇચ્છાથી આપોઆપ જ પુણ્યનું ફળ મળી ગયું. સુખ પુણ્યનું ફળ છે અને દુઃખ પાપનું ફળ છે.

કેટલાંક પુણ્યો કે પાપોનું ફળ સ્વેચ્છાથી મળે છે, એમને જુઓ. આપણે સ્વેચ્છા (પોતાની ઇચ્છા)થી વેપાર કરીએ છીએ, તેમાં નફો પણ થાય છે, નુકસાન પણ થાય છે. નફો થાય છે એ પુણ્યનું ફળ છે અને નુકસાન થાય છે એ પાપનું ફળ છે. પરેચ્છા, અનિચ્છા અને સ્વેચ્છા – આ ત્રણ પ્રકારની ઇચ્છાઓથી પ્રારબ્ધ-કર્મોનો ભોગ થાય

છે (ફળ ભોગવવું પડે છે). આપણે જે કામ સ્વેચ્છાપૂર્વક કરીએ છીએ તે ભગવાનની આજ્ઞા અનુસાર જ કરવું જોઈએ. એવો વિશ્વાસ રાખવો જોઈએ કે આપણા ભાગ્યમાં જેટલું મળવાનું છે એટલું જ ધન આપણને મળશે, અધિક મળશે નહીં. ભગવાનના વિધાનને લીધે અધિક મળી શકતું નથી. આપણે પાપ નહીં કરીએ તો ભગવાન છત તોડીને આપણને આપી જશે. તેથી આપણે જૂઠ, કપટ, ચોરી વગેરે પાપ ક્યારેય કરવાં નહીં જોઈએ; કારણ કે આપણા ભાગ્યમાં જે મળવાનું હશે તો તે ક્યાંય જતું નહીં રહે. તેથી ભગવાન પર અને પ્રારબ્ધ પર વિશ્વાસ કરવો જોઈએ. જેનો ભગવાન પર અને ભાગ્ય પર વિશ્વાસ હોય છે તે ક્યારેય જૂઠું બોલતો નથી; રૂપિયા (ધનસંપત્તિ) માટે તો શું, પ્રાણ (બચાવવા) માટે પણ જૂઠું બોલતો નથી. લાભના પ્રસંગે એટલે કે અનિચ્છા, પરેચ્છા અથવા સ્વેચ્છાથી જે લાભ થાય છે તેમાં ઈશ્વરની દયા સમજો છો એ તો બરાબર છે, તે પણ દયા છે; પરંતુ અનિચ્છા, પરેચ્છા અથવા સ્વેચ્છાથી જે હાનિ થયાનું લાગે છે તેમાં તો ઈશ્વરની વિશેષ દયા સમજવી જોઈએ.

પરમેશ્વરે આપણને મનુષ્યશરીર, બળ, બુદ્ધિ, ધન, ઐશ્વર્ય વગેરે કેવળ આત્માના કલ્યાણ માટે જ આપ્યાં છે. જો આપણે તેમનો યોગ્ય ઉપયોગ કરતા નથી અથવા તેનાથી વિપરીત ઉપયોગ કરીએ છીએ તો આપણે ખુદ આપણને છેતરીએ છીએ. અર્થાત્ જે ઉદ્દેશ્યની સિદ્ધિ માટે મનુષ્યશરીર અને ધન વગેરે પદાર્થો આપણને આપવામાં આવેલા છે તેમને તે જ કામમાં ખપમાં લેવા જોઈએ. જો એમ નથી કરતા તો આપણે પોતાને જ દગો દઈએ (છેતરીએ) છીએ. એક ભાઈ તમને બે હજાર રૂપિયા એટલા માટે આપી ગયા કે તે રૂપિયાથી કપડાં ખરીદીને તમે સાધુઓને વહેંચી દો. તમે તે રૂપિયાથી સાધુઓને કપડાં તો વહેંચ્યાં નહીં, પણ તે રૂપિયા તમે પોતાની દીકરી, જમાઈ કે ભાણેજને આપી દીધા, તો તમે પેલા ધનિક ભાઈને દગો દીધો. સાધુઓની સેવામાં

એ રૂપિયાનો ઉપયોગ નહીં કરતાં ગાયોની સેવામાં ઉપયોગ કર્યો તોપણ તમે એક પ્રકારે અયોગ્ય જ કર્યું. કેવી રીતે અનુચિત કર્યું? તો, એટલા માટે કે તેઓ તો કહી ગયા હતા કે સાધુઓની સેવામાં વાપરજો અને તમે તે રૂપિયા પશુઓની સેવામાં વાપર્યા તો આ પણ યોગ્ય નહીં કર્યું અને દીકરી-જમાઈના સ્વાર્થમાં રૂપિયાનો ઉપયોગ કર્યો, ત્યારે તો ઘણો મોટો અન્યાય કર્યો. આ જ પ્રમાણે ભગવાને આપણને જે ધન આપ્યું, જે ચીજવસ્તુઓ આપી તે પોતાના આત્માના કલ્યાણ માટે આપી છે, ભક્તિ માટે આપી છે; તેમનો તે કામમાં ઉપયોગ નહીં કરતાં એશ-આરામ, ભોગસુખમાં ઉપયોગ કરીએ છીએ તો આપણે ચોરી કરીએ છીએ. દેવતાઓ આપણને વરસાદ મારફતે જળ-અન્ન વગેરે આપે છે, તે બધું દેવતાઓને આપ્યા વિના એટલે કે તેમની પૂજા, યજ્ઞ, હોમ-હવન વગેરે કર્યા વિના જો આપણે એશ-આરામ વગેરે ભોગો માટે ખપમાં લઈએ છીએ તો આપણે ચોર છીએ. ભગવાને ગીતામાં કહ્યું છે – **'તૈર્દત્તાનપ્રદાયૈભ્યો યો ભુઙ્ક્તે સ્તેન એવ સઃ ।'** (ગીતા - ૩/૧૨ ઉત્તરાર્ધ) – 'દેવતાઓનું આપેલું દેવતાઓને આપ્યા વિના જે ભોગવે છે તે ચોર છે.' માતા-પિતા પુત્ર માટે ઘણુંબધું ધન મૂકીને મરી ગયાં, એવા ઉદ્દેશ્યથી કે આ અમારા મર્યા પછી અમારે માટે શ્રાદ્ધ-તર્પણ કરશે; પરંતુ જે નાલાયક દીકરો માતાપિતાના મૃત્યુ પછી તેમનું શ્રાદ્ધ-તર્પણ કરતો નથી તેને તેમનો આત્મા બદ-દુઆ (દુરાશિષ) આપે છે કે અમે આટલું ધન મૂકીને આવ્યાં પણ આ નાલાયક દીકરો સો રૂપિયામાંથી એક રૂપિયો પણ અમારા કામમાં વાપરતો નથી. આ માતા-પિતાની ચોરી છે. તેમના ઉદ્દેશ્યને અનુકૂળ કામમાં તેમના ધનનો ઉપયોગ નહીં કરવો એ ચોરી જ છે. તેઓ તો લાચાર છે, બિચારાં હવે શું કરી શકે? તમારી મરજી છે, તમે જે ઇચ્છો તે કરો; પરંતુ તેમની ઇચ્છાથી વિરુદ્ધ કરવું એ વિશ્વાસઘાત છે. કોઈ આપણી પાસે પોતાનું ઘરેણું મૂકી જાય, પછી તે લેવા આવે અને આપણે તેને તે ન આપીએ તો એ વિશ્વાસઘાત છે. આ જ પ્રમાણે

આપણે જો માતાપિતાનો હક તેમને આપતા નથી, દેવતાઓને તેમનો હક આપતા નથી તો આપણે વિશ્વાસઘાત કરીએ છીએ.

જેમ આપણે માતા-પિતાએ આપેલું માતા-પિતાને આપ્યા વિના, તેમનું શ્રાદ્ધ-તર્પણ કર્યા વિના ભોગવીએ છીએ તો આપણે માતા-પિતાના ચોર છીએ; તેવી જ રીતે ભગવાને આપેલા પદાર્થોને ભગવાન માટે, ભગવાનની ભક્તિ વગેરે સાધનોમાં ઉપયોગમાં લેતા નથી તો આપણે ભગવાનના ચોર છીએ. આપણને મનુષ્યશરીર, બળ, બુદ્ધિ, ધન અને ઐશ્વર્ય વગેરે જે કંઈ પણ વર્તમાનમાં મળ્યું છે તેને ભગવાનના કામમાં લગાડવું જોઈએ એટલે કે ભગવાનની આજ્ઞા અનુસાર જ આપણે બધાં કામ કરવાં જોઈએ. તેથી જે કંઈ કરીએ તે ભગવાનની આજ્ઞા અનુસાર કરીએ અને ભગવાનના વિધાન અનુસાર જે કંઈ લાભ કે હાનિ આવી મળે તેને ભગવાને મોકલેલો પુરસ્કાર સમજીને પ્રસન્ન થઈએ. મા હાથથી મારે છે તોપણ સમજદાર દીકરો એમ જ સમજે છે કે 'આમાં માની કૃપા છે, મારો સ્વભાવ સુધારવા માટે એ મને મારે છે.' આ જ પ્રમાણે ભગવાન ક્યારેક મારે તોપણ ભક્તે એમ જ સમજવું જોઈએ કે ભગવાનની કૃપા છે, ભગવાન અમારા સુધાર માટે આવું કરે છે. જેમ કે, દીકરો મરી ગયો, ધન ચાલ્યું ગયું, ચોરાઈ ગયું – એ કે આ પ્રકારની જે હાનિ થાય છે તે ભગવાનના હાથનો માર છે. એમાં ભગવાનની વિશેષ દયા ભરેલી છે. આ રહસ્ય આપણને સમજાઈ જાય તો પછી આપણે માટે સદા-સર્વદા સર્વત્ર આનંદ જ આનંદ છે. અનુકૂળ પદાર્થોની પ્રાપ્તિમાં તો સૌને આનંદ થાય છે, પરંતુ પ્રતિકૂળ પદાર્થોની પ્રાપ્તિમાં પણ હરહંમેશ ભગવાનની દયાનાં દર્શન કરવાં જોઈએ. જેમ કે, નાનું બાળક મા પર નિર્ભર રહે છે; કોઈ છ મહિનાના દીકરાને ઊંચકીને મા ગંગામાં ફેંકી આવે તો તે શું કરી શકે? તે મા પર બિલકુલ નિર્ભર છે; મા મારે કે ચાહે તો વહાલ કરે. એ જ રીતે આપણે ખુદને એકમાત્ર ભગવાન પર છોડી દઈએ અર્થાત્ એક તેમના

પર જ નિર્ભર થઈ જઈએ કે ભગવાન મારે કે ચાહે તો તારે, આપણું બધી રીતે મંગળ જ છે. દયાળુ મા પણ પોતાના બાળકનું ક્યારેય કોઈ અનિષ્ટ કરી શકતી નથી, તો પછી પરમ દયાળુ ભગવાન શું ક્યારે કરી શકે ખરા? જ્યારે ક્યારેક બાળકને ગૂમડું કે ઘા (વ્રણ) થઈ જાય છે ત્યારે મા ડૉક્ટરને બોલાવીને ચીરો કરાવે છે. છોકરો રડે છે પણ મા તેના રડવાની પરવા નહીં કરીને જબરદસ્તીથી ચીરો કરાવે છે, કારણ કે મા છોકરાને ભયાનક ઘાના વિષમાંથી મુક્ત કરીને સર્વથા નીરોગી અને સુખી જોવા ઇચ્છે છે. આ જ રીતે ભગવાન પણ આપણા હિત માટે જ, આપણે જેને દુ:ખ સમજીએ છીએ તે આપણને આપી રહ્યા છે. તે દુ:ખમાં પણ આપણે વિશ્વાસપૂર્વક ખૂબ આનંદ માનવો જોઈએ, એટલે કે તે વાત આપણને ન સમજાય તોપણ એટલો વિશ્વાસ અવશ્ય કરી લઈએ કે જે કંઈ પણ ભગવાનની મરજીથી થઈ રહ્યું છે તેમાં આનંદ જ આનંદ છે.

એક વાત તો પહેલાં એ કહેવામાં આવી હતી કે આપણા દ્વારા ભજન, ધ્યાન, સત્સંગ, સ્વાધ્યાય જે કંઈ થાય છે તેનાથી આપણને ચોક્કસ વિશેષ લાભ થાય છે એટલે કે તેનાથી ચોક્કસપણે સદ્‌ગુણો-સદાચારની વૃદ્ધિ થાય છે. સદ્‌ગુણો-સદાચારની વૃદ્ધિ થવાથી દુર્ગુણો-દુરાચારનો નાશ ચોક્કસ જ થાય છે. દરરોજ આપણા હૃદયની થતી ઉન્નતિને જોતા રહેવું જોઈએ. આ પ્રમાણે જોવાથી તે પ્રત્યક્ષ દેખાઈ શકે છે અને તેનાથી ઉત્સાહ વધી શકે છે. જેમ કે, વેપાર કરનારાને દરરોજ રૂપિયાની કમાણી થતી હોય, આજે સો, કાલે દોઢ સો, પરમ દિવસે ત્રણ સો રૂપિયા વધે તો એ જોઈને તેને રોજ નવી ને નવી પ્રસન્નતા થાય છે, દિવસે દિવસે ઉત્સાહ વધતો જાય છે. એ જ રીતે ભગવત્પ્રાપ્તિ વિશેનો આ જે વેપાર (વ્યાપાર-પ્રવૃત્તિ) છે તેને રોજે-રોજ જોતા રહીશું તો ઉત્તરોત્તર પ્રસન્નતા વધતી જશે. આ રીતે તમારે દિન-પ્રતિદિન ઉન્નતિનો અનુભવ કરવો જોઈએ. દિવસમાં પણ

પ્રતિક્ષણ ઉન્નતિનો અનુભવ કરતા રહેવું. **પહેલી ક્ષણે જે કંઈ કરવામાં આવે, તેની પછીની ક્ષણે સાધન તેજ થવું જોઈએ. ઓછું કેમ થાય? સાધન કમજોર થાય તો તે માટે પશ્ચાત્તાપ કરવો જોઈએ,** કે જેથી ભવિષ્યમાં એવી ભૂલ થવા ન પામે. જ્યારે ભગવાનનો આપણા માથા પર હાથ છે, તેમની અપાર દયા છે, તો પછી આપણી તો ઉત્તરોત્તર પ્રગતિ અવશ્ય જ થવી જોઈએ; અને પછી તે ઉન્નતિના ફળને પણ જોતા રહેવું જોઈએ. તે ફળ એટલે દુર્ગુણો-દુરાચારનો વિનાશ અને સદ્‌ગુણો-સદાચારની વૃદ્ધિ. આ પ્રમાણે પ્રતિક્ષણ જોતા રહેવાથી તમને પ્રત્યક્ષ જ લાભ દેખાઈ શકે છે.

બીજી વાત એ છે કે સુખ-દુઃખની પ્રાપ્તિમાં તથા લાભ-હાનિની પ્રાપ્તિમાં ઈશ્વરની દયા સમજવી જોઈએ. જે કંઈ પણ ઘટના બની રહી છે તે બધીમાં ઈશ્વરની દયા જ ભરેલી છે એટલે તે બધી ઘટનામાં દયાનું દર્શન કરવું જોઈએ. ભગવાન ઉપર નિર્ભર થઈ જવાથી, તેમના શરણે થઈ જવાથી મનુષ્યમાં વીરતા, ધીરતા, ગંભીરતા વગેરે ભાવ આપોઆપ જ આવી જાય છે. એમ સમજી લેવું કે 'હું ભગવાનના શરણે છું, મને કોઈ વાતની ચિંતા નથી, હું ભગવાનનો છું, ભગવાન મારા છે.' પ્રબળ પરાક્રમી, ન્યાયકારી તથા દયાપરાયણ એવા કોઈ રાજાના રાજ્યમાં કોઈ મનુષ્ય રાજાનું શરણ લઈ લે છે, રાજા ઉપર જ નિર્ભર થઈ જાય છે અને રાજા તેને આશ્રય આપી દે છે તો પછી તે મનુષ્ય નિર્ભય અને નિશ્ચિંત થઈ જાય છે. તેના મનમાં એવો ભાવ થાય છે કે રાજાની મારા પર વિશેષ દયા છે, મને આ રાજાના રાજ્યમાં શો ભય છે? આ જ પ્રમાણે ભગવાન ઉપર નિર્ભર રહેનારો પણ નિર્ભય અને નિશ્ચિંત થઈ જાય છે.

જ્યારે નચિકેતા યમરાજ પાસે ગયો અને બે વરદાન મેળવી ચૂક્યો ત્યારે યમરાજે કહ્યું – 'તેં બે વરદાન તો માગી લીધાં, હવે ત્રીજું વરદાન પોતાની ઇચ્છા મુજબ માગી લે.' તેણે કહ્યું – 'હું એ જ વરદાન માગું

છું કે મર્યા પછી આત્મા છે કે નહીં, એ બતાવો.' યમરાજ બોલ્યા – 'આ વાત સિવાય બીજું કોઈ વરદાન માગી લે; કારણ કે આ (વિષય) દેવતાઓ માટે પણ વિશેષપણે જાણવો દુષ્કર (દુર્વિજ્ઞેય) છે. તું ઇચ્છા મુજબ સદાને માટે (શાશ્વત) જીવન માગી લે અથવા આ રથ અને ઘોડાઓ સમેત આ સ્ત્રીઓને લઈ જા અથવા તો સ્વર્ગના કોઈ ભોગ-પદાર્થો લઈ જા, કે જે પૃથ્વી પર નથી.' આના જવાબમાં નચિકેતાએ કહ્યું – 'તમે આ વાહન, નાચ-ગાન, ભોગ વગેરે પોતાની પાસે જ રાખો. મારી વરદાનની માગણી તો એ જ છે કે જેનાથી આત્માનું જ્ઞાન થઈ જાય. તમે જે એમ કહ્યું કે સદાને માટે જીવન માગી લે, તે જ્યાં સુધી તમારું શાસન છે ત્યાં સુધી મને મૃત્યુનો ભય જ શો વળી!' (કઠોપનિષદ - ૧/૧/૧૯-૨૭)

આ જ પ્રમાણે જ્યારે એમ સમજી લીધું કે ભગવાનનો અમારા માથા પર હાથ છે, તો પછી ભય જ શાનો વળી! યમરાજની કૃપા થવાથી પણ કોઈ ભય રહેતો નથી, તો પછી જો ભગવાનની કૃપા થઈ જાય ત્યારે તો વાત શી કરવી? તેઓ તો યમરાજના પણ યમરાજ છે, મૃત્યુનું પણ મૃત્યુ છે અને કાળના પણ કાળ છે. પછી આપણને ભય શી વાતનો? આ પ્રમાણે આપણે પોતાને ભગવાન પર છોડી દઈએ અર્થાત્ ભગવાન ઉપર નિર્ભર થઈ જવું જોઈએ. જેમ કે, બિલાડીનું બચ્ચું બિલાડી ઉપર જ નિર્ભર છે, બિલાડી ઇચ્છા મુજબ તેને મોઢામાં લઈને ફરે છે, તે જ મોઢામાં તે ઉંદરને પકડે છે ને તે જ મોઢામાં પોતાના બચ્ચાને; તે જ દાંત, તે જ મોઢું છે – પણ પોતાના બચ્ચાને કેટલા પ્રેમથી પકડે છે! જરા પણ કષ્ટ આપતી નથી. તેવી જ રીતે આપણે ભગવાન ઉપર નિર્ભર થઈ જવું જોઈએ. પછી આપણને ભય જ શી વાતનો છે? આમ વિચારીને આપણે ભગવાન ઉપર નિર્ભર થઈ જવું જોઈએ; જેમ કે ભક્ત પ્રહ્લાદ ભગવાન ઉપર નિર્ભર હતો. હિરણ્યકશિપુ જે કંઈ પણ અત્યાચાર કરતો હતો, પણ પ્રહ્લાદને કોઈ

વાતની ચિંતા રહેતી ન હતી, તે ભગવાન પર જ નિર્ભર હતો કે ભગવાન જે કંઈ ઇચ્છે તે કરે; પરંતુ શું કોઈ તેનો વાળ પણ વાંકો કરી શક્યું? ના. કોઈ કવિએ કહ્યું પણ છે –

**જાકો રાખે સાઁઈયાઁ મારસકૈ નહિં કોય।**
**બાલ ન બાઁકા કરિ સકૈ જો જગ બૈરી હોય॥**

મનુષ્યની તો વાત જ શી, આખો સંસાર પણ તેનો વેરી થઈ જાય તોપણ કોઈ તેનો વાળ વાંકો કરી શકતું નથી. તેથી એમ સમજવું જોઈએ કે જ્યારે આપણે ભગવાન પર નિર્ભર છીએ ત્યારે આપણને ભય શી વાતનો છે? તેથી, આપણે ભગવાન પર જ નિર્ભર રહેવું જોઈએ.

હું તમને ફરી સાવધાન કરીને આ કહેવા માગું છું. જપ, ધ્યાન, સત્સંગ, સ્વાધ્યાય કરતી વખતે એક તો એવો નિશ્ચય (દૃઢ વિશ્વાસ) રાખવો જોઈએ કે એનાથી આપણને ચોક્કસ લાભ થશે તથા તેની તરફ હરહંમેશ જોતા રહેવું જોઈએ કે આપણને લાભ તો થઈ રહ્યો છે ને. લાભ થતો હોય તે બરાબર જોવું જોઈએ અને એમ સમજવું જોઈએ કે આનાથી સદ્‌ગુણો-સદાચાર આવવાની સાથોસાથ દુર્ગુણો-દુરાચાર ભાગી જાય છે ને. સાથે જ ઈશ્વરની દયા છે, ઈશ્વરનો પ્રેમ છે, ઈશ્વરનો આપણા માથા પર હાથ છે એમ સમજીને હરહંમેશ પ્રસન્ન રહેવું જોઈએ. આ પ્રમાણે અભ્યાસ કરવાથી તમને પ્રત્યક્ષ લાભ થઈ શકે છે. આ તમે કરીને અનુભવો, આ અજમાવેલી વાત છે.

આ સિવાય બીજી પણ એક રહસ્યની વાત બતાવવામાં આવે છે. તમે એવી ધારણા કરો કે જાણે ભગવાન આકાશમાં વિરાજી રહ્યા છે અને આપણે મનથી તેમનું દર્શન કરી રહ્યા છીએ. ભગવાન ગુણોના સાગર છે અને જેમ વાદળ પાણીની વર્ષા કરે છે તથા જેમ ચંદ્રમા અમૃતની વર્ષા કરે છે તેવી જ રીતે ભગવાન આકાશમાં સ્થિત થઈને પોતાના ગુણોની વર્ષા કરી રહ્યા છે. દયા, ક્ષમા, શાન્તિ, આનંદ, સમતા, પ્રેમ, જ્ઞાન, વૈરાગ્યની આપણા ઉપર અવિરત વર્ષા થઈ રહી છે. પાણીની

જે વર્ષા થાય છે તેનો તો આકાર હોય છે, પરંતુ આ નિરાકાર છે. જેમ ચંદ્રમાનાં કિરણોમાંથી અમૃતની જે વર્ષા થાય છે તે નિરાકાર છે, જેમ સૂર્યનો તડકો (ધૂપ) નિરાકાર છે, સૂર્યના તડકાથી શિયાળામાં તડકામાં બેસવાથી ઠંડીનું નિવારણ થઈ જાય છે; એવી જ રીતે ભગવાનના પ્રભાવ અને ગુણસમૂહથી દુર્ગુણો-દુરાચારનો વિનાશ થાય છે અને સદ્‌ગુણો-સદાચારનો વિકાસ થઈ જાય છે. ભગવાન આપણા ઉપર પોતાના ગુણોનો પ્રભાવ પાડી રહ્યા છે એમ સમજીને હરહંમેશ હસતા રહેવું, પ્રસન્ન થતા રહેવું. હરહંમેશ જે પ્રસન્નતા અને આનંદ થાય છે એ બધું ભગવાનથી જ થાય છે. ભગવાન આપણા મનમાં, બુદ્ધિમાં, ઈન્દ્રિયોમાં, શરીરના રોમેરોમમાં - સર્વત્ર શાંતિ, આનંદ, પ્રસન્નતા, જ્ઞાન, ચેતનાની ઉત્તરોત્તર વૃદ્ધિ કરી રહ્યા છે. આ પ્રમાણે આપણે મનમાં ધારણા કરીએ અને મનથી પરમાત્માનું ધ્યાન કરીએ; પરમાત્માનું ધ્યાન કરવાથી આપણને પ્રત્યક્ષ લાભ થઈ રહ્યો છે એનો આપણે અનુભવ કરીએ તો આપણને પ્રત્યક્ષ લાભ પ્રતીત થઈ શકે છે.

આનાથી પણ સારી એક વાત બીજી પણ છે – જેમ કોઈ પોતાની આંખો પર લીલા રંગના કાચનાં ચશ્માં પહેરી લે છે તો તેને આ વિવિધ પ્રકારનો રંગબેરંગી સંસાર લીલો જ લીલો દેખાવા લાગે છે. આ ચશ્માં તો ચઢાવવામાં આવે છે આંખો પર, એવી જ રીતે ભગવદ્‌ભાવનાં ચશ્માં ચઢાવવાં જોઈએ બુદ્ધિ પર. જેમ આંખો પર લીલા (હરા) રંગનાં ચશ્માં ચઢાવવાથી સઘળો સંસાર લીલો જ લીલો દેખાય છે તે જ રીતે બુદ્ધિ પર હરિના રંગનાં ચશ્માં ચઢાવી લેવાથી સર્વત્ર હરિ જ હરિ દેખાઈ શકે છે.

**બહૂનાં જન્મનામન્તે જ્ઞાનવાન્માં પ્રપદ્યતે ।**
**વાસુદેવઃ સર્વમિતિ સ મહાત્મા સુદુર્લભઃ ॥**

(ગીતા - ૭/૧૯)

'ઘણા જન્મોના અંતના જન્મમાં તત્ત્વનું જ્ઞાન પામેલો મનુષ્ય 'સર્વ

કાંઈ વાસુદેવ જ છે' – એ પ્રકારે મને ભજે છે તે મહાત્મા અત્યંત દુર્લભ છે.'

આપણે જે દૃશ્ય પદાર્થોને સંસારના રૂપમાં જોઈ રહ્યા છીએ તેમને ભગવાનના રૂપમાં જોવા લાગીએ તો આ સંસાર આપણને ભગવાનના રૂપમાં જ દેખાઈ શકે છે; તથા પ્રત્યેક ચેષ્ટા (ક્રિયા)ને ભગવાનની લીલા સમજી લેવાથી તે પ્રત્યેક ચેષ્ટા-માત્ર ભગવાનની લીલાના રૂપમાં દેખાઈ શકે છે. પછી એવી પ્રતીતિ થવા લાગે છે કે જાણે જે કંઈ ચેષ્ટા થઈ રહી છે તે સાક્ષાત્ ભગવાનની લીલા થઈ રહી છે અને તે લીલા સ્વયં ભગવાન અનેક રૂપો ધારણ કરીને કરી રહ્યા છે. આવું સમજી લેવાથી આપણને હરહંમેશ પ્રસન્નતાનો અનુભવ થઈ શકે છે; કારણ કે આ જેટલા પણ મનુષ્યો છે, બધા ભગવાનના પરિકર છે એટલે કે ભગવાનની સાથે આવેલા છે. ભગવાન જ તેમનામાં છુપાઈને ક્રીડા કરી રહ્યા છે. ભગવાનની લીલા થઈ રહી છે એવો ભાવ આપણે ધારણ કરીએ; જે રીતે ભગવાનની સાથે ગાવા-વગાડવામાં અને નાચવામાં ગોપીઓને પ્રસન્નતા થતી હતી તેવી જ પ્રસન્નતા આપણને પણ થઈ શકે છે. પછી ચિંતા, શોક, ભય આપણી પાસે ફરકી પણ શકતાં નથી. આવું તમે અભ્યાસ (અનુભવ) કરીને જોઈ લો. તમને આમાં પ્રત્યક્ષ શાંતિ અને આનંદ મળી શકે છે, તમારી પ્રત્યક્ષ ઉન્નતિ થઈ શકે છે. જેમ દૂધમાં ઊભરો આવે છે તેમ ઉન્નતિ પ્રત્યક્ષ જોઈ શકાય છે. દૂધના ઊભરામાં તો પોલાણ છે; ઉપર ઉપર તો ઊભરો છે, અંદર કશું નથી, થોડી વારમાં, દૂધનો ઊભરો આવ્યા પછી દૂધ પણ ખતમ થઈ જાય છે; પણ આ તો એવા પ્રકારની ઉન્નતિ છે કે વાસ્તવમાં ભીતરમાં નક્કર છે, નિત્ય છે અને ઉત્તરોત્તર વધતી રહે છે, જેનાથી જીવન પ્રત્યક્ષ બદલાઈ જાય છે.



# ભગવાન શ્રીકૃષ્ણનો પ્રભાવ

ભગવાન શ્રીકૃષ્ણ સાક્ષાત્ પૂર્ણબ્રહ્મના અવતાર હતા અથવા એમ જ કહોને કે સાક્ષાત્ પૂર્ણબ્રહ્મ જ શ્રીકૃષ્ણરૂપે પ્રગટ થયા છે. તેમના દિવ્ય ગુણો, પ્રભાવ અને આશ્ચર્યસભર ઉપદેશપ્રદ મધુર લીલાઓ(ના વર્ણન)થી આપણા પુરાણા ગ્રંથો ભરેલા પડેલા છે. શ્રીમદ્ભાગવત, મહાભારત, જૈમિનીય અશ્વમેધ અને અન્ય બીજાં પુરાણો વગેરેમાં ભગવાનના પ્રેમ, પ્રભાવ અને ઐશ્વર્યની અલૌકિક કથાઓ ઠેર-ઠેર પ્રસિદ્ધ છે. જન્મતાં જ ચતુર્ભુજરૂપે પ્રગટ થવું અને પછી નાના બાળક બની જવું, યશોદા માતાને મુખમાં બ્રહ્માંડ દેખાડવું, ગોપબાળકો અને વાછરડાંઓની નવી સૃષ્ટિ રચવી, અક્રૂરજીને માર્ગમાં અને પાણીની ભીતરમાં એકસાથે જ બંને જગ્યાએ એક રૂપમાં દર્શન આપવું, કંસ વગેરે મહાન અસુરોનો લીલામાત્ર થકી વિનાશ કરી દેવો, ગુરુ, બ્રાહ્મણ અને દેવકીજીના મૃતપુત્રોને લાવી આપવા, વિવિધરૂપે એકીસાથે જ સઘળી રાણીઓના મહેલોમાં નિવાસ કરવો, દ્રૌપદીના સ્મરણ કરતાં જ તેનાં ચીર વધારી દેવાં, દુર્વાસાજીના આતિથ્યના સમયે (પ્રસંગે) સંકટમાં સપડાયેલી દ્રૌપદીના સ્મરણ કરતાં જ અચાનક ત્યાં પ્રગટ થઈ જવું, કૌરવોની સભામાં વિરાટરૂપ દેખાડવું, પ્રિય ભક્ત અર્જુનને ભક્તિ અને જ્ઞાનનું રહસ્ય સમજાવતાં-સમજાવતાં તેને વિશ્વરૂપ અને ચતુર્ભુજરૂપનાં દર્શન આપવાં, અર્જુનના રક્ષણ માટે જયદ્રથ-વધના સમયે સૂર્યને આથમી ગયેલો બતાવીને ફરી સૂર્યને પ્રગટ કરી દેવો, યુદ્ધના અંતે પહેલાં અર્જુનને રથ પરથી નીચે ઉતારીને, પછી સ્વયં ઊતરી જતાં જ રથ બળીને ભસ્મ થતો બતાવવો અને આ રથ તો ભીષ્મ, દ્રોણ વગેરેનાં બાણોથી પહેલાંથી જ બળી ચૂક્યો હતો પણ મેં પોતાના સંકલ્પથી તેને ટકાવી રાખ્યો હતો એમ કહેવું, બાણશય્યા પર પડેલા ભીષ્મની સઘળી પીડાઓને હરી લઈને તેમને અતુલ બળ, તેજ અને જ્ઞાનનું પ્રદાન કરવું, ઉત્તંક ઋષિને પોતાનો અલૌકિક પ્રભાવ અને

ઐશ્વર્યપૂર્ણ રૂપનું દર્શન કરાવવું, મરેલા પરીક્ષિતને જીવતો કરવો, અશ્વમેધ યજ્ઞ વેળાએ પાંડવોના યાદ કરતાં જ દ્વારકામાંથી અચાનક જ રાતના સમયે આવી પહોંચવું, સુધન્વા સાથે યુદ્ધ કરતા અર્જુન વડે યાદ કરાતાં જ તરત હાજર થઈને રથની લગામ હાથમાં લઈ લેવી, સદેહે પરમધામમાં પધારી જવું – વગેરે અનેક અદ્ભુત કાર્યોની કથાઓ વાંચવાથી એ સ્પષ્ટ સિદ્ધ થઈ જાય છે કે આવાં કાર્યો કરવાનું મનુષ્ય માટે તો અસંભવ જ છે, દેવતાઓ અને યોગીઓની પણ શક્તિ બહારનાં છે. આ નાનકડા લેખમાં અતિ ટૂંકાણમાં ભગવાનનાં થોડાંક અદ્ભુત કાર્યોનું દિગ્દર્શન કરાવવામાં આવે છે.

ભગવાન શ્રીકૃષ્ણચંદ્રજી પ્રેમ અને આનંદની મૂર્તિ તો હતા જ; તેમનો અવતાર પ્રેમ અને ધર્મની સંસ્થાપના અને પ્રચાર માટે જ થયો હતો. ભગવાને વિશુદ્ધ પ્રેમનો જે વિશાળ પ્રવાહ વહેવડાવ્યો તેને એક વાર સમજી લીધા પછી એવું કોણ હોય કે જેનું હૃદય દ્રવિત અને આનંદથી પુલકિત ન થઈ જાય? પરંતુ તેમની પ્રેમસભર લીલાના અને તેમના ગહન પ્રેમના તત્ત્વનું જ્ઞાન તેમના અનુગ્રહ – તેમની કૃપાથી જ થઈ શકે છે. શ્રીમદ્ભાગવત વગેરે પુરાણગ્રંથોમાં ગોપીઓ સાથેના ભગવાનના પ્રેમના વ્યવહારનું જે વર્ણન થયેલું છે તે વાંચવાથી મનુષ્યના હૃદયમાં અનેક પ્રકારની શંકાઓ પેદા થાય છે. અક્ષરશઃ અર્થ લેવાથી તો તે પ્રેમમાં વિષય-વિકાર જ ટપકતો જણાય છે; પરંતુ આ પ્રસંગ વિચારવા યોગ્ય છે. જો ગોપીઓ સાથેનો ભગવાનનો પ્રેમ વિષયજન્ય અને અનુચિત હોત તો ઉદ્ધવ જેવા મહાત્માઓએ અને ગૌરાંગ મહાપ્રભુ જેવા યોગી ભક્તજનો તથા સંતજનોએ તેમની ક્યારેય પ્રશંસા ન કરી હોત. ગોપીઓનો પ્રેમ મૂર્ખામીભર્યો ન હતો, તેઓ શ્રીકૃષ્ણને સાક્ષાત્ ભગવાન સમજતી હતી. ખુદ ગોપીઓએ કહ્યું છે –

**ન ખલુ ગોપિકાનન્દનો ભવાનખિલદેહિનામન્તરાત્મદૃક્ ।**
**વિખનસાર્થિતો વિશ્વગુપ્તયે સખ ઉદેયિવાન્ સાત્વતાં કુલે ॥**

(શ્રીમદ્ભાગવત - ૧૦/૩૧/૪)

'હે સખા! બ્રહ્માએ પ્રાર્થના કરી તેથી તમે વિશ્વના પાલન માટે સાત્વત (યદુ) કુળમાં અવતાર લીધો છે. તમે કેવળ યશોદા-પુત્ર જ નથી, વાસ્તવમાં તો તમે સમસ્ત પ્રાણીઓના અંતરાત્માના સાક્ષી છો.'

આનાથી એ સિદ્ધ થાય છે કે તેમનો પ્રેમ વિશુદ્ધ અને જ્ઞાનસભર હતો. તેમના પ્રેમની બધા જ સંત-મહાત્માઓએ પ્રશંસા કરી છે. આટલું જ નહીં, સ્વયં ભગવાને પણ તેમના પ્રેમનો મહિમા ગાયો છે અને અર્જુનને કહ્યું છે કે –

**નિજાઙ્ગમપિ યા ગોપ્યો મમેતિ સમુપાસતે ।**
**તાભ્યઃ પરં ન મે પાર્થ નિગૂઢપ્રેમભાજનમ્ ॥**

(આદિપુરાણ)

'હે પાર્થ! જે ગોપીઓ પોતાના શરીરની 'મારું (કૃષ્ણનું) છે' એમ સમજીને જ કાળજી રાખે છે તે ગોપીઓ કરતાં અધિક મારા ગહન પ્રેમને લાયક અન્ય કોઈ નથી.'

આ ઉપરાંત, ભગવાન સ્વયં જ્ઞાનસ્વરૂપ છે. તેમનામાં વિષય-વિકાર હોવાની તો આશંકા પણ કરી શકાય નહીં. કોઈ એમ પૂછે કે '(એવું છે) તો પછી પછી ભાગવત વગેરે પુરાણગ્રંથોમાં વર્ણવાયેલા વિષય-સંબંધિત પ્રસંગોનો શો મતલબ સમજવો?' મારી સાધારણ બુદ્ધિ પ્રમાણે તો, એ પ્રશ્નનો ઉત્તર એ જ છે કે તે શબ્દોનો મતલબ સમજવાની કોઈ જરૂર જ નથી; ઈતિહાસ, સ્મૃતિઓ, પુરાણો વગેરે ગ્રંથોમાં જ્યાં ક્યાંય પણ ઈશ્વર ઉપર જૂઠ, કપટ, વ્યભિચાર વગેરે દોષોનું આરોપણ થતું જણાય અને મદિરા, માંસ વગેરેનું સેવન તથા અસત્ય, દંભ, વ્યભિચાર વગેરે દોષો જોવા મળે તેવી પંક્તિઓ-વિગતોને છોડી દઈને બાકીનો સદુપદેશ જ ગ્રહણ કરવો જોઈએ અને તે અનુસાર આચરણ કરવું જોઈએ.

સંસાર પરિવર્તનશીલ છે. દેશ, કાળ, પદાર્થ વગેરેનું પ્રતિક્ષણ પરિવર્તન થતું રહે છે. જૂની ઘટનાઓમાં સમયનો મોટો અંતરાય આવી

જવાને કારણે, સમયના પરિવર્તનને લીધે શાસ્ત્રોમાંનાં વર્ણનોની બધી જ વાતોનો સંપૂર્ણ મતલબ બરાબર સમજાતો નથી. આ સિવાય, દીર્ઘકાળ સુધી દેશ ઉપર વિધર્મીઓનું શાસન રહેવાને કારણે આપણાં શાસ્ત્રોમાં ધર્મના વિરોધી જૂઠ, કપટ, ચોરી વગેરે કુત્સિત ભાવો ઘુસાડી દેવામાં આવ્યા હોય તોપણ કોઈ નવાઈ નહીં! તેથી પુરાણગ્રંથોની બધી જ વાતોને અક્ષરશઃ સમજાવવાની અને તેમની પૂર્વાપર સંપૂર્ણ પરંપરાનો મેળ બેસાડીને તેમને અસત્ય કે સત્ય સિદ્ધ કરવાની જવાબદારી આપણે સાધારણ લોકોએ આપણે માથે લેવી નહીં જોઈએ; કારણ કે આપણે સર્વજ્ઞ નથી. આ ઉપરાંત, ભગવાન સંસારમાં અવતાર લઈને જે લીલા કરે છે તેમાં ક્યાંય શાસ્ત્રની મર્યાદાથી વિપરીત દોષોનો આભાસ જોવા મળે તો એ બાબતમાં મનમાં એવો જ નિશ્ચય (વિશ્વાસ) રાખવો જોઈએ કે ભગવાનમાં કોઈ દોષ ક્યારેય હોઈ શકે નહીં. ભગવાન અને તેમનાં કર્મ સર્વથા દિવ્ય છે; સાથે જ પુરાણો-ઈતિહાસ વગેરેને પણ અસત્ય કહી શકાય નહીં.

ભગવાનનાં લીલાસભર દિવ્ય જન્મ-કર્મોના રહસ્યને સંપૂર્ણપણે તો દેવતાઓ અને મહર્ષિઓ પણ સમજી શકતા નથી. સ્વયં ભગવાને પણ કહ્યું છે –

**ન મે વિદુઃ સુરગણાઃ પ્રભવં ન મહર્ષયઃ ।**
**અહમાદિર્હિ દેવાનાં મહર્ષીણાં ચ સર્વશઃ ॥**

(ગીતા - ૧૦/૨)

'મારા પ્રાદુર્ભાવને અર્થાત્ વિભૂતિ સહિત લીલાપૂર્વકના પ્રાગટ્યને નથી તો દેવતાઓ જાણતા અને નથી તો મહર્ષિઓ પણ જાણતા; કારણ કે હું તમામ પ્રકારે દેવતાઓ અને મહર્ષિઓનો પણ આદિ-કારણ છું.'

જોકે ઈતિહાસ-પુરાણો અને શાસ્ત્રોના રચનારા ઋષિઓ (ભગવાનના) જાણનારા સિદ્ધ મહાપુરુષો અને યોગીઓ હતા, તેમ છતાં પણ ભગવાન શ્રીરામ અને શ્રીકૃષ્ણની લીલાનું અને તેમના પ્રભાવનું સંપૂર્ણપણે વર્ણન

કરવામાં અસમર્થ હતા. આમ છતાં તે મહાત્માઓએ કૃપા-પરવશ થઈને જે કંઈ લખ્યું છે તે સત્ય જ છે. આપણે અલ્પબુદ્ધિ છીએ તે કારણે આપણે તેમના ભાવોને બરાબર યોગ્ય રીતે સમજી શકતા નથી અને પોતાની અલ્પજ્ઞતાનો દોષ મહાત્માઓના માથે ઓઢાડીએ છીએ.

મહાભારત વગેરે ગ્રંથોને આધારે એ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે અવતારરૂપે પ્રગટ થયેલા ભગવાનને બધા ઋષિઓ ઓળખી શકતા ન હતા. એમાંના કેટલાક જ મહાત્મા મહર્ષિઓ ભગવાનની કૃપાથી તેમને ઓળખતા હતા. શ્રીરામચરિતમાનસમાં પણ આ હકીકત કહેવામાં આવી છે –

**તુમ્હરિ કૃપાઁ તુમ્હહિ રઘુનંદન । જાનહિં ભગત ભગત ઉર ચંદન ॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૧૨૭/૨)

કારણ કે ભગવાન જે શરીરમાં જન્મ ધારણ કરે છે તે જ શરીરના જેવી બધી ચેષ્ટાઓ કરે છે. જ્યારે ભગવાન મનુષ્યશરીરમાં અવતાર લે છે ત્યારે મનુષ્યની ચેષ્ટાઓ પ્રમાણે ચેષ્ટાઓ કરે છે. તે સમયે તેમનાં મનુષ્યોચિત કાર્યો જોઈને મુનિઓને પણ ભ્રમ થઈ જાય છે, પછી મનુષ્યોની તો વાત જ શી કરવી? શ્રીવસિષ્ઠજીએ કહ્યું છે –

**દેખિ દેખિ આચરન તુમ્હારા । હોત મોહ મમ હૃદયઁ અપારા ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૪૮/૨)

મહાભારતના અશ્વમેધપર્વના તેપનમા અધ્યાયમાં કથા છે – કૌરવ- પાંડવોના યુદ્ધની સમાપ્તિ પછી યુધિષ્ઠિર મહારાજની આજ્ઞા લઈને ભગવાન શ્રીકૃષ્ણ હસ્તિનાપુરમાંથી નીકળીને જઈ રહ્યા હતા. માર્ગમાં રણભૂમિમાં નિવાસ કરનાર ગુરુભક્ત તપસ્વી ઋષિ ઉત્તંકનો તેમને ભેટો થયો. પાંચ પાંડવો સિવાય અન્ય તમામ કૌરવોનો વિનાશ થયાની વાત ભગવાન શ્રીકૃષ્ણના મુખેથી સાંભળીને ઉત્તંકને ઘણો ક્રોધ થઈ આવ્યો અને તેમણે શ્રીકૃષ્ણને કહ્યું કે 'તમે, પોતે તમામ પ્રકારે શક્તિસંપન્ન હોવા છતાં પણ યુદ્ધનું નિવારણ કર્યું નહીં, તેથી હું તમને

શાપ આપીશ.' ભગવાન ઘણા દયાળુ હતા, તેમણે મુનિને શાપ આપતા અટકાવીને કહ્યું કે 'હે તપસ્વીશ્રેષ્ઠ! તમે પોતાના ગુરુને સેવા કરીને પ્રસન્ન કર્યા છે, જેના લીધે તમારા તપનું મહાન તેજ છે; હું તે તપનો નાશ થાય એમ ઇચ્છતો નથી. મારા પર તમારા શાપની કોઈ અસર થશે નહીં. શાપ આપવાથી તમારા તપનો નાશ થશે. તેથી તમે મારા અધ્યાત્મવિષયક આત્મતત્ત્વની તથા પ્રભાવની વાતો સાંભળો.' ત્યારપછી ચોપનમા અધ્યાયમાં ઉત્તંક ઋષિના પૂછવાથી ભગવાને પોતાના અવતાર લેવાના કારણનું તથા પોતાના પ્રભાવ અને સ્વરૂપનું વર્ણન કર્યું –

**બહ્વીઃ સંસરમાણો વૈ યોનીર્વર્તામિ સત્તમ ।**
**ધર્મસંરક્ષણાર્થાય ધર્મસંસ્તાપનાય ચ ॥**
**તૈસ્તૈર્વેષૈશ્ચ રૂપૈશ્ચ ત્રિષુ લોકેષુ ભાર્ગવ ।**
**અહં વિષ્ણુરહં બ્રહ્મા શક્રોઽથ પ્રભવાપ્યયઃ ॥**
**ભૂતગ્રામસ્ય સર્વસ્ય સ્રષ્ટા સંહાર એવ ચ ।**
**અધર્મે વર્તમાનાનાં સર્વેષામહમચ્યુતઃ ॥**
**ધર્મસ્ય સેતું બધ્નામિ ચલિતે ચલિતે યુગે ।**
**તાસ્તા યોનીઃ પ્રવિશ્યાહં પ્રજાનાં હિતકામ્યયા ॥**

(મહાભારત, અશ્વમેધપર્વ - ૫૪/૧૩-૧૬)

'હે બ્રાહ્મણશ્રેષ્ઠ, ભાર્ગવ! હું ધર્મની સ્થાપના અને તેનું રક્ષણ કરવા માટે ઘણીબધી યોનિઓમાં તે તે યોનિઓના વેશ અને રૂપોથી યુક્ત થયેલો ત્રણે લોકોમાં અવતાર ધારણ કરું છું. હું જ વિષ્ણુ, બ્રહ્મા અને ઇન્દ્ર છું. હું જ ઉત્પત્તિરૂપ અને પ્રલયરૂપ છું તથા સમસ્ત ભૂતસમુદાયનું સર્જન અને તેમનો સંહાર કરનારો પણ હું જ છું. હું અચ્યુત પરમાત્મા પરિવર્તનશીલ યુગોમાં પ્રજાના હિતની કામનાથી ભિન્ન-ભિન્ન યોનિઓમાં પ્રવેશીને અધર્મમાં વર્તનારાં સમસ્ત પ્રાણીઓ માટે ધર્મની મર્યાદાને દૃઢ કરું છું.'

**યદા ત્વહં દેવયોનૌ વર્તામિ ભૃગુનન્દન ।**
**તદાહં દેવવત્સર્વમાચરામિ ન સંશયઃ ॥**

યદા ગન્ધર્વયોનૌ વા વર્તામિ ભૃગુનન્દન ।
તદા ગન્ધર્વવત્સર્વમાચરામિ ન સંશયઃ ॥
નાગયોનૌ યદા ચૈવ તદા વર્તામિ નાગવત્ ।
યક્ષરાક્ષસયોન્યોસ્તુ યથાવદ્વિચરામ્યહમ્ ॥
માનુષ્યે વર્તમાને તુ કૃપણં યાચિતા મયા ।
ન ચ તે જાતસમ્મોહા વચોઽગૃહ્ણન્ત મે હિતમ્ ॥

(મહાભારત, અશ્વમેધપર્વ - ૫૪/૧૭-૨૦)

'હે ભૃગુનંદન! જ્યારે હું દેવયોનિમાં પ્રગટ થાઉં છું ત્યારે નિઃસંદેહ દેવતાઓના જેવાં જ સમસ્ત આચરણ કરું છું.'

'હે ભાર્ગવ! જ્યારે હું ગંધર્વયોનિમાં પ્રગટ થાઉં છું ત્યારે નિઃસંદેહ ગંધર્વોના જેવાં જ સમસ્ત આચરણ કરું છું.'

'જ્યારે હું નાગયોનિમાં ઉત્પન્ન થાઉં છું ત્યારે નાગોના જેવા જ વ્યવહાર કરું છું અને યક્ષ-રાક્ષસોની યોનિઓમાં પ્રગટ થાઉં છું ત્યારે તેમને જ અનુરૂપ આચરણ કરું છું.'

'આ સમયે મનુષ્યયોનિમાં ઉત્પન્ન થઈને મનુષ્યના જેવાં આચરણ કરતા રહીને મેં કૌરવોને સંધિ કરવા માટે દીનતાપૂર્વક પ્રાર્થના કરી; પરંતુ મોહગ્રસ્ત હોવાને કારણે તેમણે મારી હિતકારક વાત માની નહીં.'

આ પ્રમાણે ભગવાનના પ્રભાવ અને સ્વરૂપની વાતો સાંભળીને ઋષિને 'શ્રીકૃષ્ણ સાક્ષાત્ પરમાત્મા જ છે' એવો પૂર્ણ વિશ્વાસ થઈ ગયો અને ઋષિએ વિનમ્રભાવે ભગવાનને વિશ્વરૂપનું દર્શન કરાવવા માટે પ્રાર્થના કરી. ઋષિના પ્રાર્થના કરવાથી ભગવાને અનુગ્રહ કરીને તેમને પોતાના વિશ્વરૂપનું દર્શન કરાવ્યું, જે દર્શન કરીને ઉત્તંક ઋષિ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. ત્યારપછી ઋષિને વરદાન આપીને ભગવાન દ્વારકાપુરી ભણી પ્રયાણ કરી ગયા.

ઉત્તંક ઋષિના આ દૃષ્ટાંતથી એ સિદ્ધ થાય છે કે ભગવાનની કૃપા વિના યજ્ઞ, દાન, તપ, ગુરુસેવા વગેરે કરનારા તપસ્વી ઋષિઓ પણ

ભગવાનના અવતાર-વિગ્રહને ઓળખી શકતા નથી. ભગવાન દયા કરીને જેમને પોતાની ઓળખ આપે છે તેઓ જ તેમને ઓળખી શકે છે અને પછી તેમની કૃપાથી તેમનામાં તદ્રૂપ થઈ જાય છે.

**સોઇ જાનઇ જેહિ દેહુ જનાઈ । જાનત તુમ્હહિ તુમ્હઇ હોઇ જાઈ ॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૧૨૭/૨)

'જ્યાં સુધી ભગવાન પોતે દયા કરીને પોતાને ઓળખાવતા નથી ત્યાં સુધી બીજા વડે ઓળખાવવામાં આવવા છતાં પણ ભગવાનને ઓળખી શકાતા નથી. સંજય વડે ઘણુંબધું સમજાવાયા તથા ભગવાનનો પ્રભાવ બતાવવામાં આવ્યો છતાં પણ ધૃતરાષ્ટ્ર ભગવાનને ઓળખી શક્યા નહીં. મહાભારતના ઉદ્યોગપર્વના અડસઠમા અધ્યાયમાં કથા છે – સંજય દૂત બનીને પાંડવો પાસે જાય છે અને ત્યાંથી પાછો ફરીને ભગવાન વેદવ્યાસની આજ્ઞાથી શ્રીકૃષ્ણના પ્રભાવનું અને ઈશ્વરવિષયક તત્ત્વનું વર્ણન કરે છે –

**યતઃ સત્યં યતો ધર્મો યતો હ્રીરાર્જવં યતઃ ।**
**તતો ભવતિ ગોવિન્દો યતઃ કૃષ્ણસ્તતો જયઃ ॥**
**પૃથિવીં ચાન્તરિક્ષં ચ દિવં ચ પુરુષોત્તમઃ ।**
**વિચેષ્ટયતિ ભૂતાત્મા ક્રીડન્નિવ જનાર્દનઃ ॥**
**સ કૃત્વા પાણ્ડવાન્સત્રં લોકં સમ્મોહયન્નિવ ।**
**અધર્મનિરતાન્મૂઢાન્દગ્ધુમિચ્છતિ તે સુતાન્ ॥**
**કાલચક્રં જગચ્ચક્રં યુગચક્રં ચ કેશવઃ ।**
**આત્મયોગેન ભગવાન્ પરિવર્તયતેઽનિશમ્ ॥**
**કાલસ્ય ચ હિ મૃત્યોશ્ચ જઙ્ગમસ્થાવરસ્ય ચ ।**
**ઈશતે ભગવાનેકઃ સત્યમેતદ્બ્રવીમિ તે ॥**
**ઈશન્નપિ મહાયોગી સર્વસ્ય જગતો હરિઃ ।**
**કર્માણ્યારભતે કર્તું કીનાશ ઈવ વર્ધનઃ ॥**
**તેન વઞ્ચયતે લોકાન્માયાયોગેન કેશવઃ ।**
**યે તમેવ પ્રપદ્યન્તે ન તે મુહ્યન્તિ માનવાઃ ॥**

(મહાભારત, ઉદ્યોગપર્વ - ૬૮/૯-૧૫)

'જ્યાં સત્ય છે, જ્યાં ધર્મ છે, જ્યાં લજ્જા છે, જ્યાં સરળતા છે ત્યાં જ શ્રીકૃષ્ણ છે અને જ્યાં શ્રીકૃષ્ણ છે ત્યાં જ વિજય છે.'

'બધાં પ્રાણીઓના આત્મસ્વરૂપ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ જાણે ક્રીડા કરતા હોય તેમ પૃથ્વી, અંતરિક્ષ અને દેવલોકને પણ ચેષ્ટાયુક્ત (અર્થાત્ પ્રવૃત્તિ-રત) કરી રહ્યા છે.'

'તે જ ભગવાન લોકોને જાણે મોહિત કરતા હોય તેમ પાંડવોને નિમિત્ત બનાવીને (હે ધૃતરાષ્ટ્ર!) તમારા અધર્મમાં રમમાણ મૂર્ખ પુત્રોને ભસ્મ કરી દેવા ઇચ્છે છે.'

'ભગવાન કેશવ પોતાની યોગશક્તિ થકી કાળચક્રને, સંસારચક્રને અને યુગચક્રને નિરંતર ઘુમાવ્યા કરે છે.'

'હું તમને આ સત્ય જ કહું છું કે તે ભગવાન શ્રીકૃષ્ણ એકલા જ કાળ, મૃત્યુ અને ચર-અચર સમસ્ત જગતનું શાસન કરે છે.'

'મહાયોગી શ્રીકૃષ્ણ સમસ્ત જગતનું શાસન કરતા રહીને જ ધન-ધાન્ય વગેરેની વૃદ્ધિ કરનાર કૃષિકાર (ખેડૂત)ની જેમ કર્મોનો આરંભ કરે છે (અર્થાત્ કર્મો કરતા રહે છે).

'ભગવાન કેશવ પોતાની તે યોગમાયાથી મનુષ્યોને મોહિત કરતા રહીને છેતરે છે. જે મનુષ્યો કેવળ તેમના જ શરણમાં ચાલ્યા જાય છે તેઓ તેમની માયાથી મોહિત થતા નથી (અને છેતરાતા નથી, અર્થાત્ ભગવાનને ઓળખી લે છે).'

આ સાંભળીને ધૃતરાષ્ટ્ર સંજયને પૂછે છે – 'માધવ શ્રીકૃષ્ણ બધા લોક (ભુવનો)ના મહાન ઈશ્વર છે એ વાત તું કેવી રીતે જાણે છે અને હું તેમને શા માટે ઓળખી શકતો નથી?' સંજય કહે છે – 'હે રાજન્! જેમનું જ્ઞાન અજ્ઞાન વડે ઢંકાયેલું છે તેઓ ભગવાન શ્રીકૃષ્ણને ઓળખી શકતા નથી. તમારામાં તે જ્ઞાન (ભગવાનના તત્ત્વનું જ્ઞાન) નથી, તેથી તમે તેમને ઓળખતા નથી; હું ઓળખું છું.' ત્યારપછી ઉદ્યોગપર્વના

સિત્તેરમા અધ્યાયમાં ધૃતરાષ્ટ્રે ફરી સંજયને પૂછ્યું કે 'હે સંજય! શ્રીકૃષ્ણ વિષે હું તને પૂછું છું, તું મને કમલનયન શ્રીકૃષ્ણની કથા સંભળાવ, કે જેનાથી હું શ્રીકૃષ્ણનાં નામ અને ચરિત્રોને જાણીને પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણને પામી લઉં.' ત્યારબાદ સંજયે શ્રીકૃષ્ણનાં નામ, ગુણ અને પ્રભાવનું અનેક શ્લોકોમાં વર્ણન કર્યું, તોપણ ધૃતરાષ્ટ્ર ભગવાન શ્રીકૃષ્ણને સારી પેઠે (સમ્યક્‌પણે) ઓળખી શક્યા નહીં. આ કથાથી એ વાત સિદ્ધ થાય છે કે જેના પર ભગવાનની દયા થાય છે તે જ ભગવાનને ઓળખી શકે છે.

ભગવાનની પ્રત્યેક ક્રિયામાં વિલક્ષણ ભાવ ભરેલા છે. તેઓ સર્વશક્તિસંપન્ન, બુદ્ધિના સાગર અને ઘણા જ ચતુર હતા. તેમની કોઈ પણ ક્રિયા અથવા તેમનો એક પણ સંકલ્પ ક્યારેય નિષ્ફળ થતાં ન હતાં. ક્યાંક તેમની કોઈ ચેષ્ટા નિષ્ફળ થઈ છે તો ત્યાં તે તેમની ઇચ્છાથી જ નિષ્ફળ થઈ છે. આવી નિષ્ફળતામાં મોટું રહસ્ય ભરેલું હોય છે. ભગવાન પાંડવોના દૂત બનીને હસ્તિનાપુર ગયા અને તેમના સંધિ-કાર્યની સિદ્ધિ ન થઈ; એમાં કારણ એ જ છે કે સંધિ કરાવવાની તેમની ઇચ્છા જ ન હતી. આ વાત, દૂત બનીને જતી વખતે દ્રૌપદી સાથે તેમની જે વાતચીત થઈ છે એનાથી સ્પષ્ટ સિદ્ધ થાય છે. દ્રૌપદી તે સમયે અનેકવિધ વિલાપ કરતી ભગવાનને પ્રાર્થના કરે છે –

**સુતા દ્રુપદરાજસ્ય વેદિમધ્યાત્ સમુત્થિતા ।**
**ધૃષ્ટદ્યુમ્નસ્ય ભગિની તવ કૃષ્ણ પ્રિયા સખી ॥**
**આજમીઢકુલં પ્રાપ્તા સ્નુષા પાણ્ડોર્મહાત્મનઃ ।**
**મહિષી પાણ્ડુપુત્રાણાં પઞ્ચેન્દ્રસમવર્ચસામ્ ॥**
**સુતા મે પઞ્ચભિર્વીરૈઃ પઞ્ચ જાતા મહારથાઃ ।**
**અભિમન્યુર્યથા કૃષ્ણ તથા તે તવ ધર્મતઃ ॥**
**સાહં કેશગ્રહં પ્રાપ્તા પરિક્લિષ્ટા સભાં ગતા ।**
**પશ્યતાં પાણ્ડુપુત્રાણાં ત્વયિ જીવતિ કેશવ ॥**

(મહાભારત, ઉદ્યોગપર્વ - ૮૨/૨૧-૨૪)

'હે કૃષ્ણ! યજ્ઞની વેદીમાં પ્રગટ થયેલી રાજા દ્રુપદની પુત્રી, ધૃષ્ટદ્યુમ્નની બહેન, તમારી પ્રિય સખી, આજમીઢ-કુળમાં પરણાવેલી મહાત્મા પાંડુની પુત્રવધૂ, ઈન્દ્રતુલ્ય તેજસ્વી પાંચ પાંડુપુત્રો (પાંડવો)ની મહારાણી, તે પાંચ વીરોથી ઉત્પન્ન થયેલા પાંચ મહારથી પુત્રો (કે જેઓ ધર્મના સંબંધે અભિમન્યુની જેમ જ તમને પ્રિય છે)ની માતા એવી મને પાંડુપુત્રોના દેખતાં જ અને હે કેશવ! તમે જીવિત હોવા છતાં પણ, કેશ ઝાલીને સભામાં લાવવામાં આવી અને દુ:ખી કરવામાં આવી હતી.'

**જીવત્સુ પાણ્ડુપુત્રેષુ પાઞ્ચાલેષ્વથ વૃષ્ણિષુ ।**
**દાસીભૂતાસ્મિ પાપાનાં સભામધ્યે વ્યવસ્થિતા ॥**
**નિરમર્ષેષ્વચેષ્ટેષુ પ્રેક્ષમાણેષુ પાણ્ડુષુ ।**
**પાહિ મામિતિ ગોવિન્દ મનસા ચિન્તિતોડસિ મે ॥**

(મહાભારત, ઉદ્યોગપર્વ - ૮૨/૨૫-૨૬)

'પાંડુપુત્રોના, પાંચાલોના અને વૃષ્ણિવંશી યાદવોના જીવિત હોવા છતાં પણ પાપીઓની સભામાં લઈ જઈને મને દાસી બનાવી લેવામાં આવી હતી.'

'આ બધું જોવા છતાં પણ પાંડવો જ્યારે ક્રોધ વિનાના અને નિશ્ચેષ્ટ (નિષ્ક્રિય) જ બની રહ્યા ત્યારે 'હે ગોવિંદ! મારું રક્ષણ કરો!' – એવું મેં મનથી ચિંતન કર્યું હતું.'

**અયં તે પુણ્ડરીકાક્ષ દુઃશાસનકરોદ્ધૃતઃ ।**
**સ્મર્તવ્યઃ સર્વકાર્યેષુ પરેષાં સન્ધિમિચ્છતા ॥**

(મહાભારત, ઉદ્યોગપર્વ - ૮૨/૩૬)

'હે પુંડરીકાક્ષ! શત્રુઓની સાથે સંધિ કરતી વખતે સઘળાં કૃત્યોમાં દુ:શાસનના હાથે ખેંચાયેલી મારી આ વેણી (ખુલ્લો ચોટલો) તમને યાદ રહેવી જોઈએ.'

**દુ:શાસનભુજં શ્યામં સચ્છિન્નં પાંસુગુણ્ઠિતમ્ ।**
**યદ્યહં તુ ન પશ્યામિ કા શાન્તિર્હૃદયસ્ય મે ॥**

(મહાભારત, ઉદ્યોગપર્વ - ૮૨/૩૯)

'જો હું દુ:શાસનની કાળી ભુજાને કપાયેલી અને ધૂળમાં રગદોળાયેલી નહીં જોઈશ તો મારા હૃદયને કેવી રીતે શાંતિ મળશે?'

**ઈત્યુક્ત્વા વાષ્પરુદ્ધેન કણ્ટેનાયતલોચના ।**
**રુરોદ કૃષ્ણા સોત્કમ્પં સસ્વરં વાષ્પગદ્ગદમ્ ॥**

(મહાભારત, ઉદ્યોગપર્વ - ૮૨/૪૨)

'શોકથી રુંધાયેલા કંઠે આ પ્રમાણે વિલાપ કરીને વિશાલાક્ષી દ્રૌપદી કંપતી-કંપતી ગદ્ગદ થઈને ઊંચા સ્વરે આક્રંદ કરવા લાગી.'

દ્રૌપદીનાં વચન સાંભળીને, ભગવાન દયા કરીને, કૌરવોનો નાશ કરવાની ભયંકર પ્રતિજ્ઞા કરતાં કહે છે –

**ચલેદ્ધિ હિમવાઞ્છૈલો મેદિની શતધા ફલેત્ ।**
**દ્યૌઃ પતેચ્ચ સનક્ષત્રા ન મે મોઘં વચો ભવેત્ ॥**
**સત્યં તે પ્રતિજાનામિ કૃષ્ણે વાષ્પો નિગૃહ્યતામ્ ।**
**હતામિત્રાઞ્શ્રિયા યુક્તાનચિરાદ્ દ્રક્ષ્યસે પતીન્ ॥**

(મહાભારત, ઉદ્યોગપર્વ - ૮૨/૪૮-૪૯)

'ભલેને હિમાલય પર્વત વિચલિત થઈ જાય, પૃથ્વીના સેંકડો ટુકડા થઈ જાય, તારાઓ સમેત સ્વર્ગ હેઠું પડે પણ મારાં વચન વ્યર્થ થઈ શકતાં નથી.'

'હે દ્રૌપદી! આંસુઓને વહેતાં ખાળ. તારી આગળ સત્ય પ્રતિજ્ઞા કરું છું કે તું પોતાના પતિઓને સત્વરે જ રાજ્યશ્રીથી યુક્ત અને નિહતશત્રુ (અર્થાત્ શત્રુ મરી ચૂક્યા છે તેવા) જોઈશ.'

આ પ્રસંગથી સિદ્ધ થાય છે કે ભગવાને યુદ્ધ અવશ્ય જ કરાવવું હતું, (આ તો) કેવળ સંસારની મર્યાદા જાળવવા માટે જ તથા પ્રિય

પાંડવોનું કલંક દૂર કરવા માટે જ તેમણે હસ્તિનાપુર જઈને સંધિ માટે ચેષ્ટા કરી હતી એમ સમજી શકાય છે.

યુદ્ધમાં અસ્ત્ર ગ્રહણ નહીં કરવાની પ્રતિજ્ઞા કરીને, પ્રિય ભક્ત ભીષ્મ માટે પોતે ચક્ર ગ્રહણ કર્યું હતું એમાં પણ તેમની ઈચ્છા જ કારણભૂત હતી. ભીષ્મપર્વનો આ પ્રસંગ જોવા-સમજવાથી માલૂમ પડે છે કે આ ઘણી જ રહસ્યપૂર્ણ અને વીરરસ-સભર પ્રેમમયી લીલા છે. ભીષ્મ પિતામહ ઘણા મોટા ભક્ત અને શ્રદ્ધાવાન હતા. તેમની પ્રસન્નતા ખાતર જ ભગવાને આ વિલક્ષણ કાર્ય કર્યું હતું. વાસ્તવમાં ભગવાનની તમામ ક્રિયાઓ નિર્દોષ અને દિવ્ય (અલૌકિક) છે. તેમની દિવ્યતા જાણવી-ઓળખવી એ કોઈ સાધારણ વાત નથી.

ભગવાનના અનંત દિવ્ય ગુણોનો મહિમા કોણ ગાઈ શકે? સંસારમાં ક્ષમા, દયા, શાન્તિ વગેરે જેટલા પણ ગુણો દેખાય છે, તેજ, ઐશ્વર્ય વગેરે જેટલી પણ વિભૂતિઓ પ્રતીત થાય છે, શક્ત, પ્રતાપ વગેરે જેટલા પણ ઊંચા ભાવો છે તે બધાને ભગવાન શ્રીકૃષ્ણના તેજના એક અંશનો જ વિસ્તાર સમજવો જોઈએ. ભગવાન સ્વયં કહે છે –

**યદ્યદ્વિભૂતિમત્સત્ત્વં શ્રીમદૂર્જિતમેવ વા ।**
**તત્તદેવાવગચ્છ ત્વં મમ તેજોંડશસમ્ભવમ્ ॥**
**અથવા બહુનૈતેન કિં જ્ઞાતેન તવાર્જુન ।**
**વિષ્ટભ્યાહમિદં કૃત્સ્નમેકાંશેન સ્થિતો જગત્ ॥**

(ગીતા - ૧૦/૪૧-૪૨)

'જે જે પણ વિભૂતિયુક્ત એટલે કે ઐશ્વર્યયુક્ત તેમ જ શોભાયુક્ત તથા શક્તિસંપન્ન પદાર્થ છે તેને તેને તું મારા તેજના અંશની અભિવ્યક્તિ જાણ; અથવા હે અર્જુન! આ વધારે જાણવાથી તારે શું પ્રયોજન છે? (સારરૂપે જાણી લે કે) હું આ આખાય જગતને (પોતાની યોગમાયાના) એક અંશમાત્રથી ધારણ કરી રહેલો છું.'



# નામ, રૂપ, લીલા, ધામ

મહાસર્ગની પહેલાં એક નિર્ગુણ-નિરાકાર સચ્ચિદાનંદઘન બ્રહ્મ જ હતા. પછી મહાસર્ગના આરંભમાં તે પરમાત્માની અભિન્ન શક્તિરૂપ પ્રકૃતિમાં, કે જેને અવ્યાકૃત માયા કહે છે – તેમાં, જીવોને (તેમનાં) કર્મોનાં ફળ ભોગવવા માટે સ્વાભાવિક જ ક્ષોભ પેદા થયો, જેનાથી તે પ્રકૃતિ સ્વાભાવિક જ ત્રણ ગુણોમાં વહેંચાઈ ગઈ. જેમ દહીંને વલોવવાથી તે માખણ અને છાશ – એવાં અલગ-અલગ બે રૂપોમાં પરિણમે છે, તેવી જ રીતે પ્રકૃતિમાં ક્ષોભ થવાથી તે વિદ્યા અને અવિદ્યા – એવાં બે રૂપોમાં વિભક્ત થઈ જાય છે. આ રીતે તેનાં ત્રણ રૂપ થઈ જાય છે એટલે કે તેનામાં ઉત્પન્ન થયેલી હલચલરૂપ તો રજોગુણ છે અને તેનાથી ઉત્પન્ન થતી વિદ્યા એ સત્ત્વગુણ છે તથા અવિદ્યા એ તમોગુણ છે. એ ત્રણે ગુણોથી સંયુક્ત જે પરમાત્મા-સ્વરૂપ છે તે સગુણ નિરાકાર છે. તેનાથી જ આદિ-સૃષ્ટિનો વિસ્તાર થાય છે. સૃષ્ટિની ઉત્પત્તિ, પાલન અને સંહાર કરવા માટે તે જ પરમાત્મા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશના રૂપમાં પ્રગટ થાય છે તથા તે સગુણ નિરાકાર પરમાત્મા જ શ્રીનરસિંહ, શ્રીરામ, શ્રીકૃષ્ણ વગેરે સગુણ-સાકાર રૂપોમાં પ્રગટ થઈને યુગે-યુગે લીલા કરે છે. જેમ આકાશમાં પરમાણુરૂપે રહેલું જળ જ પહેલાં રસરૂપમાં પ્રગટ થાય છે અને પછી સ્થૂળ જળરૂપે પ્રગટ થાય છે તથા જેમ પરમાણુના રૂપમાં વિદ્યમાન નિરાકાર પૃથ્વી જ (પહેલાં) ગંધરૂપે પ્રગટ થાય છે અને પછી સાકાર ભૂમિરૂપે પ્રાદુર્ભૂત (ઉત્પન્ન) થાય છે, તેવી જ રીતે નિર્ગુણ-નિરાકાર બ્રહ્મ જ સગુણ-નિરાકાર થાય છે અને પછી સગુણ-સાકારરૂપમાં પ્રાદુર્ભૂત થાય છે. પરંતુ જેમ જળના તે કારણભૂત પરમાણુરૂપ, સૂક્ષ્મ-રસરૂપ અને સ્થૂળ-જળરૂપ – એ ત્રણે વસ્તુતઃ જળ જ છે તથા જેમ પૃથ્વીના તે કારણભૂત પરમાણુરૂપ, સૂક્ષ્મ-ગંધરૂપ અને સ્થૂળ-પૃથ્વીરૂપ – એ ત્રણે વાસ્તવમાં પૃથ્વી જ છે,

તેવી જ રીતે નિર્ગુણ-નિરાકાર, સગુણ-નિરાકાર અને સગુણ-સાકાર – એ ત્રણે રૂપોમાં વસ્તુતઃ તે એક પરમાત્મા જ છે. ઉપર કહ્યા પ્રમાણે સમગ્રરૂપ પરબ્રહ્મ પરમાત્માના તત્ત્વને સમજીને તેમની શ્રદ્ધા-પ્રેમપૂર્વક ઉપાસના કરવાથી મનુષ્ય ઘણી જલદીથી અવિદ્યા અને જન્મ-મૃત્યુ-જરા-વ્યાધિથી હંમેશ માટે મુક્ત થઈ જાય છે અને તે પરમાત્માને પ્રાપ્ત કરી લે છે.

આ ઘોર કળિયુગમાં પરમાત્માને પ્રાપ્ત કરવા માટે તેમની ભક્તિ કરવી એ જ સર્વોત્તમ અને સુગમ (સહેલો) ઉપાય છે. જ્યારે તે પરમાત્મા સગુણ-સાકારરૂપે અવતાર લે છે ત્યારે મૂઢ મનુષ્યો તેમને ઓળખવા પામતા નથી; કારણ કે તેઓ માયાના પડદામાં છુપાયેલા રહે છે. (ગીતા - ૭/૨૫) જે મનુષ્ય પરમાત્માના શરણે થઈને તેમની ભક્તિ કરે છે તેની સામેથી પરમાત્મા પોતાની માયાનો પડદો હટાવી લે છે, જેનાથી તે મનુષ્યને તેમના સાક્ષાત્ ચિન્મય દિવ્ય સગુણ-સાકાર રૂપનું પ્રત્યક્ષ દર્શન થઈ જાય છે. તેથી પ્રત્યેક મનુષ્યે શ્રદ્ધા-પૂર્વક તેમની ભક્તિ કરવી જોઈએ.

ભક્તિનું અનુષ્ઠાન કરનારાઓ માટે એક ઘણું જ સરળ અને મહત્ત્વપૂર્ણ સાધન આ છે. ભગવત્સંબંધી પદાર્થોમાં ચાર મુખ્ય છે – ભગવાનનાં દિવ્ય નામ, રૂપ, લીલા અને ધામ. તેમના ગુણ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્ય – આ ચારેયને વિશેષરૂપે સમજી લેવાં જોઈએ તથા ગુણના પણ પ્રભાવ, તત્ત્વ અને રહસ્યને સમજી લેવાં જોઈએ તેમ જ પ્રભાવના પણ તત્ત્વ, રહસ્યને સમજી લેવાં જોઈએ; અને આ માનવ-શરીરમાં મળેલાં કાન, નેત્ર, મન અને વાણી – આ ચારેય દ્વારો વડે ઉપર્યુક્ત વસ્તુઓનું સેવન કરવું જોઈએ. જોકે અંતઃકરણ, ઈન્દ્રિયો વગેરે લગભગ બધાં જ દ્વારોથી પરમાત્માની ઉપાસના થઈ શકે છે, તેમ છતાં તેમનામાં આ ચાર દ્વારો મુખ્ય છે. અભિપ્રાય એ છે કે ઉપર્યુક્ત વસ્તુઓને શ્રદ્ધા-ભક્તિપૂર્વક કાનો વડે ભક્તો

પાસેથી સાંભળવી, નેત્રો વડે સત્-શાસ્ત્રોમાં વાંચવી, પછી મનથી તેમનું મનન કરવું અને ત્યારબાદ વાણી વડે કહેવી જોઈએ. આ પ્રમાણે શ્રદ્ધા-પ્રેમપૂર્વક તેમનું સેવન કરવાથી સેવન કરનારા મનુષ્યને પરમાત્માનું સાક્ષાત્ દર્શન થાય છે અને પરમ આનંદ, અસીમ સમતા અને પરમાત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થઈ જાય છે.

હવે, ઉપર્યુક્ત આ વસ્તુઓ (નામ-રૂપ-લીલા-ધામ)ને સારી પેઠે સમજવા માટે થોડા વિસ્તારથી વિવેચન કરવામાં આવે છે.

### ભગવાનના નામના ગુણ

પરમાત્માના ક્ષમા, દયા, શાન્તિ, પ્રેમ વગેરે જે દિવ્ય ગુણો છે તે જ બધા નામમાં પણ છે; કારણ કે નામના જપ, કીર્તન, શ્રવણ અને સ્મરણ કરવાથી ઉપાસકમાં નામીના દિવ્ય ગુણો સ્વાભાવિક જ આવી જાય છે. નામની ગુણ-ગરિમા વિશે તો શું કહેવું? શ્રીતુલસીદાસજીએ નામનો મહિમા બતાવતાં કહ્યું છે –

**કહૌં કહાઁ લગિ નામ બડ઼ાઈ। રામુ ન સકહિં નામ ગુન ગાઈ॥**

(રામચરિતમાનસ, બાલકાંડ - ૨૫/૪)

### ભગવાનના નામનો પ્રભાવ

નામના જપ, કીર્તન, શ્રવણ અને સ્મરણ કરવાથી પૂર્વે કરેલાં સમસ્ત સંચિત પાપોનો; અજ્ઞતામૂલક અહંતા-મમતા, રાગ-દ્વેષ, કામ-ક્રોધ, લોભ-મોહ વગેરે દુર્ગુણોનો; જૂઠ, કપટ, હિંસા, ચોરી, વ્યભિચાર, મદ્યપાન, દ્યૂત વગેરે દુરાચારોનો તથા આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક દુઃખોનો આત્યંતિક અભાવ થઈ જાય છે અને પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે.

શ્રીતુલસીદાસજીએ કહ્યું છે –

**સુમિરિ પવનસુત પાવન નામૂ। અપને બસ કરિ રાખે રામૂ॥**
**અપતુ અજામિલુ ગજુ ગનિકાઊ। ભએ મુકુત હરિ નામ પ્રભાઊ॥**

(રામચરિતમાનસ, બાલકાંડ - ૨૫/૩-૪)

તથા

**રામ નામ મનિદીપ ધરુ જીહ દેહરીં દ્વાર ।**
**તુલસી ભીતર બાહેરહુઁ જૌં ચાહસિ ઉજિઆર ॥**

(રામચરિતમાનસ, બાલકાંડ - ૨૧)

કોઈ કવિએ કહ્યું છે –

**જબ હી નામ હિરદૈ ધર્યૌ ભયો પાપકો નાસ ।**
**માનૌ ચિનગી અગ્નિકી પરી પુરાને ઘાસ ॥**

શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે –

**અજ્ઞાનાદથવા જ્ઞાનાદુત્તમશ્લોકનામ યત્ ।**
**સઙ્કીર્તિતમઘં પુંસો દહેદેધો યથાનલઃ ॥**

(શ્રીમદ્‌ભાગવત - ૬/૨/૧૮)

'જેમ અગ્નિ બળતણને બાળી નાખે છે તેવી જ રીતે ઉત્તમશ્લોક શ્રીહરિના નામનું કીર્તન (તેમને) જાણીને કરવામાં આવે કે જાણ્યા વગર કરવામાં આવે, મનુષ્યનાં સમસ્ત પાપોને ભસ્મ કરી નાખે છે.

શ્રીચૈતન્યમહાપ્રભુએ કહ્યું છે –

**નામ્નામકારિ બહુધા નિજસર્વશક્તિ-**
**સ્તત્રાર્પિતા નિયમિતઃ સ્મરણે ન કાલઃ ।**

(શિક્ષાષ્ટક)

'ભગવાને પોતાનાં અનેક નામ પ્રકાશિત કર્યાં અને તેમનામાં પોતાની સંપૂર્ણ શક્તિ અર્પિત કરી દીધી તથા તેમના સ્મરણમાં કાળનો કોઈ નિયમ બનાવ્યો નહીં અર્થાત્ મનુષ્ય ભગવાનના નામનું સ્મરણ હર કોઈ સમયે કરી શકે છે, એમાં કોઈ નિષેધ (મનાઈ) નથી.'

શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં ભગવાન કહે છે –

**અપિ ચેત્સુદુરાચારો ભજતે મામનન્યભાક્ ।**
**સાધુરેવ સ મન્તવ્યઃ સમ્યગ્વ્યવસિતો હિ સઃ ॥**

**ક્ષિપ્રં ભવતિ ધર્માત્મા શશ્વચ્છાન્તિં નિગચ્છતિ।**
**કૌન્તેય પ્રતિજાનીહિ ન મે ભક્તઃ પ્રણશ્યતિ॥**

(ગીતા - ૯/૩૦-૩૧)

'જો કોઈ ઘણો દુરાચારી પણ અનન્યભાવે મારો ભક્ત બનીને મને ભજે છે તો તે સાધુ જ માનવા યોગ્ય છે; કારણ કે તે યથાર્થ નિશ્ચય કરનારો છે એટલે કે તેણે દૃઢતાથી નિશ્ચય કરી લીધો છે કે પરમેશ્વરના ભજન જેવું બીજું કશુંય (સાધન) નથી. તે સત્વરે ધર્માત્મા થઈ જાય છે અને સદા રહેનારી (શાશ્વત) પરમ શાંતિ પામે છે; હે કૌન્તેય! તું નિશ્ચયપૂર્વક સત્ય જાણ કે મારો ભક્ત નાશ પામતો નથી.'

## ભગવાનના નામનું તત્ત્વ

નામ નામીથી અભિન્ન છે એટલે કે નામ અને નામીમાં કોઈ ભેદ નથી. ભગવાને ગીતામાં કહ્યું છે – **'યજ્ઞાનાં જપયજ્ઞોऽસ્મિ।'** (ગીતા - ૧૦/૨૫) અર્થાત્ 'અન્ય સઘળા યજ્ઞો તો મારી પ્રાપ્તિ માટેનાં સાધન છે, પણ જપ-યજ્ઞ તો સ્વયં હું જ છું.' વાસ્તવમાં પરમાત્મા પોતે જ નામના રૂપમાં પ્રગટ થાય છે. પરમાત્માનું સ્વરૂપ, પરમાત્મવિષયક જ્ઞાન અને પરમાત્માનું નામ – એ સર્વ એક જ વસ્તુ છે; તેથી નામનો જપ કરવામાં નામીનું સ્મરણ આપોઆપ જ થઈ જાય છે. આ પ્રમાણે સમજવું એ જ પરમાત્માના નામના તત્ત્વને સમજવું ગણાય.

કઠોપનિષદમાં કહ્યું છે –

**એતદ્ધ્યેવાક્ષરં બ્રહ્મ એતદ્ધ્યેવાક્ષરં પરમ્।**
**એતદ્ધ્યેવાક્ષરં જ્ઞાત્વા યો યદિચ્છતિ તસ્ય તત્॥**

(કઠોપનિષદ - ૧/૨/૧૬)

'આ ૐકાર અક્ષર જ સગુણ બ્રહ્મ છે, આ અક્ષર જ નિર્ગુણ પરબ્રહ્મ છે, આ ૐકારરૂપ અક્ષરને જ જાણીને જે મનુષ્ય જે વસ્તુ ઇચ્છે છે તેને તે જ મળી જાય છે.'

## ભગવાનના નામનું રહસ્ય

વાણી દ્વારા નામનો જપ કરવા કરતાં મનથી જપ કરવો એ સો ગણું વધુ ફળ આપનારું છે. તે માનસિક જપ પણ શ્રદ્ધા-પ્રેમથી કરવામાં આવે તો તેનું અનંત ફળ છે તથા તે જ (માનસિક જપ) ગુપ્ત અને નિષ્કામભાવે કરવામાં આવે તો સત્વરે જ તે પરમાત્માની પ્રાપ્તિ કરાવનાર છે.

શ્રીરામચરિતમાનસમાં કહ્યું છે –

**બચન કર્મ મન મોરિ ગતિ ભજનુ કરહિં નિઃકામ ।**
**તિન્હ કે હૃદય કમલ મહુઁ કરઉઁ સદા બિશ્રામ ॥**

(રામચરિતમાનસ, અરણ્યકાંડ - ૧૬)

**સાદર સુમિરન જે નર કરહીં । ભવ બારિધિ ગોપદ ઈવ તરહીં ॥**

(રામચરિતમાનસ, બાલકાંડ - ૧૧૮/૨)

જે નામના રહસ્યને સમજે છે તે મનુષ્ય નામની આડમાં ક્યારેય પાપ કે દંભ કરતો નથી. ભાવ એ છે કે નામથી પાપોનો નાશ થાય જ છે – એવું સમજીને પાપો આચરવાં તથા લોકોને બતાવવા માટે નામ-જપનું બહાનું કરવું અને અંદર ને અંદર છાનાંમાનાં પાપ કરવાં એ જ નામની આડમાં પાપ અને દંભ કરવાનું કહેવાય. નામના રહસ્યને જાણનારો મનુષ્ય આ દોષોથી મુક્ત રહે છે.

## ભગવાનના સ્વરૂપના ગુણ

ભગવાનનાં રંગ, રૂપ, આકૃતિ અને લાવણ્ય ઘણાં જ મધુર, કોમળ, રસમય, પરમ આકર્ષક, કાન્તિમય, ચમકદાર, અલૌકિક, સુંદર અને અદ્‌ભુત છે; તેમનામાં નિરતિશય, અસીમ અને અત્યંત વિલક્ષણ

ક્ષમા, દયા, શાન્તિ, પ્રેમ, ન્યાય, સૌહાર્દ, સરળતા, મધુરતા, સમતા, ઉદારતા, ધીરતા, વીરતા, ગંભીરતા, સત્યતા, નિરભિમાનીપણું, નિરહંકારપણું, નિર્વૈરપણું, નિર્ભયતા, પવિત્રતા, ભક્તવત્સલતા, સૌમ્યભાવ વગેરે અનંત દિવ્ય ગુણો છે. ભગવાનના ગુણોનું આ દિગ્દર્શન છે.

## ભગવાનના સ્વરૂપનો પ્રભાવ

સંપૂર્ણ બળ, ઐશ્વર્ય, તેજ, શક્તિ, સામર્થ્ય, જ્ઞાન, વૈરાગ્ય, ધર્મ, યશ, શ્રી, વિભૂતિ, મહિમા, કાન્તિ, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરવાનું સામર્થ્ય, સર્વજ્ઞતા, સર્વાધારતા, સર્વવ્યાપકતા, સર્વનિયંતૃતા, સર્વેશ્વરતા, સર્વાન્તર્યામિતા તથા સંભવને અસંભવ અને અસંભવને પણ સંભવ કરી દેવાનું સામર્થ્ય – આ સર્વ અપરિમિત પ્રભાવ છે. જેમ સૂર્યોદયથી સમસ્ત અંધકારનો અત્યંત અભાવ થઈ જાય છે, તેવી જ રીતે પરમાત્માના સ્વરૂપના સ્મરણ અને ધ્યાનથી સમસ્ત દુર્ગુણો-દુરાચાર, વિકાર અને દુઃખ-દોષોનો સર્વથા અભાવ થઈ જાય છે તથા મનુષ્ય સદ્‌ગુણો-સદાચારથી સંપન્ન થઈને જન્મ-મૃત્યુરૂપી સંસારસમુદ્રમાંથી તરીને સહેજે અને સત્વરે પરમાત્માને પ્રાપ્ત કરી લે છે.

શ્રીભગવાન ગીતામાં કહે છે –

**અનન્યચેતાઃ સતતં યો માં સ્મરતિ નિત્યશઃ ।**
**તસ્યાહં સુલભઃ પાર્થ નિત્યયુક્તસ્ય યોગિનઃ ॥**

(ગીતા - ૮/૧૪)

'હે અર્જુન! જે મનુષ્ય મારામાં અનન્યચિત્ત થઈને સદૈવ નિરંતર મુજ પુરુષોત્તમનું સ્મરણ કરે છે તે નિત્ય-નિરંતર મારામાં સંલગ્ન થયેલા યોગી માટે હું સુલભ છું અર્થાત્ તેને હું સહેજે પ્રાપ્ત થઈ જાઉં છું.'

**તેષામહં સમુદ્ધર્તા મૃત્યુસંસારસાગરાત્ ।**
**ભવામિ નચિરાત્પાર્થ મય્યાવેશિતચેતસામ્ ॥**

(ગીતા - ૧૨/૭)

'હે અર્જુન! મારામાં ચિત્ત પરોવનારા તે પ્રેમી ભક્તોનો હું મૃત્યુરૂપી સંસારસમુદ્રમાંથી સત્વરે ઉદ્ધાર કરનારો થાઉં છું.'

## ભગવાનના સ્વરૂપનું તત્ત્વ

જે રીતે આકાશમાં પરમાણુ, વરાળ, ધુમ્મસ, વાદળ, બિંદુ, ઓળા, બરફ વગેરે બધાં તત્ત્વથી એક જળ જ છે તેવી રીતે સગુણ-નિગુણ, સગુણ-નિરાકાર, વ્યક્ત-અવ્યક્ત, જડ-ચેતન, સ્થાવર-જંગમ, સત્-અસત્, સ્થૂળ-સૂક્ષ્મ, કાર્ય-કારણ વગેરે જે કંઈ પણ છે અને જે એનાથી અતીત (પર) છે તે બધાં તત્ત્વતઃ એક પરમાત્મા જ છે.

ભગવાને ગીતામાં કહ્યું છે –

**બહૂનાં જન્મનામન્તે જ્ઞાનવાન્માં પ્રપદ્યતે ।**
**વાસુદેવઃ સર્વમિતિ સ મહાત્મા સુદુર્લભઃ ॥**

(ગીતા - ૭/૧૯)

'ઘણા જન્મોના અંતના જન્મમાં (ભગવાનના) તત્ત્વને પામી ચૂકેલો મનુષ્ય 'સર્વ કાંઈ વાસુદેવ જ છે' એ પ્રમાણે મને ભજે છે તે મહાત્મા અત્યંત દુર્લભ છે.'

શ્રીમદ્ભાગવતમાં ભગવાન કહે છે –

**મનસા વચસા દૃષ્ટ્યા ગૃહ્યતેઽન્યૈરપીન્દ્રિયૈઃ ।**
**અહમેવ ન મત્તોઽન્યદિતિ બુધ્યધ્વમઞ્જસા ॥**

(શ્રીમદ્ભાગવત - ૧૧/૧૩/૨૪)

'મનથી, વાણીથી અને દૃષ્ટિથી અથવા અન્ય ઇન્દ્રિયોથી પણ જે કંઈ ગ્રહણ કરવામાં આવે છે તે બધું હું જ છું. મારાથી ભિન્ન અન્ય કશું જ નથી – એમ નિશ્ચયપૂર્વક સમજો.'

## ભગવાનના સ્વરૂપનું રહસ્ય

તે સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સર્વત્ર સમભાવથી સ્થિત સગુણ-નિર્ગુણરૂપ પરમાત્મા જ દિવ્ય અવતાર ધારણ કરીને સ્વયં પ્રગટ થાય છે તથા તેમના દિવ્ય ગુણ, પ્રભાવ, તત્ત્વ, રહસ્ય વગેરે એટલાં અચિંત્ય, અસીમ અને દિવ્ય છે કે તેમના પોતાના સિવાય અન્ય કોઈ તેમને જાણી-ઓળખી જ શકતું નથી. આ તેમનું રહસ્ય છે.

ગીતામાં ભગવાન કહે છે –

**અજોઽપિ સન્નવ્યયાત્મા ભૂતાનામીશ્વરોઽપિ સન્ ।**
**પ્રકૃતિં સ્વામિધિષ્ઠાય સમ્ભવામ્યાત્મમાયયા ॥**

(ગીતા - ૪/૬)

હું અજન્મા અને અવિનાશી સ્વરૂપ હોવા છતાં પણ તથા સમસ્ત પ્રાણીઓનો ઈશ્વર હોવા છતાં પણ પોતાની પ્રકૃતિને આધીન કરીને પોતાની યોગમાયાથી પ્રગટ થાઉં છું.'

તથા અર્જુન કહે છે –

**સર્વમેતદૃતં મન્યે યન્માં વદસિ કેશવ ।**
**ન હિ તે ભગવન્વ્યક્તિં વિદુર્દેવા ન દાનવાઃ ॥**
**સ્વયમેવાત્મનાઽઽત્માનં વેત્થ ત્વં પુરુષોત્તમ ।**

(ગીતા - ૧૦/૧૪, ૧૫નો ઉત્તરાર્ધ)

'હે કેશવ! જે કંઈ પણ મને તમે કહો છો તે બધાને હું સત્ય માનું છું. હે ભગવાન! તમારા લીલામય સ્વરૂપને નથી તો દાનવો જાણતા અને નથી તો દેવતાઓ પણ જાણતા. હે પુરુષોત્તમ! તમે પોતે જ પોતાનાથી પોતાને જાણો છો.'

શ્રીરામચરિતમાનસમાં ભગવાનના સ્વરૂપનું રહસ્ય પ્રગટ કરતાં કહ્યું છે –

**અમિત રૂપ પ્રગટે તેહિ કાલા । જથા જોગ મિલે સબહિ કૃપાલા ॥**
**છન મહિં સબહિ મિલે ભગવાના । ઉમા મરમ યહ કાહુઁ ન જાના ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૫/૩-૪)

તથા જે મનુષ્ય પરમાત્માના સ્વરૂપનું સ્મરણ કરે છે તે તેમને અત્યંત પ્રિય છે. આ પણ રહસ્યની વાત છે.

## ભગવાનની લીલાનાં ગુણ-પ્રભાવ-તત્ત્વ-રહસ્ય

રામાવતારની કથા છે. જે સમયે વિભીષણ ભગવાન શ્રીરામના શરણમાં આવ્યા છે તે સમયે ભગવાને સુગ્રીવને પૂછ્યું કે 'આ બાબતમાં તમારો શો અભિપ્રાય છે?' સુગ્રીવે કહ્યું – 'ભગવાન! રાક્ષસોની માયા ઓળખી શકાતી નથી. શી ખબર, ભેદ જાણવા આવ્યો છે કે પછી કોઈ બીજા કારણે આવ્યો છે. રાક્ષસ તક મળતાં દગો દઈને ઘાત કરી શકે છે. તેથી મારા અભિપ્રાયમાં તો તેને કેદ કરી લેવો એ જ યોગ્ય છે.' આ સાંભળીને ભગવાને કહ્યું – 'મિત્ર, તમે જે વાત કહી તે તો ઘણી જ સારી વાત છે, પણ દુષ્ટ હૃદયનો મનુષ્ય મારી સમક્ષ આવી શકતો નથી અને જો આ આપણો ભેદ જાણવા માટે આવ્યો હોય તોપણ કોઈ ભય નથી; કારણ કે જગતમાં જેટલા પણ રાક્ષસો છે તેમને લક્ષ્મણ ક્ષણમાત્રમાં મારી શકે છે તથા જો આ ભયથી ત્રાસી જઈને શરણમાં આવ્યો છે તો મારો એ નિયમ છે કે –

**મમ પન સરનાગત ભય હારી ।**

(રામચરિતમાનસ, સુંદરકાંડ - ૪૨/૪)

વાલ્મીકીય રામાયણમાં કહ્યું છે –

**સકૃદેવ પ્રપન્નાય તવાસ્મીતિ ચ યાચતે ।**
**અભયં સર્વભૂતેભ્યો દદામ્યેતદ્વ્રતં મમ ॥**

(વાલ્મીકીય રામાયણ, યુદ્ધકાંડ - ૧૮/૩૩)

'જે મનુષ્ય એક વાર પણ મારા શરણે થઈને 'હું તમારો જ છું' એ પ્રમાણે કહીને મારી પાસેથી અભયની યાચના કરે છે તેને હું સમસ્ત ભૂત-પ્રાણીઓ તરફથી અભય કરી દઉં છું – આ મારું વ્રત છે.'

આથી હનુમાનજી વગેરે તે વિભીષણને ભગવાનની પાસે લઈ આવ્યા. આવતાં જ વિભીષણ ભગવાનનાં ચરણોમાં પડી ગયો અને ભગવાનનું શરણ ગ્રહણ કર્યું. ભગવાને તેને છાતીએ લગાડ્યો અને તે જ સમયે સમુદ્રનું જળ મંગાવીને તેને લંકા માટે રાજતિલક કરી દીધું.

અહીં વિભીષણની બાબતમાં સુગ્રીવની સંમતિ પૂછવી અને તેના કથનને યોગ્ય બતાવવું – એ ભગવાનની નીતિ અને પ્રેમ છે. શરણમાં આવેલાનો ત્યાગ નહીં કરવો – એ શરણાગતવત્સલતા છે અને વિભીષણને રાજતિલક કરી દેવું – એ નીતિ અને ઉદારતા છે. આ બધું ભગવાનની લીલાના ગુણોનું દિગ્દર્શન છે.

દુષ્ટ હૃદયનો કોઈ પણ મનુષ્ય ભગવાન સમક્ષ જઈ શકતો નથી – તે ભગવાનની લીલાનો પ્રભાવ છે; તથા લક્ષ્મણ ક્ષણમાત્રમાં સમસ્ત રાક્ષસોને મારી શકે છે – તે લક્ષ્મણનો પ્રભાવ પણ ભગવાનની કૃપાથી જ હોવાને કારણે ભગવાનનો જ પ્રભાવ છે.

પૂર્ણબ્રહ્મ પરમાત્મા જ સ્વયં શ્રીરામના રૂપમાં પ્રગટ થયા છે. આ પ્રમાણે ભગવાનના ભગવાનપણાને સમજવું એ જ ભગવાનની લીલાના તત્ત્વને સમજવું ગણાય.

ભગવાન વિભીષણને અભયદાન આપવા ઈચ્છતા હતા, પણ ભગવાને તે (ઇચ્છા) ગોપનીય રાખીને સુગ્રીવ વગેરે પાસેથી તે બાબતમાં અભિપ્રાય પૂછ્યો અને તેમનું માન રાખતા રહીને જ પોતાના ઉદ્દેશ્યને અનુકૂળ કામ કર્યું; તથા ભગવાન સમક્ષ રાક્ષસોની માયા, છળ-કપટ-કાંઈ ચાલતું નથી એ વાત સુગ્રીવ વગેરે જાણતા ન હતા, તેથી તેમની આગળ પોતાના પ્રભાવના રહસ્યનું ઉદ્‌ઘાટન કરી દીધું કે –

**जौं पै दुष्टहृदय सोइ होई। मोरें सनमुख आव कि सोई॥**

(રામચરિતમાનસ, સુંદરકાંડ - ૪૩/૨)

ભગવાને આમાં સંકેતથી પોતાના છુપાયેલા પ્રભાવને છતો કરી દીધો કે દુષ્ટ હૃદયનો (મનુષ્ય) મારી સમક્ષ આવી શકે નહીં; જે મનુષ્ય સમ્મુખ આવે છે તે સમસ્ત દૂષણોથી રહિત હોય છે. આ પ્રમાણે ભગવાન દ્વારા કરાયેલા રહસ્યના ઉદ્‌ઘાટનને સમજી લેવું એ જ ભગવાનની લીલાને સમજવી ગણાય.

કૃષ્ણાવતારની કથા છે. એક દિવસ યમુનાજીના કાંઠે ભગવાન શ્રીકૃષ્ણ પોતાના સખા ગોપબાળોની સાથે ભોજન કરતાં-કરતાં બાળલીલા કરવા લાગ્યા. બધા પોત-પોતાનાં છીંકાં ખોલીને જ્યારે ભોજન કરવા લાગ્યા ત્યારે ભગવાન સૌની વચ્ચે બેસી ગયા અને ચારે તરફ બધા ગોપબાળકો વર્તુળાકાર પંક્તિ હરોળ બનાવીને બેસી ગયા તથા પરસ્પર પોતપોતાના ભોજનને સારું બતાવતા એકબીજાને હસાવવા લાગ્યા. તે સમયે ભગવાન પોતાના હાથમાં કોળિયો લઈને તેમને એવી રીતે હસાવી રહ્યા હતા કે તે તમામે તમામ તેમના આ વિનોદમાં તન્મય થઈ ગયા. તેમને વાછરડાંઓનું પણ ધ્યાન રહ્યું નહીં અને વાછરડાં જંગલમાં ઘણાં દૂર નીકળી ગયાં. જ્યારે વાછરડાંઓનું ધ્યાન આવ્યું ત્યારે બધા ભયભીત થઈ ગયા. ભગવાને કહ્યું – 'ગભરાશો નહીં, હું તેમને પાછાં લાવું છું.' આમ કહીને ભગવાન તેમને ખોળવા નીકળી પડ્યા. બ્રહ્માજી આ બાળલીલા જોઈને મોહિત થઈ ગયા. તેમણે પહેલાં તો વાછરડાંઓને અને પછી ગોપબાળકોને પણ સંતાડી દીધાં. જ્યારે ભગવાનને વાછરડાં મળ્યાં નહીં અને પાછા આવ્યા તો તેમણે ગોપબાળકોને પણ જોયા નહીં ત્યારે તેઓ તરત જ જાણી ગયા કે આ બ્રહ્માજીનું કારસ્તાન (કપટ) છે. ત્યારે ગોપબાળકોની અને વાછરડાંઓની માતાઓને આનંદિત રાખવા માટે તથા બ્રહ્માજીના મોહનું નિરસન કરવા માટે ભગવાન

પોતે જ એવાં ને એવાં જ વાછરડાં અને ગોપબાળકો બની ગયા. જેટલાં વાછરડાં અને બાળકો હતાં, જેવાં તેમનાં શરીર-હાથપગ હતાં, જેવી તેમની છડીઓ, શીંગડાં, વાંસળીઓ, પટા અને છીંકાં હતાં, જેવાં તેમનાં વસ્ત્રો, આભૂષણો, શીલ, સ્વભાવ, ગુણ, નામ, આકૃતિ અને ઉંમર હતાં અને જેવી તેમની ક્રીડાઓ હતી, બરાબર તેવાં જ અને તેટલાં જ રૂપોમાં ભગવાન પ્રગટ થઈ ગયા. તે સમયે ભગવાને 'આ સમસ્ત જગત વિષ્ણુમય છે' એ વાત પ્રત્યક્ષ બતાવી દીધી.*

શ્રીબળદેવજી પહેલાં તો કશું જ સમજ્યા નહીં; પણ પછી જ્યારે તેમણે જોયું કે ગોપ-બાળકોની માતાઓનો પોતાનાં બાળકો પરનો પ્રેમ પહેલાંના કરતાં ઘણો વિશેષ વધી ગયો છે અને જેમણે દૂધ પીવાનું છોડી દીધું છે તે વાછરડાંઓ ઉપર પણ ગાયો ઘણો વિશેષ પ્રેમ કરી રહી છે ત્યારે તેમને સંદેહ થયો અને તેમણે ઓળખવાની દૃષ્ટિએ બધાં તરફ જોયું. તે સમયે તેમને બધાં વાછરડાં, તેમના રખેવાળ ગોપબાળકો, તેમની સઘળી ચીજવસ્તુઓ – બધું જ પ્રત્યક્ષ શ્રીકૃષ્ણરૂપ દેખાયું અને તેઓ ચકિત થઈ ગયા.

આ લીલામાં બ્રહ્માજીના કાળમાનની ગણતરીએ માત્ર એક ત્રુટિ જેટલો સમય વીત્યો હતો. જ્યારે બ્રહ્માજીએ જોયું ત્યારે તેઓ એ સમજી શક્યા નહીં કે આ બંનેમાં ક્યાં ગોપબાળકો અને વાછરડાંઓ અસલી છે અને ક્યાં પાછળથી બનાવાયેલાં છે. તેઓ આ પ્રમાણે વિચારી જ રહ્યા હતા ત્યારે તેમને તે બધાં ગોપબાળકો અને વાછરડાંઓ શ્રીકૃષ્ણના રૂપમાં દેખાવા લાગ્યાં. તેઓ ભગવાનના

---

* યાવદ્ વત્સપવત્સકાલ્પકવપુર્યાવત્કરાઙ્ઘ્ર્યાદિકં
યાવદ્ યષ્ટિવિષાણવેણુદલશિગ્ યાવદ્વિભૂષામ્બરમ્ ।
યાવચ્છીલગુણાભિધાકૃતિવયો યાવદ્ વિહારાદિકં
સર્વં વિષ્ણુમયં ગિરોઙ્ગવદજઃ સર્વસ્વરૂપો બભૌ ॥
(શ્રીમદ્‌ભાગવત - ૧૦/૧૩/૧૯)

ભગવાનપણાને ઓળખી ગયા અને તરત ભગવાનનાં શ્રીચરણોમાં પૃથ્વી પર દંડવત્ પડી ગયા તથા ગદ્ગદ વાણીથી સ્તુતિ કરવા લાગ્યા અને ક્ષમા માગવા લાગ્યા. ત્યારે ભગવાને પોતાની માયા સંકેલી લીધી.

બાળકોની સાથે આ પ્રમાણે પ્રેમ-ભોજન કરતાં કરતાં બાળક્રીડા કરવી એ પ્રેમની વાત છે. ભગવાને પોતે જ ગોપબાળકો અને વાછરડાં બનીને તેમની માતાઓ અને ગાયો સાથે માતૃભાવથી વ્યવહાર કર્યો એમાં તેમની દયા અને પ્રેમ ભરેલાં છે. બ્રહ્માજીને લીલાનો ચમત્કાર બતાવીને તેમના મોહનું નિરસન કરવું એ પણ ભગવાનની દયા છે. આ બધું ભગવાનની લીલાના ગુણોનું દિગ્દર્શન છે.

ભગવાને પોતાની અદ્ભુત દિવ્ય શક્તિથી અનેક રૂપો ધારણ કર્યાં – આ તેમની લીલાના પ્રભાવનું દિગ્દર્શન છે.

ગોપબાળકો, વાછરડાં, તેમની છડીઓ, વાંસળીઓ વગેરે બધું વાસ્તવમાં ભગવાન જ બન્યા હતા, ભગવાને જ અનેક રૂપો બનાવીને લીલા કરી – આ ભગવાનની લીલાના તત્ત્વનું દિગ્દર્શન છે.

માતાઓ અને ગાયોની ભગવાનમાં વાત્સલ્યભાવની જે ઇચ્છા હતી તેની આ પ્રમાણે ગુપ્તરૂપે પૂર્તિ કરવી – આ લીલાના રહસ્યનું દિગ્દર્શન છે.

ભગવાનની પ્રત્યેક ચેષ્ટા ડગલે ને પગલે માંગલ્યપૂર્ણ ગુણોથી ઓતપ્રોત છે. તેથી ભગવાનની પ્રત્યેક ક્રિયામાં તેમના ક્ષમા, દયા, પ્રેમ, સમતા વગેરે અચિંત્ય-અનન્ય ગુણો જોવા એ જ લીલાના ગુણો જોવા ગણાય.

ભગવાનની લીલાઓના આ પ્રમાણે ગુણ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્યને સમજતા રહીને, તેમને આદર્શ માનીને તેમનું દર્શન, ચિંતન, સ્મરણ અને અનુકરણ કરવાથી અર્થાત્ ભગવાનના વ્યવહારને અનુકૂળ પોતાનું આચરણ બનાવવાથી અંતઃકરણ પવિત્ર થાય છે

અને મનુષ્ય મુક્ત થઈ જાય છે. આ સમજવું એ ભગવાનના લીલાના પ્રભાવને સમજવો ગણાય.

જેમ ગોપબાળકો, વાછરડાં, તેમની લખોટીઓ, શીંગડાં, વાંસળીઓ અને તેમની ક્રીડાઓ વગેરે બધું ભગવાન જ હતા, તેવી જ રીતે વિશ્વમાં કર્તા, કર્મ, ક્રિયા જે કંઈ પણ છે તે બધું તત્ત્વથી ભગવાન જ છે – આ સમજવું એ લીલાના તત્ત્વને સમજવું ગણાય.

ભગવાનની સમસ્ત ચેષ્ટાઓ નિઃસ્વાર્થ અને અહંકારશૂન્ય હોવાને કારણે પરમ પવિત્ર અને કાર્યસાધક હોય છે એટલે કે ભગવાન કોઈને પણ નિમિત્ત બનાવીને જે પણ ચેષ્ટા કરે છે તે તેના કલ્યાણ માટે જ કરે છે; તેમ જ તેમની સમસ્ત ક્રિયાઓ અત્યંત વિશુદ્ધ હોય છે. આ સમજવું એ જ લીલાનું રહસ્ય સમજવું ગણાય.

## ભગવાનના ધામનું સ્વરૂપ

'ધામ'થી તે પરમધામને સમજવું જોઈએ કે જે ભગવાનનો ચિન્મય, નિત્ય દિવ્યલોક છે; જે સર્વોપરી, સર્વશ્રેષ્ઠ અને નિત્ય સત્ય છે; જેને બ્રહ્મના ઉપાસકો બ્રહ્મલોક, વેદવેત્તાઓ સત્યલોક, શ્રીકૃષ્ણના ઉપાસકો ગોલોક, શ્રીરામના ઉપાસકો સાકેતલોક, શ્રીવિષ્ણુના ઉપાસકો વૈકુંઠલોક અને શ્રીશિવના ઉપાસકો શિવલોક માને છે. આ પ્રમાણે જેને વિભિન્ન ઉપાસકો અનેક નામોથી સંબોધે છે તથા જેને તે બધા સર્વોપરી, સર્વશ્રેષ્ઠ અને પરમદિવ્ય માને છે, જોકે ત્યાં બુદ્ધિ, મન અને વાણીની પહોંચ નથી તે ધામને વિષે જે કંઈ કહેવામાં આવે છે તેના કરતાં તે અત્યંત જ વિલક્ષણ છે.

## ભગવાનના ધામના ગુણ

ક્ષમા, દયા, શાન્તિ, સમતા, પ્રેમ, ન્યાય વગેરે ભગવાનના જે નિત્ય ગુણો છે તે બધા તે ધામમાં પણ સ્વાભાવિક જ છે; કારણ કે ભગવાન જ સ્વયં ધામના રૂપમાં પ્રાદુર્ભૂત થયેલા છે. તેથી તે

ધામમાં નિવાસ કરનારા ભક્તોમાં પણ તે ગુણો સ્વાભાવિક જ રહે છે. જે પ્રેમી ભક્તોને ભગવાનનાં સાક્ષાત્ દર્શન થઈ જાય છે તેઓ તે પરમધામમાં જાય છે તથા તે ભગવાનના દર્શનના પ્રભાવથી ઉપર્યુક્ત ગુણો તેમનામાં સ્વાભાવિક જ આવી જાય છે; અને જે સાધકો ભજન, ધ્યાન, સત્સંગ, સ્વાધ્યાય વગેરે સાધનો થકી ભગવાનના ધામમાં જાય છે તેમનામાં ઉપર્યુક્ત લગભગ બધા જ ગુણો પહેલાંથી જ આવી જાય છે; પણ જો કોઈમાં કાંઈ ઊણપ હોય છે તો તે ગુણની પૂર્તિ ત્યાં પ્રવેશતાંની સાથે તે જ ક્ષણે થઈ જાય છે. આ બધું ભગવાનના ધામના ગુણોનું દિગ્દર્શન છે.

## ભગવાનના ધામનો પ્રભાવ

ભગવાનના ધામનો પ્રભાવ એવો છે કે જે મનુષ્ય તે પરમધામમાં પહોંચી જાય છે તે વળીને પાછો આવતો નથી. જો સંસારના કલ્યાણ માટે ભગવાનની સાથે, ભગવાનનો પરિકર બનીને અથવા ભગવાનની આજ્ઞાથી અધિકાર લઈને કારક પુરુષના રૂપમાં આવે છે તો તેનાં જન્મ, કર્મ અને શરીર નિર્દોષ, વિશુદ્ધ અને દિવ્ય હોવાને કારણે તેનું આવવું પણ નહીં આવવા બરાબર જ છે; કારણ કે તે સંસારની માયાથી અને માયાના કાર્યથી ક્યારેય કોઈ પણ પ્રકારે લેપાતો નથી તથા તેનું શરીર અનામય હોય છે. તે લોકમાં જેઓ રહે છે તેમનાં શરીર જન્મ-મૃત્યુ, જરા-વ્યાધિ વગેરે દોષોથી તથા સમસ્ત વિકારોથી રહિત અને પરમ પવિત્ર થઈને ભગવાનની જેમ જ દિવ્ય, ચિન્મય, અલૌકિક અને સમસ્ત સદ્ગુણોથી યુક્ત થઈ જાય છે તેમ જ તેમનામાં સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને પાલન ઉપરાંત ભગવાનના અન્ય બધા જ પ્રભાવ અને ઐશ્વર્ય વગેરે આવી જાય છે. તે ધામમાં જેટલા પણ પદાર્થો હોય છે તે બધા દિવ્ય, ચિન્મય અને અલૌકિક હોય છે. આ બધું ભગવાનના ધામના પ્રભાવનું દિગ્દર્શન છે.

## ભગવાનના ધામનું તત્ત્વ

ભગવાન જ સ્વયં ધામના રૂપમાં પ્રાદુર્ભૂત (અભિવ્યક્ત) થાય છે, તેથી ધામ સાક્ષાત્ ભગવાનનું જ સ્વરૂપ છે. નિર્ગુણ-નિરાકાર સચ્ચિદાનંદઘન બ્રહ્મ જ સગુણ-નિરાકારરૂપે થયા પછી પરમ ધામના સ્વરૂપમાં પ્રગટ થાય છે; તેથી ધામ પરમાત્માનું સ્વરૂપ હોવાને કારણે તેમનાથી અભિન્ન છે. આ જાણવું એ જ ધામના તત્ત્વને જાણવું ગણાય.

## ભગવાનના ધામનું રહસ્ય

ભગવાનના અને ભગવાનના ધામના ગુણ, પ્રભાવ, તત્ત્વ અને લીલાની ગોપનીય દિવ્ય રહસ્યસભર વાતો, જે અહીં (સંસારમાં) સમજાતી નથી તે ત્યાં તે પરમધામમાં ગયા પછી જ્યાંની ત્યાં (અર્થાત્ યથાતથ) યથાર્થ રૂપમાં સમજાઈ જાય છે. એટલે કે ત્યાં જતાં જ મનુષ્યને ભગવાન અને ભગવાનનું ધામ વાસ્તવમાં શી વસ્તુ છે તેનું તાત્ત્વિક રહસ્ય એકદમ (તરત જ) પ્રત્યક્ષ થઈ જાય છે. ત્યાં, નહીં જાણેલી વાત જણાઈ જાય છે, નહીં અનુભવેલી વાત અનુભવાઈ જાય છે, નહીં જોયેલી વાત જોવાઈ જાય છે, નહીં સાંભળેલી વાત સંભળાઈ જાય છે અને નહીં સમજેલી વાત સમજાઈ જાય છે; કારણ કે ત્યાં પહોંચ્યા પછી બુદ્ધિ, મન, ઇન્દ્રિયો વગેરે બધું જ દિવ્ય થઈ જાય છે. અહીં સંસારમાં ભગવાનની અને તેમના ધામ વિષેની જે વાતો સંભળાય–સમજાય છે તેના કરતાં તે (પરમધામમાં સંભળાતી-સમજાતી) વાતો અત્યંત નિરાળી - વિલક્ષણ છે; કારણ કે લૌકિક બુદ્ધિ, મન અને વાણીનું ત્યાં સામર્થ્ય જ નથી. ત્યાં ગયા પછી આ બધાનો સંપૂર્ણ ભેદ - રહસ્ય ખૂલી જાય છે અને પછી તે વિષેની કોઈ પણ આશંકા રહેવા પામતી નથી. આ સમજવું એ જ ધામનું રહસ્ય સમજવું ગણાય.

આ લોકમાં ભગવાને જ્યાં અવતાર લઈને લીલા કરી છે એવાં અયોધ્યા, મથુરા, વૃંદાવન વગેરે પણ ભગવાનનાં પરમધામ માનવામાં આવ્યાં છે; કારણ કે આ ધામોમાં શ્રદ્ધા-પ્રેમપૂર્વક નિવાસ કરવાથી નિવાસ કરનારામાં ભગવાનના ગુણ આવી જાય છે તથા તેમનું તત્ત્વ-રહસ્ય સમજાઈ જવાથી મનુષ્યોમાં શ્રદ્ધા, પ્રેમ અને ભક્તિનો આવિર્ભાવ થઈ જાય છે તેમ જ આ સ્થાનોમાં મરવાથી તેમના પ્રભાવથી મનુષ્ય બધાં પાપોથી રહિત થાય છે અને મુક્ત થઈ જાય છે.

હવે ભગવાનના ગુણોના પ્રભાવ, તત્ત્વ અને રહસ્યને તથા પ્રભાવના તત્ત્વ અને રહસ્યને કેવી રીતે સમજવું જોઈએ એ બતાવવામાં આવે છે.

## ભગવાનના ગુણોનો પ્રભાવ

ભગવાનના ક્ષમા, દયા, પ્રેમ વગેરે દિવ્ય ગુણોનું શ્રવણ, મનન, ચિંતન, વર્ણન, ગાન વગેરે કરવાથી મનુષ્યમાં તે સમસ્ત ગુણોનો આવિર્ભાવ થઈ જાય છે તથા તે સમસ્ત દોષોથી રહિત થાય છે અને પરમાત્માને પ્રાપ્ત કરી લે છે. આ ગુણોનો પ્રભાવ છે.

## ભગવાનના ગુણોનું તત્ત્વ

ભગવાનના સમસ્ત ગુણો દિવ્ય અને ચિન્મય છે તથા ભગવાનથી અભિન્ન છે. ત્યાં ગુણ અને ગુણીનો ભેદ નથી. આ જાણવું એ જ ભગવાનના ગુણોના તત્ત્વને જાણવું ગણાય.

## ભગવાનના ગુણોનું રહસ્ય

ભગવાનના દયા, પ્રેમ વગેરે ગુણોમાં આ રહસ્ય જોવું જોઈએ કે ભગવાનના દયા, પ્રેમ વગેરે ગુણો નિર્હેતુક અને વિશુદ્ધ હોય છે; તેમનામાં કાયરતા, મમતા, કામના, લજ્જા, સ્વાર્થ, ભય વગેરે દોષો હોતા નથી. આ જ રીતે તેમના બધા જ ગુણો નિર્હેતુક, અનંત, દિવ્ય અને વિશુદ્ધ હોય છે. ગુણોના આ રહસ્યને જે સમજી જાય છે તે મનુષ્ય પછી તો તે પરમાત્માના જ શરણમાં ચાલ્યો જાય છે,

તેમની જ સાથે અનન્ય પ્રેમ કરે છે તથા તેને પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે. વિભીષણ પણ ભગવાનની દયા, પ્રેમ વગેરેનો યશ (મહિમા) સાંભળીને, તેમનું રહસ્ય જાણીને જ તેમના શરણમાં ગયા હતા. તેમણે સ્વયં આ વાત કહી છે –

**શ્રવન સુજસુ સુનિ આયઉઁ પ્રભુ ભંજન ભવ ભીર।**
**ત્રાહિ ત્રાહિ આરતિ હરન સરન સુખદ રઘુબીર॥**

(રામચરિતમાનસ, સુંદરકાંડ - ૪૫)

તથા ઉપર્યુક્ત ગુણોના રહસ્યને સમજનારો પછી તો પોતે પણ તેવો જ બની જાય છે. ભગવાને ભક્તોનાં લક્ષણો બતાવતાં ગીતામાં કહ્યું છે કે તેમનામાં દયા, પ્રેમ, ક્ષમા, નિર્મમતા (મમતા-રહિતતા), નિરહંકારિતા, સમતા વગેરે ગુણો સ્વાભાવિક જ આવી જાય છે. (ગીતા - ૨/૧૩)

સંસારમાં જેટલાં છે તે બધાં (યાવન્માત્ર) પ્રાણીઓમાં જેટલા પણ ગુણો દેખાઈ રહ્યા છે તે બધા તે ગુણસાગર પરમાત્માના દિવ્ય ગુણોના એક અંશની જ ઝલક છે. આ પ્રમાણે સમજવું એ જ ભગવાનના ગુણોના રહસ્યને સમજવું ગણાય.

## ભગવાનના પ્રભાવનું તત્ત્વ

ભગવાનના બળ, ઐશ્વર્ય, શક્તિ વગેરે જે પણ પ્રભાવ છે તે ભગવાનથી અભિન્ન છે. જેમ અગ્નિનો પ્રકાશવું, બાળવું વગેરે પ્રભાવ અગ્નિથી અભિન્ન છે તેવી જ રીતે ભગવાનનો પ્રભાવ ભગવાનથી અભિન્ન છે. આ જાણવું એ જ ભગવાનના પ્રભાવના તત્ત્વને જાણવું ગણાય.

## ભગવાનના પ્રભાવનું રહસ્ય

અગ્નિ સૂર્ય અને ચંદ્રમામાં જે તેજ છે તથા સંસારમાં વિભૂતિયુક્ત, તેજયુક્ત, કાન્તિયુક્ત જે કંઈ પણ પદાર્થો છે તે તમામે તમામ ભગવાનના પ્રભાવના એક અંશનું પ્રગટ થવું છે. ભગવાન ગીતામાં કહે છે –

યદાદિત્યગતં તેજો જગદ્ભાસયતેઽખિલમ્ ।
યચ્ચન્દ્રમસિ યચ્ચાગ્નૌ તત્તેજો વિદ્ધિ મામકમ્ ॥

(ગીતા - ૧૫/૧૨)

'સૂર્યમાં રહેલું તેજ સમસ્ત જગતને પ્રકાશિત કરે છે તથા જે તેજ ચંદ્રમામાં છે અને જે અગ્નિમાં છે તેને તું મારું જ તેજ જાણ.'

તથા

યદ્યદ્વિભૂતિમત્સત્ત્વં શ્રીમદૂર્જિતમેવ વા ।
તત્તદેવાવગચ્છ ત્વં મમ તેજોંઽશસમ્ભવમ્ ॥

(ગીતા - ૧૦/૪૧)

'જે જે પણ વિભૂતિયુક્ત એટલે કે ઐશ્વર્યયુક્ત, કાન્તિયુક્ત અને શક્તિયુક્ત પદાર્થ છે તેને તેને તું મારા તેજના અંશની જ અભિવ્યક્તિ જાણ.'

હવે ઉપર બતાવેલા પદાર્થોના સેવનની વિધિ અંગે વિચાર કરીએ છીએ.

ભગવાનાં નામ, રૂપ, લીલા, ધામ, ગુણ, પ્રભાવ, તત્ત્વ, રહસ્યની અમૃતસભર કથાઓનું શ્રદ્ધા[૧], પ્રેમ[૨] અને નિષ્કામભાવ[૩]-પૂર્વક ભગવાનના પ્રેમી ભક્તો વડે શ્રવણ કરવું અને શ્રવણ કરીને, જેમ

૧. ઈશ્વર, મહાત્માઓ, શાસ્ત્રો અને પરલોકમાં, ભક્તિપૂર્વક પ્રત્યક્ષની જેમ વિશ્વાસ હોવો એનું નામ 'શ્રદ્ધા' છે. શ્રદ્ધેયમાં જ્યારે શ્રદ્ધા થઈ જાય છે ત્યારે મનુષ્ય તે શ્રદ્ધાના સંકેત, મન અને આજ્ઞા અનુસાર જ વર્તે છે. તેનામાં તેને મહાન શાન્તિ અને આનંદ મળે છે તેમ જ તેનું પાલન નહીં કરવું એવું તો તેના વડે બની જ શકતું નથી; પરંતુ જો કોઈ કારણને લીધે આજ્ઞાપાલન ન થાય તો તેને માટે તે મૃત્યુ-તુલ્ય હોય છે.

૨. પોતાના પ્રેમાસ્પદની ક્યારેય વિસ્મૃતિ ન થાય અને તેના વિયોગમાં, જળના વિયોગમાં જેમ માછલી તરફડે છે તેમ તલપવા લાગી જવું એનું નામ 'પ્રેમ' છે.

૩. અહંતા, મમતા, આસક્તિનો સર્વથા અભાવ થઈ જવો અને કોઈ પણ પ્રકારની તૃષ્ણા, ઇચ્છા, સ્પૃહા, વાસના, કામના વગેરેનું નહીં રહેવું એનું નામ 'નિષ્કામભાવ' છે.

વીણા સાંભળવાથી હરણ મુગ્ધ થઈ જાય છે તેવી જ રીતે પ્રેમમાં મુગ્ધ થઈ જવું તેમ જ રોમાંચ, અશ્રુપાત, કંઠરુંધામણ, હૃદયની પ્રફુલ્લતા વગેરે થવાં – આ જ *કાનો વડે* ઉપર્યુક્ત પદાર્થોનું સેવન કરવું ગણાય. તેથી જ્ઞાની ભક્તોની પાસે જઈને તેમને સાષ્ટાંગ પ્રણામ કરીને, સેવા-શુશ્રૂષા કરીને તથા નિષ્કપટભાવે પ્રશ્ન પૂછીને તેમની પાસેથી ભગવદ્‌વિષયક ઉપર્યુક્ત વાતો સાંભળવી જોઈએ.

ગીતા, રામાયણ, ભાગવત વગેરે સત્-શાસ્ત્રોમાં લખેલી ભગવાનની તેમનાં નામ, રૂપ, લીલા, ધામ, ગુણ, પ્રભાવ, તત્ત્વ, રહસ્યની અમૃતસભર વાતોનો અર્થ, ભાવ અને વિવેચનપૂર્વક શ્રદ્ધા, પ્રેમ અને નિષ્કામભાવથી સ્વાધ્યાય કરવો; સંસારને આંખો વડે ભગવાનના સ્વરૂપમાં જોવો; ભગવાનનાં સ્વરૂપો, ચિત્રો, મૂર્તિઓ, લીલા વગેરેને ચકોર (ચાતક-પક્ષી)ની જેમ એકીટસે જોવાં તથા માતા-પિતા, સ્વામી-સુહૃદ, આચાર્ય, અતિથિ, જ્ઞાની, મહાત્મા, ભગવદ્‌ભક્ત વગેરે મનુષ્યોને ભગવાનનાં સ્વરૂપ સમજીને તેમનાં દર્શન કરવાં તેમ જ એમ કરતાં-કરતાં રોમાંચ, અશ્રુપાત, કંઠ-રુંધામણ અને હૃદયની પ્રફુલ્લતા થતાં પ્રેમમાં મુગ્ધ થઈ જવું – આ બધું *નેત્રો વડે* ઉપર્યુક્ત પદાર્થોનું સેવન કરવું ગણાય.

સાંભળેલી, વાંચેલી અને સમજેલી ભગવાનનાં નામ, રૂપ, લીલા, ધામ, ગુણ, પ્રભાવ, તત્ત્વ, રહસ્યની અમૃતસભર કથાઓનું એકાંત અને પવિત્ર સ્થાને આરામપૂર્વક સ્થિર આસન પર બેસીને શ્રદ્ધા-પ્રેમ અને નિષ્કામભાવ-પૂર્વક વિવેક-વૈરાગ્યયુક્ત* ચિત્તથી મનન કરવું

* સત્-અસત્ અને નિત્ય-અનિત્ય વસ્તુના વિવેચનનું નામ 'વિવેક' છે. વિવેક સંપન્ન થવાથી મનુષ્ય પ્રત્યેક પરિસ્થિતિ અને પદાર્થમાં પ્રતિક્ષણ આત્મા અને અનાત્માનું વિશ્લેષણ કરતો રહીને પરમાત્માના તત્ત્વનું વારંવાર મનન કરે છે. વૈરાગ્યની વ્યાખ્યા મહર્ષિ પતંજલિએ યોગદર્શનમાં આ પ્રમાણે કરી છે –

**દૃષ્ટાનુશ્રવિકવિષયવિતૃષ્ણસ્ય વશીકારસંજ્ઞા વૈરાગ્યમ્ ।**

(યોગદર્શન - ૧/૧૫)

તથા દિવ્ય સ્તોત્રો અને પદો વડે મનથી ભગવાનની સ્તુતિ-પ્રાર્થના કરવી, પૂજા-નમસ્કાર વગેરે કરવાં, હરતાં-ફરતાં, ઊઠતાં-બેસતાં, ખાતાં-પીતાં – બધાં કામ કરતાં કરતાં હરહંમેશ ઉપર્યુક્ત વાતોનું મનન કરવું; સૂવાના સમયે ઉપર્યુક્ત ભાવોથી ભાવિત થઈને તેમનું મનન કરતા રહેવું અને મનથી સૌને ભગવાનનું સ્વરૂપ સમજતા રહીને ભગવાનનું ચિંતન કરવું તથા આ પ્રમાણે કરતા રહીને દેહનું પણ સાનભાન ભૂલીને તન્મય થઈ જવું તેમ જ રોમાંચ, અશ્રુપાત, કંઠ-રુંધામણ, હૃદયની પ્રફુલ્લતા તથા મુગ્ધતા થઈ જવાં – આ બધું *મન* વડે ઉપર્યુક્ત પદાર્થોનું સેવન કરવું ગણાય.

ભગવાનનાં નામ, રૂપ, લીલા, ધામ, ગુણ, પ્રભાવ, તત્ત્વ, રહસ્યની અમૃતમયી વાતોનું શ્રદ્ધા અને પ્રેમપૂર્વક નિષ્કામભાવથી પોતે મધુર વાણીથી કીર્તન કરવું; કથા-વ્યાખ્યાન વગેરે વડે બીજાઓને સંભળાવવી; દિવ્ય સ્તોત્રો અને પદો વડે સ્તુતિ-પ્રાર્થના કરવી તથા સૌમાં ભગવદ્ભાવ રાખીને સૌની સાથે હિતપૂર્ણ સત્ય, પ્રિય, મધુર, કોમળ વાણીથી વાર્તાલાપ કરવો તેમ જ આ પ્રમાણે કરતાં કરતાં રોમાંચ, અશ્રુપાત, કંઠરુંધામણ, હૃદયની પ્રફુલ્લતા વગેરે થવું અને એમ પ્રેમમાં મુગ્ધ થઈ જવું - આ બધું *વાણી* વડે ઉપર્યુક્ત પદાર્થોનું સેવન કરવું ગણાય.

ઉપર્યુક્ત પ્રકારે સાધન કરવાથી સાધકને, ઈષ્ટદેવનું જે રૂપમાં તે દર્શન કરવા ઇચ્છે છે તે જ રૂપમાં દર્શન થઈ જાય છે. તે સમયે તેની વિલક્ષણ દશા થઈ જાય છે; તે પ્રેમ, આનંદ અને આશ્ચર્યમાં મુગ્ધ થઈ જાય છે; તેને ભગવાન સિવાય પોતાની જાતનું પણ જ્ઞાન રહેતું નથી; તે પરમાત્માને જ અનિમેષ નેત્રે (એકીટસે) જોવા લાગે

'સ્ત્રી ધન, ભવન (ઘર), માન-મોટાઈ વગેરે આ લોકના અને સ્વર્ગ વગેરે પરલોકના સમસ્ત વિષયોમાં તૃષ્ણારહિત થયેલી ચિત્તની જે વશીકાર-અવસ્થા હોય છે તેનું નામ 'વૈરાગ્ય છે.'

છે; તેનાં નેત્રો પલકારોય મારતાં નથી તથા ભગવાનનાં સાક્ષાત્ દર્શન, સ્પર્શ, વાર્તાલાપ વગેરે કરવાથી તેને રોમાંચ થવા લાગે છે; ગળું રુંધાઈ જાય છે; આંખોમાંથી આંસુ વહેવા લાગે છે અને વાણી ગદ્ગદ થઈ જાય છે. તેના આનંદનો પારાવાર રહેતો નથી. તે પરમાનંદમાં નિમગ્ન થઈ જાય છે;[૧] તથા તેનું મન અને તેની આંખો જ્યાં જાય છે ત્યાં તેને ભગવાન જ દેખાય છે. ભગવાન તેના મનમાંથી અને આંખોમાંથી ક્યારેય અદૃશ્ય થતા નથી;[૨] અને આ પ્રમાણે સર્વત્ર ભગવદ્બુદ્ધિ થઈ જવાને કારણે તેનામાં અદ્ભુત સમતા આવી જાય છે. સમસ્ત પદાર્થો, ભાવો, ઘટનાઓ, ક્રિયાઓ અને પરિસ્થિતિઓમાં તથા સમસ્ત પ્રાણીઓમાં તેની વિલક્ષણ સમતા થઈ જાય છે.[૩] તે સગુણ-નિર્ગુણ, સાકાર-નિરાકાર, વ્યક્ત-અવ્યક્તસ્વરૂપ પરમાત્મા જેવા અને જે પ્રભાવવાળા છે તેમને તે યથાર્થરૂપે તત્ત્વથી જાણી

---

૧. કંસની આજ્ઞાથી અક્રૂરજી જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ અને બળરામજીને લઈ આવવા માટે ગોકુળ ગયા ત્યારે ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન કરતાં તેમની જે દશા થઈ તેનું વર્ણન કરતાં ભાગવતકાર કહે છે –

**ભગવદ્દર્શનાહ્લાદવાષ્પપર્યાકુલેક્ષણઃ ।**
**પુલકાચિતાઙ્ગ ઔત્કણ્ઠ્યાત્ સ્વાખ્યાને નાશકન્નૃપ ॥**

(શ્રીમદ્ભાગવત - ૧૦/૩૮/૩૫)

'હે રાજન્! ભગવાનના દર્શનના આહ્લાદથી તેમની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં, શરીર પુલકિત થઈ ગયું અને ગળું ભરાઈ આવવાને કારણે તેઓ પોતાનો પરિચય પણ આપી શક્યા નહીં.'

૨. ભગવાને કહ્યું છે –

**યો માં પશ્યતિ સર્વત્ર સર્વં ચ મયિ પશ્યતિ ।**
**તસ્યાહં ન પ્રણશ્યામિ સ ચ મે ન પ્રણશ્યતિ ॥**

(ગીતા - ૬/૩૦)

'જે મનુષ્ય સમસ્ત ભૂત-પ્રાણીઓમાં સૌના આત્મારૂપ મુજ વાસુદેવને જ વ્યાપ્ત જુએ છે અને સમસ્ત ભૂત-પ્રાણીઓને મુજ વાસુદેવની અંતર્ગત જુએ છે તેના માટે હું અદૃશ્ય હોતો નથી અને તે મારે માટે અદૃશ્ય હોતો નથી.'

૩. ભગવાને ભક્તનાં લક્ષણો બતાવતાં કહ્યું છે –

જાય છે. પછી તે સઘળા સંશયો, ભ્રમો, અજ્ઞાન અને પાપોમાંથી હંમેશ માટે મુક્ત થઈ જાય છે. તેને માટે કોઈ પણ કર્તવ્ય (કરવા યોગ્ય, કાર્ય) કે જ્ઞાતવ્ય (જાણવા યોગ્ય, જ્ઞાન) બાકી રહેતું નથી. તે હરહંમેશ પરમાત્મામાં જ તલ્લીન રહે છે. તેની તમામ ચેષ્ટાઓ પરમાત્મામાં જ થાય છે. ભગવાને કહ્યું છે –

**સર્વભૂતસ્થિતં યો માં ભજત્યેકત્વમાસ્થિતઃ ।**
**સર્વથા વર્તમાનોઽપિ સ યોગી મયિ વર્તતે ॥**

(ગીતા - ૬/૩૧)

'જે મનુષ્ય એકીભાવમાં સ્થિત થઈને સઘળાં ભૂત-પ્રાણીઓમાં આત્મારૂપે સ્થિત થઈને સચ્ચિદાનંદ વાસુદેવને ભજે છે તે યોગી બધી રીતે વર્તતો હોવા છતાં પણ મારામાં જ વર્તે છે.'

આવા મહાપુરુષોના દર્શન, ભાષણ, સ્પર્શ, ચિંતન (અને એમની સાથે) વાર્તાલાપ કરવાથી મનુષ્ય પવિત્ર બની જાય છે. ભાગવતમાં રાજા પરીક્ષિતે શુકદેવજી પ્રત્યે પોતાના શ્રદ્ધાપૂર્ણ ઉદ્‌ગારો વ્યક્ત કરતાં કહ્યું છે –

**યેષાં સંસ્મરણાત્ પુંસાં સદ્યઃ શુદ્ધ્યન્તિ વૈ ગૃહાઃ ।**
**કિં પુનર્દર્શનસ્પર્શપાદશૌચાસનાદિભિઃ ॥**

---

**સમઃ શત્રૌ ચ મિત્રે ચ તથા માનાપમાનયોઃ ।**
**શીતોષ્ણસુખદુઃખેષુ સમઃ સઙ્ગવિવર્જિતઃ ॥**
**તુલ્યનિન્દાસ્તુતિર્મૌની સન્તુષ્ટો યેન કેનચિત્ ।**
**અનિકેતઃ સ્થિરમતિર્ભક્તિમાન્મે પ્રિયો નરઃ ॥**

(ગીતા - ૧૨/૧૮-૧૯)

'જે શત્રુ કે મિત્રમાં તથા માન કે અપમાનમાં સમ છે; ઠંડી-ગરમી, સુખ-દુઃખ વગેરે દ્વંદ્વોમાં સમ છે અને આસક્તિરહિત છે; જે નિંદા-સ્તુતિને સમાન સમજનાર છે, મનનશીલ છે અને ગમે તે પ્રકારે પણ શરીરનો નિર્વાહ થતાં સદૈવ સંતુષ્ટ છે અને રહેવાના સ્થાનમાં મમતા અને આસક્તિ વિનાનો છે તે સ્થિરબુદ્ધિવાળો ભક્તિમાન મનુષ્ય મને પ્રિય છે.'

**સાન્નિધ્યાત્તે મહાયોગિન્ પાતકાનિ મહાન્ત્યપિ ।**
**સદ્યો નશ્યન્તિ વૈ પુંસાં વિષ્ણોરિવ સુરેતરાઃ ॥**

(શ્રીમદ્‌ભાગવત - ૧/૧૯/૩૩-૩૪)

'હે ભગવાન! જેમના સ્મરણમાત્રથી તરત જ મનુષ્યોનાં ઘર પવિત્ર થઈ જાય છે તેવા આપનાં દર્શન, સ્પર્શ, પાદપ્રક્ષાલન અને આસનદાન વગેરેનો સુ-અવસર મળવાથી તો કહેવાનું જ શું હોય? હે મહાયોગી! તમારા સાન્નિધ્યથી મનુષ્યોનાં ભારેમાં ભારે પાપ પણ આ રીતે તરત જ નષ્ટ થઈ જાય છે, જેમ કે વિષ્ણુ ભગવાનની સામે દૈત્યો ઊભા રહી શકતા નથી.'

આવા મહાપુરુષો જ્યાં વિચરણ કરે છે તે સ્થાન તીર્થ થઈ જાય છે અને ત્યાંનું વાતાવરણ પવિત્ર થઈ જાય છે. શ્રીનારદજીએ કહ્યું છે –

**તીર્થીકુર્વન્તિ તીર્થાનિ સુકર્મીકુર્વન્તિ કર્માણિ સચ્છાસ્ત્રીકુર્વન્તિ શાસ્ત્રાણિ ।**

(નારદભક્તિસૂત્ર - ૬૯)

'તેઓ પોતાના પ્રભાવથી તીર્થોને સુતીર્થ બનાવે છે, કર્મોને સુકર્મ બનાવે છે અને શાસ્ત્રોને સત્-શાસ્ત્ર બનાવી દે છે.'

એટલે કે તેઓ જ્યાં રહે છે તે જ સ્થાન તીર્થ બની જાય છે અથવા તેમના રહેવાથી તીર્થનું તીર્થત્વ સ્થાયી અને ઉજ્જ્વળ બની જાય છે. તેઓ જે કર્મો કરે છે તે જ કર્મો સુકર્મ બની જાય છે, તેમની વાણી જ શાસ્ત્ર છે અને તેઓ જે શાસ્ત્રને મહત્ત્વ આપીને અપનાવે છે તેને જ સત્-શાસ્ત્ર સમજવામાં આવે છે.

તથા

**કુલં પવિત્રં જનની કૃતાર્થા**
**વસુન્ધરા પુણ્યવતી ચ તેન ।**

**અપારસંવિત્સુખસાગરેઽસ્મિ-**
**લ્લીનં પરે બ્રહ્મણિ યસ્ય ચેતઃ ॥**

(સ્કંદપુરાણ, મા. કૌ. ખંડ - ૫૫/૧૪૦)

'જેનું ચિત્ત આ અપાર જ્ઞાનસ્વરૂપ સુખસાગર પરબ્રહ્મમાં લીન છે તેનાથી કુળ પવિત્ર, માતા, કૃતાર્થ અને પૃથ્વી પુણ્યવતી થઈ જાય છે.'

શ્રીતુલસીદાસજીએ તો ત્યાં સુધી કહી દીધું છે કે –

**મોરેં મન પ્રભુ અસ બિસ્વાસા । રામ તે અધિક રામ કર દાસા ॥**
**રામ સિંધુ ઘન સજ્જન ધીરા । ચંદન તરુ હરિ સંત સમીરા ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૧૧૯/૮-૯)

તેથી જ મનુષ્ય માટે એ યોગ્ય છે કે તે આવી સ્થિતિ પ્રાપ્ત કરવા માટે ઉપર કહ્યા પ્રમાણે ભગવાનનાં નામ, રૂપ, લીલા અને ધામના ગુણ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્યનું કાન, નેત્ર, મન અને વાણી વડે શ્રદ્ધા-ભક્તિપૂર્વક નિષ્કામભાવે તત્પરતા સાથે નિત્ય-નિરંતર સેવન કરે.



# પતન અથવા ઉત્થાનમાં મનુષ્ય સ્વતંત્ર છે

મનુષ્ય સઘળાં સાંસારિક દુઃખો અને સમસ્ત દોષોથી હંમેશ માટે સર્વથા સંબંધ-રહિત થઈને પરમાનંદ અને પરમશાંતિ-સ્વરૂપ નિત્ય વિજ્ઞાનાનંદઘન પરમાત્માને પ્રાપ્ત કરી શકાય એ માટે ગીતા વગેરે શાસ્ત્રોમાં ઘણાંબધાં સાધનો બતાવવામાં આવ્યાં છે; વધુમાં કહેવામાં આવ્યું છે કે તે પરમપદ-સ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ સુગમ હોવાને કારણે જલદી થઈ શકે છે. આ વાત વિવેક-વિચારથી સમજાય છે, પરંતુ તેમ છતાં તે કાર્યાન્વિત નહીં થવાને કારણે મુશ્કેલી જણાય છે, કે જેથી નિરાશા જેવું થઈ જાય છે અને સાધનની ગતિ તીવ્ર, સંતોષજનક અને નિરંતર એકસરખી રહેતી નથી. આનું કારણ શું છે? ને ઉપાય શો છે? – આ પ્રમાણેના પ્રશ્નો ઘણાબધા સાધકો પૂછતા રહે છે. આનો ઉત્તર એ છે કે શાસ્ત્રો અને મહાપુરુષોના તત્ત્વ અને રહસ્યને વાસ્તવમાં યથાર્થપણે નહીં સમજવાને કારણે સાધ્ય અને સાધનમાં સંપૂર્ણપણે શ્રદ્ધા અને વિશ્વાસ થતાં નથી. શ્રદ્ધા અને વિશ્વાસની આ ઊણપને કારણે જ સાધનમાં રુચિ ઓછી થઈ જાય છે. એનાથી નિરાશા જન્મે છે અને સાધન કરવાની નિરંતર તત્પરતા રહેતી નથી.

આને માટે સાધકે સૌપ્રથમ તો સાધ્ય વસ્તુના તત્ત્વ-રહસ્યને સત્સંગ અને સત્-શાસ્ત્રો દ્વારા વિધિપૂર્વક સારી રીતે સમજી લઈને ધારણ કરવું જોઈએ. અને બીજું એ સમજવું જોઈએ કે તે પરમાત્મા કરતાં ઉત્તમ અન્ય કોઈ પણ સાધ્ય વસ્તુ નથી. તેમની પ્રાપ્તિ થયા વિના આ દુઃખસાગરમાંથી જીવનો છુટકારો થઈ શકતો નથી અને સંસારમાંથી છુટકારો થયા વિના જીવને નિત્ય (કાયમી) પરમશાંતિ મળી જ શકતી નથી. તેથી સાધ્યસ્વરૂપ પરમાત્માને લક્ષ્ય બનાવીને શાસ્ત્રોમાં નિર્દેશ કરેલા માર્ગોમાંથી કોઈ એક માર્ગ અનુસાર સાવધાની અને તત્પરતાપૂર્વક વર્તવું જોઈએ. તો જ મનુષ્ય પ્રાપણીય અર્થાત્ પ્રાપ્ત કરવાને પાત્ર મહાન તત્ત્વરૂપ પરમાત્માને પ્રાપ્ત કરી શકે છે.

માની લો, એક માણસ કલકત્તાથી કાશી જવા ઇચ્છે છે અને ત્યાં સુધીનો માર્ગ સાફ (નિરવરોધ) છે તથા સાધન (વાહન) પણ મોટરગાડીનું, તેની પાસે છે. મોટરના આગળના ભાગે વીજળીની બે લાઈટો પણ લાગેલી છે, કે જે બરાબર બે ફર્લાંગ સુધીનો આગળ નો આગળ રસ્તો બતાવતી રહે છે. પરંતુ ઘોર અંધકારભરી રાત્રિનો સમય છે અને સડક (રસ્તા)ની અડખે-પડખે બંને બાજુએ ખાઈ અને જંગલ છે તથા તે મુસાફર પોતે જ મોટર-ચાલક છે. તેથી તે સાવધાની સાથે તત્પરતાપૂર્વક મોટર ચલાવે તો સત્વરે ગન્તવ્ય સ્થાને પહોંચી શકે છે; પરંતુ તે મદ્યપાન કરીને પ્રમત્ત થઈને અસાવધાનીથી મોટર ચલાવે તો માર્ગની અડખે-પડખેનાં ખાઈ અને જંગલમાં પડીને મોટા ખતરામાં (જોખમમાં) પડી જાય છે.

આ એક દૃષ્ટાંત છે. એનો અભિપ્રાય એ સમજવો જોઈએ કે અહીં સાધન-વિષયમાં પરમાત્માનું પરમધામ જ કાશી છે. આ સંસારમાંથી નીકળીને પરમાત્માને પ્રાપ્ત કરવાનો ઇચ્છુક મનુષ્ય જ કાશી જવાની ઇચ્છાવાળો માણસ છે. કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ – આ ત્રણે જ નિષ્કંટક, સાફ અને સુગમ સડક (માર્ગ) છે. મનુષ્યશરીર જ મોટરગાડી છે. તેમાં આગળ ને આગળ બરાબર રસ્તો બતાવનાર વિવેક અને વિચાર જ મોટરગાડીમાં લાગેલી બે લાઈટો છે. અજ્ઞાનપૂર્ણ મોહમાયા જ ઘોર અંધકારભરી રાત્રિ છે. દુર્ગુણો અને દુરાચાર જ માર્ગની બંને બાજુનાં ખાઈ અને જંગલ છે. સ્વયં સાધક જ મોટરચાલક છે. સાવધાનીથી તીવ્રતાપૂર્વક નિરંતર સાધન કરવાથી જલદી પરમધામને પામી લેવું એ જ સાવધાનીની સાથે તત્પરતાપૂર્વક માર્ગ પર મોટર ચલાવવાથી જલદી ગન્તવ્ય સ્થાને પહોંચી જવું ગણાય. પ્રમાદપૂર્વક મોહમાં પડવું એ જ મદ્યપાન કરીને પ્રમત્ત થવું ગણાય અને તજ્જનિત અસાવધાનીને કારણે દુર્ગુણો-દુરાચારમાં પતન પામવું એ જ ખાઈ અને જંગલમાં પડીને મહાન ખતરામાં પડી જવું ગણાય.

તેથી સાધકે હંમેશાં સાવધાન, જાગ્રત અને પોતાના સાધનમાં તત્પર રહેવું; સાધનમાં ઢીલાશ ક્યારે પણ નહીં આવવા દેવી. સૌપ્રથમ તો સાધકે પોતાને માટે એવો નિર્ણય કરી લેવો જોઈએ કે ગીતા વગેરે શાસ્ત્રોમાં નિર્દિષ્ટ કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ – આ ત્રણેમાંથી મારે માટે કયું સાધન (કયો માર્ગ) ઉચિત છે. એનો નિર્ણય કરવાની રીત એ છે કે તે ત્રણે માર્ગોમાંથી જે માર્ગ પોતાની શક્તિ, બુદ્ધિ અને સમજને અનુકૂળ હોય, જેમાં પોતાનાં શ્રદ્ધા-વિશ્વાસ અને રુચિ હોય તે માર્ગને પોતાને માટે નિશ્ચયપૂર્વક પસંદ કરી લેવો જોઈએ; કારણ કે તે જ તેને માટે સૌથી અધિક સુગમ, ઉત્તમ અને લાભદાયક માર્ગ છે. જ્યાં સુધી મનુષ્ય ગન્તવ્ય સ્થાનનો અને માર્ગનો નિર્ણય કરી લેતો નથી ત્યાં સુધી તે ત્યાં જઈ શકતો નથી. માર્ગનો નિર્ણય કરી લીધા પછી તે માર્ગ પર ચાલવાનું તેણે શરૂ કરી દેવું અને એવી સાવધાની રાખવી કે ક્યાંક માર્ગ છોડીને વિપરીત માર્ગ એટલે કે કુમાર્ગરૂપી ખાઈમાં ચાલ્યો ન જાય. અસાવધાનીમાં કારણભૂત છે – સંશય, ભ્રમ, અજ્ઞાન, મમતા, આસક્તિ, પ્રમાદ અને આળસ. આ જ મનુષ્યને સુખનું પ્રલોભન આપીને, મોહિત કરતો રહીને પતનની ખાઈમાં નાખી દે છે. તેથી આ બધાંનો સર્વથા ત્યાગ કરી દેવો જોઈએ; કારણ કે એમનો ત્યાગ કરવામાં મનુષ્ય સ્વતંત્ર છે.

મનુષ્ય જે કર્મને બુદ્ધિ વડે ખરાબ સમજે છે તે કર્મ કરવાનું પણ તે ઈચ્છતો નથી, તોપણ છોડી શકતો નથી; અને જે કાર્યને સારું સમજે છે તે કર્મ કરવાનું તે ઈચ્છે છે તો ખરો, તોપણ તેને તે કરી શકતો નથી. આ પ્રમાણે ત્યજી દેવાને યોગ્ય કર્મને નહીં ત્યજવું અને કરવા યોગ્ય કાર્ય નહીં કરવું – એ પ્રમાદ છે. આ પ્રમાદમાં અજ્ઞાન જ કારણભૂત છે. પણ મૂર્ખતાને લીધે મનુષ્ય તેમાં પોતાના પ્રારબ્ધને, બીજી વ્યક્તિઓને, પરિસ્થિતિ (ઘટના-સંજોગ)ને, પોતાનાં પૂર્વકૃત કર્મોને, સમજીને અથવા કેટલાક તો ઈશ્વરને પણ

કારણભૂત માની લે છે; પરંતુ આ બધામાંથી કોઈ પણ કારણભૂત નથી. આ બધી તેની નાસમજ છે. વાસ્તવમાં તે પોતે જ પોતાને માટે કારણભૂત છે; કારણ કે નહીં કરવા યોગ્ય કામ-ક્રોધ, લોભ-મોહ, રાગ-દ્વેષ વગેરે દુર્ગુણો; જૂઠ, કપટ, ચોરી, હિંસા, વ્યભિચાર વગેરે દુરાચારો; ખેલ-તમાશા, નશો વગેરે દુર્વ્યસનો અને વ્યર્થ કર્મોનો ત્યાગ કરવામાં તથા કરવા યોગ્ય ભક્તિ, જ્ઞાન, યોગ, વૈરાગ્ય, સદ્‌ગુણો-સદાચાર વગેરેનું સંપાદન કરવામાં પણ તે સ્વતંત્ર છે. પરંતુ અજ્ઞાનને લીધે દોષ બીજાઓના માથે ઓઢાડીને પોતાની સફાઈ આપે છે અર્થાત્ બચાવ કરે છે – આ જ એની ખરાબ આદત છે. કોઈ સાધક વળી એમ કહે છે કે પરમાત્માની પ્રાપ્તિ-સંબંધી યોગ, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, સદ્‌ગુણો-સદાચાર વગેરે જેટલાં સાધનો છે તેઓ મને સમજાય છે પણ ખરાં, તેમને હું હિતકારી માનું છું પણ ખરો, શ્રદ્ધા અને વિશ્વાસ પણ છે અને રુચિ પણ છે, પરંતુ તે સાધનો કરી શકતો નથી. પણ સારી પેઠે વિચાર કરવામાં આવે તો, વાસ્તવમાં તે સાધનને પરમ હિતકારી સમજ્યો જ નથી. હિતકારી નહીં સમજવામાં કારણભૂત છે શ્રદ્ધા અને વિશ્વાસની ઊણપ જ. તે ઊણપને કારણે જ સાધન કરવામાં તત્પરતા અને ઉત્સાહ હોતાં નથી. તેથી ગંભીરપણે વિચાર કરવો જોઈએ.

જ્યારે આપણે એવું સમજી લઈએ છીએ કે આ મીઠાઈમાં ઝેર ભળેલું છે, તો ભૂખ્યા હોવા છતાં પણ તે મીઠાઈ ખાવા નથી ઇચ્છતા, તેવી જ રીતે જ્યારે આપણે તે પ્રમાદને અનર્થકારી માની લઈશું તો પછી નહીં કરવા યોગ્ય કર્મો ક્યારેય કરીશું નહીં અને કરવાયોગ્ય કર્મો અવશ્ય કરીશું. ભગવાનની પ્રાપ્તિ પરમ હિતકારી માની લેવાથી અને તેના વિના આપણી ઘણી ભારે હાનિ છે એવું સમજી લેવાથી જો ભગવત્પ્રાપ્તિનું સાધન કરવામાં કોઈ પ્રકારની ત્રુટિ થાય છે કે અવરોધ આવી પડે છે તો તેને આપણે કેમ સહી શકીએ? તેને માટે આપણને ઘોર પશ્ચાત્તાપ અને દુઃખ થશે. પ્રાપ્ય વસ્તુ માટે વિરહ-

વ્યાકુળતા અને તલસાટ થશે. તેને પ્રાપ્ત કર્યા વિના આપણે રહી શકીશું નહીં. જો આવું નથી થતું તો એમાં કારણભૂત શ્રદ્ધા-વિશ્વાસની ઊણપ જ છે. એને જ કારણે રુચિની ઊણપ છે અને રુચિની ઊણપને લીધે સાધન કરવામાં ઉત્સાહ અને તત્પરતા નથી થતાં. તેથી સાધનની શિથિલતામાં મનુષ્ય પોતે જ કારણભૂત છે; અન્ય કોઈ વ્યક્તિ, પ્રારબ્ધ, પરિસ્થિતિ (સંજોગ), દેશ, કાળ, કર્મ અથવા ઈશ્વર વગેરે કોઈ પણ કારણભૂત નથી.

ઈશ્વર, મહાપુરુષો, શાસ્ત્રો વગેરે તો સાધકને મદદ કરનારાં છે. તેમની તો મનુષ્ય ઇચ્છે તેટલી મદદ લઈ શકે છે. તેમની મદદ લેવામાં પણ મનુષ્ય સ્વતંત્ર છે. પરંતુ મનુષ્ય અજ્ઞાનને લીધે ઈશ્વરને પાપ કરાવનારો માની લે છે અને એના પુરાવામાં આ શ્લોક પણ ટાંકે છે –

**જાનામિ ધર્મં ન ચ મે પ્રવૃત્તિ-**
**ર્જાનામ્યધર્મં ન ચ મે નિવૃત્તિઃ ।**
**કેનાપિ દેવેન હૃદિ સ્થિતેન**
**યથા નિયુક્તોઽસ્મિ તથા કરોમિ ॥**

(પાંડવગીતા)

‘(દુર્યોધન કહે છે –) હું ધર્મને જાણું છું, પણ મારી એમાં પ્રવૃત્તિ થતી નથી અને હું અધર્મનેય જાણું છું, પણ એમાંથી મારી નિવૃત્તિ થતી નથી; કારણ કે પોતાના હૃદયમાં સ્થિત કોઈ દેવ જે રીતે મને પ્રેરિત અને નિયુક્ત કરે છે તેવું જ હું કરું છું.’

પરંતુ આ સિદ્ધાંત દુર્યોધનનો છે, જે સર્વથા ત્યાજ્ય છે. પણ સૌથી ઉચ્ચ કોટિનો સિદ્ધાંત ગીતાનો છે કે, જેમાં સાક્ષાત્ ભગવાનનાં વચન છે. પાપ થવા બાબતે અર્જુને ભગવાનને પૂછ્યું હતું –

**અથ કેન પ્રયુક્તોઽયં પાપં ચરતિ પૂરુષઃ ।**
**અનિચ્છન્નપિ વાર્ષ્ણેય બલાદિવ નિયોજિતઃ ॥**

(ગીતા - ૩/૩૬)

'હે વૃષ્ણિવંશજ શ્રીકૃષ્ણ! તો પછી આ મનુષ્ય પોતે નહીં ઇચ્છતો હોવા છતાં પણ બળજબરીથી જોડ્યો હોય તેમ કોનાથી પ્રેરાઈને પાપનું આચરણ કરે છે?'

એના ઉત્તરમાં ભગવાને આ કહ્યું –

**કામ એષ ક્રોધ એષ રજોગુણસમુદ્ભવઃ ।**
**મહાશનો મહાપાપ્મા વિદ્ધ્યેનમિહ વૈરિણમ્ ॥**

(ગીતા - ૩/૩૭)

'રજોગુણમાંથી ઉત્પન્ન થયેલો આ કામ જ ક્રોધ છે; આ ઘણું ખાનારો એટલે કે ભોગોથી કદી નહીં ધરાનારો અને મહાપાપી છે. આને જ તું આ બાબતમાં વેરી જાણ.'

ભગવાને કામની ઉત્પત્તિ રજોગુણમાંથી થાય છે એમ બતાવ્યું અને રજોગુણ રાગ-સ્વરૂપ જ છે. ભગવાન અર્જુનને પહેલાં પણ કહી ચૂક્યા છે –

**ધ્યાયતો વિષયાન્પુંસઃ સઙ્ગસ્તેષૂપજાયતે ।**
**સઙ્ગાત્સઞ્જાયતે કામઃ કામાત્ ક્રોધોઽભિજાયતે ॥**

(ગીતા - ૨/૬૨)

'વિષયોનું ચિંતન કરનારા મનુષ્યને તે વિષયોમાં આસક્તિ જન્મે છે, આસક્તિથી તે વિષયોની કામના ઉત્પન્ન થાય છે અને કામના(ની સિદ્ધિ)માં વિઘ્ન આવી પડવાથી ક્રોધ જન્મે છે.'

અહીં એ સ્પષ્ટ કરી દેવામાં આવ્યું છે કે આસક્તિથી કામની અને કામથી ક્રોધની ઉત્પત્તિ થાય છે. બધા જ અનર્થોનું મૂળ આસક્તિ જ છે. તેથી મનુષ્યે પત્ની, પુત્ર, ધન, મકાન, કુટુંબ, શિષ્ય, મઠ-આશ્રમ, માન-મોટાઈ-પ્રતિષ્ઠા, પદ, શરીર વગેરે કોઈ પણ પ્રાણી, પદાર્થ, ક્રિયા વગેરેમાં ભૂલેચૂકેય લેશમાત્ર પણ આસક્તિ ક્યારેય કરવી જોઈએ નહીં. આ આસક્તિ માટે કારણભૂત છે અહંતા-મમતા અને અહંતા-મમતા માટે કારણભૂત છે અજ્ઞાન (અવિદ્યા).

યોગદર્શનમાં બતાવવામાં આવ્યું છે –

**અવિદ્યાસ્મિતારાગદ્વેષાભિનિવેશાઃ ક્લેશાઃ ।**
**અવિદ્યા ક્ષેત્રમુત્તરેષામ્ ॥**

(યોગદર્શન - ૨/૩-૪)

'અવિદ્યા (અજ્ઞાન), અસ્મિતા (અહંતા), આસક્તિ, દ્વેષ અને અભિનિવેશ (મૃત્યુનો ભય) – આ પાંચ ક્લેશો છે. આ પાંચ ક્લેશોમાં પાછળનાં ચારેયનું કારણ અવિદ્યા છે.' એટલે કે અવિદ્યાથી જ અહંતા, આસક્તિ, દ્વેષ અને અભિનિવેશની ઉત્પત્તિ થાય છે.

આમ, બધા ક્લેશોનું મૂળ છે અવિદ્યા (અજ્ઞાન). આ અજ્ઞાનથી જ સંશય, ભ્રમ, પ્રમાદની ઉત્પત્તિ થાય છે. અજ્ઞાનનો નાશ થાય છે યથાર્થ જ્ઞાનથી અને તે યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિ માટે શાસ્ત્રોમાં ઘણાબધા ઉપાયો બતાવવામાં આવ્યા છે. ઈશ્વરની ભક્તિ કરવાથી, ઈશ્વરની કૃપા થવાથી જ્ઞાન થાય છે. ભગવાને અર્જુનને કહ્યું છે –

**મચ્ચિતા મદ્ગતપ્રાણા બોધયન્તઃ પરસ્પરમ્ ।**
**કથયન્તશ્ચ માં નિત્યં તુષ્યન્તિ ચ રમન્તિ ચ ॥**

(ગીતા - ૧૦/૯)

'નિરંતર મારામાં મન જોડી રાખનારા અને મારામાં જ પ્રાણોને અર્પણ કરી રાખનારા ભક્તજનો, મારી ભક્તિની ચર્ચા દ્વારા પરસ્પર મારા પ્રભાવને જણાવતા રહીને તથા ગુણ અને પ્રભાવ સહિત મારું કથન કરતા રહીને જ નિત્ય-નિરંતર સંતુષ્ટ રહે છે અને મુજ વાસુદેવમાં જ રમણ કરે છે.'

**તેષાં સતતયુક્તાનાં ભજતાં પ્રીતિપૂર્વકમ્ ।**
**દદામિ બુદ્ધિયોગં તં યેન મામુપયાન્તિ તે ॥**

(ગીતા - ૧૦/૧૦)

'નિરંતર મારા ધ્યાન વગેરેમાં જોડાયેલા અને પ્રેમપૂર્વક ભજનારા તે ભક્તોને હું એવો તત્ત્વજ્ઞાનરૂપી (બુદ્ધિ)યોગ આપું છું, જેનાથી તે ભક્તો મને જ પામે છે.'

**તેષામેવાનુકમ્પાર્થમહમજ્ઞાનજં તમઃ ।**
**નાશયામ્યાત્મભાવસ્થો જ્ઞાનદીપેન ભાસ્વતા ॥**

(ગીતા - ૧૦/૧૧)

'તેમના (તે ભક્તોના) અંતઃકરણમાં રહેલો હું પોતે જ, તેમના ઉપર અનુગ્રહ કરવા માટે તેમના અજ્ઞાનજનિત અહંકારને તત્ત્વજ્ઞાનરૂપી ઝળહળતા (દેદીપ્યમાન) દીપક વડે નષ્ટ કરી દઉં છું.'

વળી, નિષ્કામભાવપૂર્વક કર્તવ્યપાલનરૂપી કર્મયોગથી પણ શુદ્ધ થયેલા અંતઃકરણમાં આપમેળે જ યથાર્થ જ્ઞાન પ્રગટ થઈ જાય છે.

**ન હિ જ્ઞાનેન સદૃશં પવિત્રમિહ વિદ્યતે ।**
**તત્સ્વયં યોગસંસિદ્ધઃ કાલેનાત્મનિ વિન્દતિ ॥**

(ગીતા - ૪/૩૮)

'આ સંસારમાં જ્ઞાનના જેવું પવિત્ર કરનારું નિઃસંદેહ બીજું કશું પણ નથી. તે જ્ઞાનને ઘણા સમય સુધી કર્મયોગના આચરણ દ્વારા શુદ્ધાન્તઃકરણ થયેલો મનુષ્ય આપમેળે જ આત્મામાં પામે છે.'

તેમ જ મહાપુરુષોએ બતાવેલા સાધન અનુસાર વર્તવાથી પણ આ યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિ તેમની કૃપાથી થઈ જાય છે.

**તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા ।**
**ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનં જ્ઞાનિનસ્તત્ત્વદર્શિનઃ ॥**

(ગીતા - ૪/૩૪)

'(હે અર્જુન!) તે જ્ઞાનને તું તત્ત્વદર્શી જ્ઞાનીજનો પાસે જઈને સમજ; તેમને યોગ્ય રીતે દંડવત્ પ્રણામ કરવાથી, તેમની સેવા કરવાથી તેમ જ કપટ છોડીને સરળભાવે પ્રશ્ન પૂછવાથી પરમાત્માને સમ્યક્પણે (સારી પેઠે) જાણનારા તે જ્ઞાની મહાત્માઓ તને તે જ્ઞાનનો ઉપદેશ કરશે.'

**યજ્જ્ઞાત્વા ન પુનર્મોહમેવં યાસ્યાસિ પાણ્ડવ ।**
**યેન ભૂતાન્યશેષેણ દ્રક્ષ્યસ્યાત્મન્યથો મયિ ॥**

(ગીતા - ૪/૩૫)

'જેને જાણ્યા પછી ફરીથી તું આ રીતે મોહ નહીં પામે, તેમ જ હે પાંડુપુત્ર! જે જ્ઞાનથી તું સમસ્ત ભૂત-પ્રાણીઓને નિઃશેષભાવે પહેલાં પોતાનામાં અને પછી મુજ સચ્ચિદાનંદઘન પરમાત્મામાં જોઈશ.'

તથા ગીતા વગેરે શાસ્ત્રોના અર્થ અને ભાવને સમજીને તેમનું અધ્યયન કરવાથી પણ યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિ થઈ જાય છે. ભગવાને જણાવ્યું છે –

**સ્વાધ્યાયજ્ઞાનયજ્ઞાશ્ચ યતયઃ સંશિતવ્રતાઃ ॥**

(ગીતા - ૪/૨૮ ઉત્તરાર્ધ)

'અહિંસા વગેરે કેટલાંયે તીક્ષ્ણ વ્રતોથી યુક્ત યત્નશીલ મનુષ્યો સ્વાધ્યાયરૂપી જ્ઞાનયજ્ઞ કરે છે.'

અને ગીતાનો સ્વાધ્યાય કરનારા માટે ભગવાન કહે છે કે જે મનુષ્ય આપણા બંનેના આ ધર્મમય સંવાદ-રૂપ ગીતાશાસ્ત્રને વાંચશે તેના દ્વારા પણ હું જ્ઞાનયજ્ઞથી પૂજિત થઈશ. (ગીતા - ૧૮/૭૦) એનાથી તેને યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિ થઈ જાય છે. આ યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિમાં મુખ્ય હેતુ (અર્થાત્ કારણભૂત) છે શ્રદ્ધા અને વિશ્વાસ. ભગવાને કહ્યું છે –

**શ્રદ્ધાવાઁલ્લભતે જ્ઞાનં તત્પરઃ સંયતેન્દ્રિયઃ ।**
**જ્ઞાનં લબ્ધ્વા પરાં શાન્તિમચિરેણાધિગચ્છતિ ॥**

(ગીતા - ૪/૩૯)

'જિતેન્દ્રય, સાધનપરાયણ અને શ્રદ્ધાવાન મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરી લે છે અને જ્ઞાન પ્રાપ્ત કરીને તે વિના વિલંબે તત્કાળ જ ભગવત્પ્રાપ્તિરૂપી પરમશાન્તિ પ્રાપ્ત કરે છે.'

પરંતુ શ્રદ્ધા વિના કરેલું સર્વ કાંઈ વ્યર્થ છે –

**અશ્રદ્ધયા હુતં દત્તં તપસ્તપ્તં કૃતં ચ યત્ ।**
**અસદિત્યુચ્યતે પાર્થ ન ચ તત્પ્રેત્ય નો ઈહ ॥**

(ગીતા - ૧૭/૨૮)

'હે પાર્થ! શ્રદ્ધા વિના કરેલો હવન, આપેલું દાન તેમ જ તપેલું તપ અને જે કંઈ પણ કરેલું કર્મ છે તે બધું અસત્ (મિથ્યા-વ્યર્થ) છે – આ પ્રમાણે કહેવામાં આવે છે. તેથી તે (કર્મ) નથી તો આ લોકમાં લાભદાયક અને નથી તો મર્યા પછી પણ લાભદાયક.' તેથી બધાં જ શુભ કર્મો શ્રદ્ધાપૂર્વક જ કરવાં જોઈએ.'

શ્રદ્ધાની પ્રાપ્તિ થાય છે અંતઃકરણની શુદ્ધિથી.

**સત્ત્વાનુરૂપા સર્વસ્વ શ્રદ્ધા ભવતિ ભારત।**
**શ્રદ્ધામયોઽયં પુરુષો યો યચ્છ્રદ્ધઃ સ એવ સઃ॥**

(ગીતા - ૧૭/૩)

'હે ભારત! સર્વે મનુષ્યોની શ્રદ્ધા તેમના અંતઃકરણને અનુરૂપ હોય છે. આ મનુષ્ય (જીવાત્મા) શ્રદ્ધામય છે તેથી જે મનુષ્ય જેવી શ્રદ્ધાવાળો છે તે સ્વયં પણ તેવો (તેવા સ્વભાવવાળો) જ છે.'

અંતઃકરણની શુદ્ધિ થાય છે વિવેક-વૈરાગ્યપૂર્વક ભક્તિ, જ્ઞાન અને યોગનું સાધન કરવાથી. તેથી મનુષ્ય માટે એ યોગ્ય છે કે તે ભક્તિ, જ્ઞાન અને યોગ પૈકીના જે સાધનમાં તેની રુચિ અને તેનો વિશ્વાસ હોય તેને જ લક્ષ્ય બનાવીને તે સાધન વિવેક-વૈરાગ્યપૂર્વક પરમ ઉત્સાહ અને તત્પરતાથી કરે.



# ભક્ત બનવાના સરળ સાધન

**યોગિનામપિ સર્વેષાં મદ્ગતેનાન્તરાત્મના ।**
**શ્રદ્ધાવાન્ભજતે યો માં સ મે યુક્તતમો મતઃ ॥**

(ગીતા - ૬/૪૭)

'સઘળા યોગીઓમાં પણ જે શ્રદ્ધાવાન યોગી મારામાં જોડાયેલા અંતરાત્માથી મને નિરંતર ભજે છે તે યોગી મને સૌથી શ્રેષ્ઠ માન્ય છે.'

પરમાત્માની પ્રાપ્તિ માટે શાસ્ત્રોમાં ભક્તિયોગ, જ્ઞાનયોગ, કર્મયોગ, અષ્ટાંગયોગ વગેરે ઘણાબધા ઉપાયો બતાવવામાં આવ્યા છે; પરંતુ ભક્તિયોગ સૌથી સુગમ હોવાને કારણે મનુષ્યો માટે સર્વોત્તમ છે, કારણ કે ભક્તિયોગમાં સ્ત્રી, પુરુષ બાળક અને બધા જ વર્ણો અને આશ્રમોના મનુષ્યોનો અધિકાર છે અને સૌને માટે તે સહજ પણ છે. (ગીતા - ૭/૧૪) કોઈ કેવો પણ પાપી કેમ ન હોય, ભગવાનની ભક્તિના પ્રભાવથી તેનો પણ સત્વરે ઉદ્ધાર થઈ જાય છે. શ્રીભગવાને કહ્યું છે –

**અપિ ચેત્સુદુરાચારો ભજતે મામનન્યભાક્ ।**
**સાધુરેવ સ મન્તવ્યઃ સમ્યગ્વ્યવસિતો હિ સઃ ॥**
**ક્ષિપ્રં ભવતિ ધર્માત્મા શશ્વચ્છાન્તિં નિગચ્છતિ ।**
**કૌન્તેય પ્રતિ જાનીહિ ન મે ભક્તઃ પ્રણશ્યતિ ॥**

(ગીતા - ૯/૩૦-૩૧)

'જો કોઈ અતિશય દુરાચારી પણ અનન્યભાવે મારો ભક્ત થઈને મને ભજે છે તો તે સાધુ જ માનવા યોગ્ય છે; કારણ કે તે યથાર્થ નિશ્ચય કરનારો છે, એટલે કે તેણે સારી પેઠે નિશ્ચય કરી લીધો છે કે પરમેશ્વરના ભજન જેવું અન્ય કશું જ નથી. તેથી તે સત્વરે ધર્માત્મા બની જાય છે અને હંમેશાં રહેનારી (શાશ્વત) પરમશાંતિ પામે છે. હે કૌન્તેય! તું નિશ્ચયપૂર્વક સત્ય જાણ કે મારો ભક્ત નાશ પામતો નથી.'

આ જ પ્રમાણે નીચમાં નીચ જાતિનો પણ ઉદ્ધાર થઈ શકે છે. શ્રીભગવાન કહે છે –

**માં હિ પાર્થ વ્યપાશ્રિત્ય યેઽપિ સ્યુઃ પાપયોનયઃ ।**
**સ્ત્રિયો વૈશ્યાસ્તથા શૂદ્રાસ્તેઽપિ યાન્તિ પરાં ગતિમ્ ॥**

(ગીતા - ૯/૩૨)

'હે પાર્થ! સ્ત્રી, વૈશ્ય, શૂદ્ર તથા પાપયોનિ ચાંડાલ વગેરે જે કોઈ પણ હોય, તેઓ મારે શરણે થઈને પરમ ગતિને જ પામે છે.'

જેનું મૃત્યુ નજીક આવી પહોંચ્યું છે તેને પણ ભક્તિના પ્રતાપથી તત્ક્ષણ પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે. ગીતામાં કહ્યું છે –

**અન્તકાલે ચ મામેવ સ્મરન્મુક્ત્વા કલેવરમ્ ।**
**યઃ પ્રયાતિ સ મદ્ભાવં યાતિ નાસ્ત્યત્ર સંશયઃ ॥**

(ગીતા - ૮/૫)

'જે મનુષ્ય અંતકાળે પણ મને જ સ્મરણ કરતો કરતો શરીર છોડી જાય છે તે મારા સાક્ષાત્ સ્વરૂપને પામે છે – એમાં કોઈ પણ સંશય નથી.'

જો કહેવામાં આવે કે જ્ઞાન વિના કલ્યાણ થઈ શકતું નથી, તો એ બરાબર છે; પરંતુ ભગવાનની ભક્તિના પ્રભાવથી તેમને જ્ઞાનની પ્રાપ્તિ પણ ભગવાનની કૃપાથી થઈ જાય છે.

ગીતામાં સ્વયં ભગવાને કહ્યું છે –

**તેષાં સતતયુક્તાનાં ભજતાં પ્રીતિપૂર્વકમ્ ।**
**દદામિ બુદ્ધિયોગં તં યેન મામુપયાન્તિ તે ॥**
**તેષામેવાનુકમ્પાર્થમહમજ્ઞાનજં તમઃ ।**
**નાશયામ્યાત્મભાવસ્થો જ્ઞાનદીપેન ભાસ્વતા ॥**

(ગીતા - ૧૦/૧૦-૧૧)

'નિરંતર મારા ધ્યાન વગેરેમાં જોડાયેલા અને પ્રેમપૂર્વક ભજનારા તે ભક્તોને હું તે તત્ત્વજ્ઞાનરૂપી (બુદ્ધિ)યોગ આપું છું, જેનાથી તેઓ

મને જ પ્રાપ્ત કરે છે. હે પાર્થ! તેમના પર અનુગ્રહ કરવા માટે, તેમના અંતઃકરણમાં રહેલો હું પોતે જ તેમના અજ્ઞાનજનિત અંધકારને પ્રકાશમય તત્ત્વજ્ઞાનરૂપી દીપક વડે નષ્ટ કરી દઉં છું.'

આનાથી એ વાત સિદ્ધ થઈ કે મનુષ્યો માટે ભગવાનની પ્રાપ્તિ ઘણી જ સુગમ છે, ભલેને પછી તેઓ જાતિ અને આચરણોથી નીચ હોય તથા ભલેને ગમે તેવા મૂર્ખ પણ કેમ ન હોય. ભગવાનમાં શ્રદ્ધા અને પ્રેમ હોવાં જોઈએ, પછી તો તેમનો ભક્તિના પ્રભાવથી સુગમતાપૂર્વક સત્વરે ઉદ્ધાર થઈ શકે છે.

ગીતા, રામાયણ, ભાગવત વગેરે ગ્રંથોમાં ભગવાનની ભક્તિનો મહિમા જોવા મળે છે તેટલો અન્ય કોઈ પણ સાધનનો મળતો નથી. તેથી સર્વોપયોગી સમજીને ભક્તિનું સાધન કરવા માટે સારી પેઠે પરિશ્રમ કરવો જોઈએ. આમ તો બધા જ યુગોમાં હંમેશાં જ ભક્તિનું સાધન સુગમ બતાવવામાં આવ્યું છે, પણ કળિયુગમાં તો એનો એથીય વિશેષ મહિમા ગાવામાં આવ્યો છે. શ્રીવેદવ્યાસજીએ કહ્યું છે –

**કલિં સભાજયન્ત્યાર્યા ગુણજ્ઞાઃ સારભાગિનઃ ।**
**યત્ર સઙ્કીર્તનેનૈવ સર્વઃ સ્વાર્થોઽભિલભ્યતે ॥**

(શ્રીમદ્‌ભાગવત - ૧૧/૫/૩૬)

'કળિયુગમાં કેવળ નામ-સંકીર્તનથી જ બધા સ્વાર્થ અને પરમાર્થ પ્રાપ્ત થઈ જાય છે, તેથી આ યુગનો ગુણ જાણનારા સારગ્રાહી શ્રેષ્ઠ મનુષ્યો કળિયુગનો ભારે આદર કરે છે.'

આ બધી વાતોથી એ સિદ્ધ થયું કે કળિયુગમાં પરમાત્માની પ્રાપ્તિ ઘણી જ સુગમતાથી-સરળતાથી સત્વરે થઈ શકે છે.

આપણા ઉપર ઈશ્વરની મોટી કૃપા છે કે આપણો જન્મ ઉત્તમ દેશમાં, ઉત્તમ કાળમાં, ઉત્તમ જાતિમાં, ઉત્તમ ધર્મમાં થયો છે. બીજી પણ આપણા ઉપર ઈશ્વરની વિશેષ કૃપા એ છે કે આપણને આવા

કળિકાળમાં અવારનવાર સત્સંગ અને સ્વાધ્યાય કરવાનો પણ અવસર મળતો રહે છે. આત્મોદ્ધાર માટે ત્રણે લોકમાં આ પૃથ્વી ઉત્તમ છે અને પૃથ્વીમાં પણ આ ભારતભૂમિ સર્વોત્તમ માનવામાં આવી છે. અગાઉના સમયમાં સમસ્ત પૃથ્વીના લોકો આ ભારતભૂમિમાં આવીને જ વિદ્યાભ્યાસ કરતા રહેતા હતા. તેથી મનુ મહારાજે કહ્યું છે –

**એતદ્દેશપ્રસૂતસ્ય સકાશાદગ્રજન્મનઃ ।**
**સ્વં સ્વં ચરિત્રં શિક્ષેરન્ પૃથિવ્યાં સર્વમાનવાઃ ॥**

(મનુસ્મૃતિ - ૨/૨૦)

'આ દેશ (ભારતવર્ષ)માં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણો પાસેથી, અખિલ ભૂમંડળમાં નિવાસ કરનારા બધા જ મનુષ્યો પોતપોતાના આચારનું શિક્ષણ લીધા કરે.'

આ જ ભારતભૂમિમાં આપણો જન્મ અને નિવાસ છે. અત્યારે કાળ પણ આપણા માટે ઘણો જ ઉત્તમ છે. કળિયુગ સઘળા દોષોની ખાણ હોવા છતાં પણ એમાં આ એક વિશેષ ગુણ છે કે એમાં ભગવાનની ભક્તિથી મનુષ્યનો અનાયાસ જ ઉદ્ધાર થઈ જાય છે. શ્રીસ્કંદપુરાણમાં બતાવ્યું છે –

**કલેર્દોષનિધેશ્ચૈવ શૃણુ ચૈકં મહાગુણમ્ ।**
**યદલ્પેન તુ કાલેન સિદ્ધિં ગચ્છન્તિ માનવાઃ ॥**

(સ્કંદપુરાણ, મા. કુમા. - ૩૫/૧૧૫)

'કળિયુગ સમસ્ત દોષોનો ભંડાર (નિધિ) છે; સાથે જ એમાં એક મહાન ગુણ પણ છે, તે સાંભળો – એમાં થોડા જ સમય સુધી સાધન કરવાથી મનુષ્યો સિદ્ધિ પ્રાપ્ત કરી લે છે.'

શ્રીતુલસીદાસજી પણ કહે છે –

**કલિજુગ સમ જુગ આન નહિં જૌં નર કર બિસ્વાસ ।**
**ગાઈ રામ ગુન ગન બિમલ ભવ તર બિનહિં પ્રયાસ ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૧૦૩ ક)

મનુષ્યશરીરમાં જ ભગવત્પ્રાપ્તિનો મુખ્યત્વે અધિકાર છે, તેથી શાસ્ત્રોમાં ઠેર-ઠેર મનુષ્યશરીરની ભારોભાર પ્રશંસા કરવામાં આવી છે. શ્રીતુલસીદાસજી કહે છે –

**બડ઼ે ભાગ માનુષ તનુ પાવા। સુર દુર્લભ સબ ગ્રંથન્હિ ગાવા॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૪૨/૪)

ધર્મો પણ જેટલા છે તેમનામાં વૈદિક સનાતન ધર્મ અનાદિ અને સર્વોત્તમ છે. આમ તો સંસારમાં ધર્મના નામે ઘણાબધા મત-મતાંતરો (સંપ્રદાયો) પ્રચલિત છે; પરંતુ જેમને કરોડો મનુષ્યો માનતા હોય એવા ચાર જ ધર્મો ધર્મના નામે આ સમયે વિશેષ પ્રચલિત છે – હિંદુધર્મ, બૌદ્ધધર્મ, મુસ્લિમધર્મ અને ઈસાઈધર્મ. એમના પર વિચાર કરી જોવાથી જે વૈદિક સનાતન હિંદુધર્મ છે તે જ સૌથી પહેલાંનો સાબિત થાય છે. શ્રીગૌતમ બુદ્ધે પ્રચલિત કરેલો બૌદ્ધધર્મ આશરે અઢી હજાર વર્ષથી પ્રચલિત છે; કારણ કે તેના પ્રચારક સ્વયં બુદ્ધદેવને થયે લગભગ એટલો જ સમય વીત્યો છે. ઈસાઈ ધર્મ પણ બે હજાર વર્ષની અંદર જ પ્રચલિત થયેલો સિદ્ધ થાય છે; કારણ કે એના પ્રચારક જે સંત ઈશુ ખ્રિસ્ત (ઈસા) છે તેમને થયે ૧૯૮૪ વર્ષ* જ થયાં છે. ઈસ્લામધર્મનો મૂળ ગ્રંથ જે કુરાન-એ-શરીફ છે તે કુરાનના પ્રકાશક હજરત મુહમ્મદને થયે પણ લગભગ ચૌદસો વર્ષ થયાં છે. પરંતુ વૈદિક સનાતન ધર્મના સમયનો નિર્ણય કોઈ પણ કરી શકતું નથી કે આ ધર્મ કેટલાં વર્ષોથી પ્રચલિત છે; કારણ કે આ અપૌરુષેય અને અનાદિ છે. આ સંસારમાં જેટલા પણ સંપ્રદાયો (મતમતાંતરો) ધર્મના નામે પ્રચલિત છે તે બધા જ ધર્મવાળાઓને આ વૈદિક ધર્મમાંથી જ મદદ મળી છે. મનુષ્યોની બુદ્ધિઓ વિલક્ષણ હોવાને કારણે વિવિધ પ્રકારના મતમતાંતરો અને સંપ્રદાયોની સૃષ્ટિ રચાઈ ગઈ; તેથી શ્રુતિ-સ્મૃતિ-કથિત જે સનાતન ધર્મ છે તેને જ સર્વોત્તમ કહેવામાં આવે તો કોઈ

* આજની તારીખે આ વર્ષાંક ૨૦૦૧ છે. – અનુવાદક

અતિશયોક્તિ નથી. આપણા આ ધર્મનાં મૂળ (જડ) મંત્ર-બ્રાહ્મણાત્મક વેદ છે. તેમની અનેક શાખાઓ હતી, જેમનામાંથી ઘણીબધીને વિધર્મીઓએ નષ્ટ કરી દીધી છે. તેમ છતાં મૂળભૂત મંત્રો અને બ્રાહ્મણો-વાળા ભાગ આજે પણ પ્રાપ્ત છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ – આ ચારે સંહિતાઓને મંત્ર-ભાગ કહે છે, જ્યારે ઐતરેય, તૈત્તિરીય, શતપથ બ્રાહ્મણ વગેરે તેમ જ બીજાં પણ મોટા ભાગનાં ઉપનિષદો એ બ્રાહ્મણ-ભાગ છે. આ વૈદિક ધર્મ અનાદિકાળથી ચાલ્યો આવે છે, તેથી આને 'સનાતન' ધર્મ માનવામાં આવ્યો છે. એવા સનાતન ધર્મને માનનારા મનુષ્યોમાં આપણો જન્મ થયો છે.

આ સિવાય, આપણને અવારનવાર અર્થાત્ સમય-સમયાંતરે સત્પુરુષોનો સંગ પ્રાપ્ત થતો રહે છે એ ભગવાનની વિશેષ દયા છે. શ્રીસ્કંદપુરાણમાં કહ્યું છે –

**તદૈવ જીવસ્ય ભવેત્કૃપા વિભો**
**દુરન્તશક્તેસ્તવ વિશ્વમૂર્તે ।**
**સમાગમઃ સ્યાન્મહતાં હિ પુંસાં**
**ભવામ્બુધિર્યેન હિ ગોષ્પદાયતે ॥**
**સત્સઙ્ગમો દેવ યદૈવ ભૂયાત્**
**તર્હીશ દેવે ત્વયિ જાયતે મતિઃ ।**

(સ્કન્દપુરાણ, વૈ. વૈ. મા. - ૧૬/૧૮-૧૯)

'હે પ્રભો! વિશ્વમૂર્તિ! જીવ પર જ્યારે અનંતશક્તિ પરમેશ્વરની કૃપા થાય છે ત્યારે જ તેને મહાપુરુષોનો સંગ મળે છે, કે જેનાથી નિશ્ચય આ સંસારસાગર ગોપદ જેવો થઈ જાય છે; તથા હે દેવ! પરમેશ્વર! જ્યારે સત્સંગ મળે છે ત્યારે જ તમ પરમદેવમાં નિશ્ચયપૂર્વક શ્રદ્ધા થાય છે.'

શ્રીતુલસીદાસજી કહે છે –

**સંત બિસુદ્ધ મિલહિં પરિ તેહી । ચિતવહિં રામ કૃપા કરિ જેહી ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૬૮/૪)

'તથા ભક્ત વિભીષણે હનુમાનજીને કહ્યું છે –

**અબ મોહિ ભા ભરોસ હનુમંતા । બિનુ હરિ કૃપા મિલહિં નહિં સંતા ॥**

(રામચરિતમાનસ, સુંદરકાંડ - ૬/૨)

આ પ્રમાણે ભગવાનની દયાથી બધા સંજોગો મળી જવા છતાં પણ આપણે ભગવાનની પ્રાપ્તિથી વંચિત રહી જઈએ તો એ આપણા માટે ઘણા જ દુઃખ અને શરમની વાત છે. શ્રીગોસ્વામીજી કહે છે –

**જો ન તરૈ ભવ સાગર નર સમાજ અસ પાઈ ।**
**સો કૃત નિંદક મંદમતિ આત્માહન ગતિ જાઈ ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૪૪)

તેથી આપણે આ અમૂલ્ય જીવન મેળવીને શરીર અને સંસારમાંથી મોહ હટાવીને તન-મન-ધનથી પરમાત્માની પ્રાપ્તિ માટે તત્પરતા સાથે પ્રાણપર્યન્ત કોશિશ કરવી જોઈએ; નહિતર આગળ જઈને ઘોર પશ્ચાત્તાપ કરવો પડશે. શ્રીતુલસીદાસજી કહે છે –

**સો પરત્ર દુઃખ પાવઇ સિર ધુનિ ધુનિ પછિતાઇ ।**
**કાલહિ કર્મહિ ઈસ્વરહિ મિથ્યા દોસ લગાઇ ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૪૩)

આ બધી વાતો વિચારીને મનુષ્યે પરમાત્માની પ્રાપ્તિ માટે શીઘ્રાતિશીઘ્ર સાધન કરવા લાગી જવું જોઈએ; કારણ કે મૃત્યુનો કોઈ ભરોસો નથી; ખબર નહીં, કયા સમયે આવી જાય.

આપણે એ સમજવું જોઈએ કે ભગવાન જ આપણા જીવનના આધાર છે, ભગવાન વિના સંસારમાં આપણા ઉદ્ધારનો કોઈ ઉપાય નથી. આપણે ભગવાન વિના જીવી શકતા નથી. આ પ્રમાણેની અત્યંત આવશ્યકતા સમજવાથી પણ ભગવાનની પ્રાપ્તિ સત્વરે થઈ શકે છે. જે મનુષ્ય આ પ્રમાણે સમજે છે તે મોટામાં મોટું સંકટ આવી પડવા છતાં પણ ભગવાનને ભુલાવી શકતો નથી. જેમ કે, રાજા ઉત્તાનપાદના પુત્ર ભક્ત ધ્રુવ ધ્યાનમાં મગ્ન હતા, તે સમયે રાક્ષસોએ અનેક વિઘ્નો

નાખ્યાં તોપણ તેઓ વિચલિત થયા નહીં, બલકે ભગવાનના ધ્યાનમાં જ મસ્ત રહ્યા. ત્યારે ભગવાને તેમને સત્વરે દર્શન આપ્યાં. ધ્રુવજીને સત્યયુગમાં જપ, તપ અને ધ્યાનના તીવ્ર અભ્યાસથી સાડા પાંચ મહિનામાં ભગવાન મળ્યા, પરંતુ આ કળિકાળમાં તો એ પ્રકારના જપ, તપ અને ધ્યાન કરવાથી ભગવાન એથીય જલદી મળી શકે છે.

શ્રીસ્કંદપુરાણમાં બતાવ્યું છે –

**દશવર્ષૈસ્તુ યત્પુણ્યં ક્રિયતે તુ કૃતે યુગે ।**
**ત્રેતાયામેકવર્ષેણ તત્પુણ્યં સાધ્યતે નૃભિઃ ॥**
**દ્વાપરે તચ્ચ માસેન તદ્દિનેન કલૌ યુગે ।***

(સ્કન્દપુરાણ બ્રા. સે. મા. - ૪૩/૩-૪)

'સત્યયુગમાં દસ વર્ષો સુધી સાધન કરવાથી મનુષ્યો જ પુણ્યનો સંચય કરે છે તે પુણ્ય તેઓ ત્રેતાયુગમાં એક વર્ષમાં, દ્વાપરયુગમાં એક મહિનામાં, જ્યારે કળિયુગમાં એક દિવસમાં જ સિદ્ધ કરી લે છે.'

**ત્રેતાયાં વાર્ષિકો ધર્મો દ્વાપરે માસિકઃ સ્મૃતઃ ।**
**યથાક્લેશં ચરન્ પ્રાજ્ઞસ્તદહ્ના પ્રાપ્યતે કલૌ ॥**

(સ્કંદપુરાણ, મા. કુમા. - ૩૫/૧૧૭)

'ત્રેતાયુગમાં એક વર્ષ સુધી અને દ્વાપરયુગમાં એક મહિના સુધી ક્લેશ સહન કરતા રહીને પણ ધર્મનું અનુષ્ઠાન કરનારા બુદ્ધિમાન મનુષ્યને જે ફળ મળે છે તે જ ફળ કળિયુગમાં એક દિવસના અનુષ્ઠાનથી મળી જાય છે.'

આ પ્રમાણે જો હિસાબ માંડીને જોવામાં આવે તો આ કળિયુગમાં, ધ્રુવની જેમ સાધન કરવાથી આશરે ત્રણ ઘડીમાં જ ભગવાન પ્રાપ્ત થઈ જવા જોઈએ. જો તમે એમ કહો છો કે 'અમે તેમની જેમ શ્વાસ રોકવામાં અસમર્થ છીએ', તો એ બરાબર છે; છતાં તમને ત્રણ ઘડીના

* આ જ આશયનો, શ્રીવિષ્ણુપુરાણના છઠ્ઠા અંશના બીજા અધ્યાયનો ૧૫મો શ્લોક પણ છે.

બદલે, શ્વાસ રોક્યા વિના સાધન કરવાથી પણ, ત્રણ દિવસમાં તો મળી જ જવા જોઈએ. જો તમે એમ કહો છો કે 'અમે ત્રણ દિવસ સુધી એક પગે ઊભા પણ રહી શકતા નથી', તો એ પણ બરાબર છે; છતાં તમને બેઠાં-બેઠાં સાધન કરવાથી ત્રણ દિવસને બદલે છ દિવસમાં તો મળી જ જવા જોઈએ. જો તમે મળ-મૂત્રનો અવરોધ તથા ભૂખ-તરસ અને નિદ્રાનો સર્વથા ત્યાગ કરી શકતા નથી તો આ બધાનો ત્યાગ કર્યા વિના પણ આઠ પહોરમાં માત્ર એક વાર દૂધ-ફળ ખાઈને જ, ધ્રુવની જેમ નામનો જપ, સ્વરૂપનું ધ્યાન જો નિરંતર કરો તોપણ ધ્રુવના જેટલા સમયમાં તો ભગવાન મળવા જ જોઈએ; નહીં તો પછી કળિયુગની વિશેષતા જ શી રહી? આ કળિયુગમાં આટલી છૂટ તો છે જ.

શ્રીતુલસીદાસજીએ પણ કહ્યું છે –

**પય અહાર ફલ ખાઇ જપુ રામનામ ષટ માસ ।**
**સકલ સુમંગલ સિદ્ધિ સબ કરતલ તુલસીદાસ ॥**

(દોહાવલી - ૫)

'છ મહિના સુધી કેવળ દૂધનો આહાર કરીને અથવા ફળાહાર કરીને રામ-નામનો જપ કરો. તુલસીદાસ કહે છે કે આમ કરવાથી બધા પ્રકારનાં સુમંગળ અને બધી સિદ્ધિઓ હથેળીમાં આવી મળે છે અર્થાત્ આપમેળે જ મળી જાય છે.'

આમાં મુખ્ય વાત એ છે કે બીજું કશું પણ ન બની શકે તો છ મહિના સુધી લગાતાર (નિરંતર) ભજન-ધ્યાનનો તાર તો નહીં જ તૂટવો જોઈએ તથા તે ભજન-ધ્યાન સકામ એટલે કે સાંસારિક પદાર્થો માટે નહીં, પણ કેવળ ભગવત્પ્રાપ્તિ માટે જ વિશ્વાસપૂર્વક નિષ્કામભાવે થવું જોઈએ.

આ છ મહિનાની વાત આપણાં શ્રદ્ધા-પ્રેમની ઊણપનું જ દિગ્દર્શન છે, નહીં તો ભગવાનમાં વિશુદ્ધ અને અનન્ય પ્રેમ થવાથી તો નિદ્રા,

ભૂખ અને તરસની પરવા જ રહેતી નથી તથા એ પછી તેને, ભગવાન સિવાય કોઈ બીજી ચીજની તો વાત જ શી, પોતાના દેહનું પણ સાન-ભાન રહેતું નથી. આવી દશા થયા પછી તો ભગવાન વિલંબ કરી શકતા નથી, તે જ સમયે મળી શકે છે; કારણ કે ભગવાનના મળવામાં સમયનો નિયમ નથી, કેવળ મળવાની તીવ્ર લગની અને ઉત્કટ ઈચ્છા થવી જોઈએ.

**લગન લગન સબ કોઈ કહૈ લગન કહાવૈ સોઈ ।**
**નારાયન જિસ લગન મેં તન મન દીજૈ ખોઈ ॥**

સગરવંશી મહારાજ વિશ્વસહના પુત્ર રાજા ખટ્વાંગની વાત શ્રીમદ્ભાગવતમાં આવે છે. તેમણે જ્યારે દેવતાઓને પૂછ્યું કે 'મારું આયુષ્ય કેટલું બાકી છે?', ત્યારે દેવતાઓએ કહ્યું કે 'તમારું આયુષ્ય બે ઘડીનું જ બાકી છે.' આ સાંભળીને રાજા બધાં કામ છોડીને પરમાત્માના ધ્યાનમાં તન્મય થઈ ગયા અને આ પ્રકારની તેમની તીવ્રતા લગનીથી બે ઘડીમાં જ તેમણે ભગવાન શ્રીહરિને પ્રાપ્ત કરી લીધા.

પરમાત્માની પ્રાપ્તિ માટે વધારે સમયની આવશ્યકતા નથી, કેવળ પરમાત્માને મળવાની તીવ્ર ઈચ્છા થવી જોઈએ; તીવ્ર ઈચ્છા થવાની સાથે જ પરમાત્મા મળી જાય છે, વિલંબ કરતા નથી. ઉદાહરણ તરીકે, કોઈ માણસ પગ લપસી જવાથી નદીના પાણીમાં ડૂબે અને તરવાનું જાણતો ન હોય તો તે પાણીમાંથી બહાર નીકળવા માટે ઘણો આતુર (વિહ્વળ) થઈ જાય છે, તરફડિયાં મારે છે અને તે સમયે તેનું બહારનું જ લક્ષ્ય લગાતાર બનેલું રહે છે, તેનો બહાર નીકળવાનો આ જે તલસાટ છે તેનું જ નામ તીવ્ર ઈચ્છા છે. આ જ રીતે જેની સંસારસાગરમાંથી બહાર નીકળવાની તીવ્ર ઈચ્છા થઈ જાય છે તથા પરમાત્મા જ જેનું નિરંતર લક્ષ્ય બનેલું રહે છે તેનો સ્વયં ભગવાન તરત જ ભવસાગરમાંથી ઉદ્ધાર કરી દે છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યું છે –

**તેષામહં સમુદ્ધર્તા મૃત્યુસંસારસાગરાત્ ।**
**ભવામિ નચિરાત્પાર્થ મય્યાવેશિતચેતસામ્ ॥**

(ગીતા - ૧૨/૭)

'હે પાર્થ! મારામાં ચિત્ત જોડનારા તે પ્રેમી ભક્તોનો હું સત્વરે મૃત્યુરૂપી સંસારસાગરમાંથી ઉદ્ધાર કરનારો થાઉં છું.'

ઉપર્યુક્ત તીવ્ર લગની અને ઉત્કટ ઇચ્છા શ્રદ્ધાપૂર્વકના અનન્ય વિશુદ્ધ પ્રેમથી જ થાય છે. જ્યારે સાધકનો ભગવાનમાં અનન્ય વિશુદ્ધ પ્રેમ થઈ જાય છે ત્યારે તેને તરત ભગવાનની પ્રાપ્તિ થઈ જાય છે. અનન્ય પ્રેમનું લક્ષણ એ છે કે તે પ્રેમાસ્પદનો વિયોગ સહી શકે નહીં, તે ભગવાનના વિરહમાં ભરતજીની જેમ વ્યાકુળ થઈ જાય અને ભગવાનના વિયોગમાં તેના પ્રાણ નીકળી જવાની તૈયારી થઈ જાય. શ્રીતુલસીદાસે ભરતજીની દશાનું વર્ણન કરતાં કહ્યું છે –

**રામ બિરહ સાગર મહઁ ભરત મગન મન હોત ।**
**બિપ્ર રૂપ ધરિ પવનસુત આઇ ગયઉ જનુ પોત ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૧ ક)

પ્રેમાસ્પદના વિયોગમાં આ પ્રકારની વિરહ-વ્યાકુળતા થઈ ગયા પછી તો ભગવાનના આવવામાં વિલંબ થતો નથી. તેથી જેમ માછલી જળના વિયોગમાં જળ (મેળવવા) માટે તરફડે છે તે જ પ્રકારનો તલસાટ આપણામાં ભગવાનને (મેળવવા) માટે થવો જોઈએ. જો તમે એમ કહો છો કે 'માછલી તો જળના વિયોગમાં તડપીને મરી જાય છે; પરંતુ તેને જળ આવીને મળતું નથી', તો એ બરાબર છે; પણ જળ તો જડ છે, ભગવાન જળની જેમ જડ નથી; તેઓ ચેતન તથા પરમ પ્રેમી અને દયાળુ છે, તેઓ ભલા, કેવી રીતે રોકાઈ શકે? તેમની તો આ પ્રતિજ્ઞા છે કે 'જેઓ મને જે રીતે ભજે છે, તેમને હું તેવી જ રીતે ભજું છું.' (ગીતા - ૪/૧૧)

જેમ ચકોર (ચાતક) પક્ષી પૂર્ણિમાના ચંદ્રને, જ્યાં સુધી ચંદ્રમા છુપાઈ જતો નથી ત્યાં સુધી એકીટસ જોતું જ રહે છે તેવી જ રીતે ભગવાનનું નિત્ય-નિરંતર ધ્યાન કરવાથી ભગવાન સહેજે જ મળી જાય છે. ભગવાન કહે છે –

**અનન્યચેતાઃ સતતં યો માં સ્મરતિ નિત્યશઃ ।**
**તસ્યાહં સુલભઃ પાર્થ નિત્યયુક્તસ્ય યોગિનઃ ॥**

(ગીતા - ૮/૧૪)

'હે પાર્થ! જે મનુષ્ય મારામાં અનન્યચિત્ત થઈને હંમેશાં જ મુજ પુરુષોત્તમનું નિરંતર સ્મરણ કરે છે તે નિત્ય-નિરંતર મારામાં યુક્ત થયેલા યોગી માટે હું સુલભ છું એટલે કે તેને સહેજે જ પ્રાપ્ત થઈ જાઉં છું.'

જો તમે કહો કે 'ચકોર પક્ષીને તો ચંદ્રમા પ્રત્યક્ષ જ સમ્મુખ છે, તેથી તેને સુગમતા છે', તો એ બરાબર છે; પરંતુ શ્રદ્ધા-ભક્તિ હોય તો આપણા માટે પણ ભગવાન પ્રત્યક્ષ જ છે અને જો શ્રદ્ધા-ભક્તિ નથી તો તેઓ પ્રત્યક્ષ અને નજીક હોવા છતાં પણ દૂર જ છે. જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ મોજૂદ (વિદ્યમાન) હતા તે સમયે તેમનામાં જેમનાં શ્રદ્ધા-ભક્તિ ન હતાં એવા દુર્યોધન વગેરે માટે ભગવાન વિદ્યમાન અને નજીક રહેલા હોવા છતાં પણ દૂર જ હતા, પ્રાપ્ત થયેલા હોવા છતાં પણ અપ્રાપ્ત હતા; પરંતુ ધ્રુવ વગેરે માટે તેઓ અપ્રાપ્ત અને દૂર રહેલા હોવા છતાં પણ, ભગવાન તેમની પરમ શ્રદ્ધા અને અનન્ય પ્રેમ હોવાને કારણે નજીક જ હતા. તેથી જે રીતે ધ્રુવજીએ દેવર્ષિ નારદજીનાં વચનોને લક્ષ્ય બનાવીને ધ્યાન કર્યું, તેવી જ રીતે આપણે ગીતા, રામાયણ, ભાગવત વગેરે ગ્રંથોનાં તથા મહાત્માઓનાં વચનો અનુસાર લક્ષ્ય બનાવીને શ્રદ્ધાપ્રેમપૂર્વક ધ્યાન કરવું જોઈએ અને ભગવાન ધ્યાનરૂપી પોતાના આ લક્ષ્યને, મોટામાં મોટાં કષ્ટ પડવા છતાં પણ પપૈયાની જેમ, છોડવું જોઈએ નહીં. જોકે બધાં જ વાદળાં વરસતાં નથી, પણ પપૈયો

સાધારણ વાદળાને જોઈને પણ 'પિઉ-પિઉ' કરવા લાગે છે અને તે વાદળાંઓમાંથી જ કોઈ વાદળ વરસી પણ જાય છે. તેવી જ રીતે આપણે પણ ભગવાનના ભક્તોને જોઈને ભગવાનને મળવાની ઈચ્છા અને આશા રાખવી જોઈએ. જ્યારે પપૈયા પર ઓળા (બરફના કરા) પડે છે અને તેની પાંખો તૂટી જાય છે, તોપણ તે પોતાની ટેક છોડતો નથી અને બુંદની આશા સેવતો રહે છે, તેવી જ રીતે આપણે ભારે કષ્ટ પડવા છતાં પણ ભગવાનના સ્વરૂપનું લક્ષ્ય છોડવું જોઈએ નહીં અને ભગવત્પ્રાપ્તિરૂપી બુંદની આશા સેવતા રહેવું જોઈએ. પપૈયાનો એ નિયમ છે કે ભલેને તેના પ્રાણ પણ ચાલ્યા જાય, પરંતુ તે વાદળાંઓમાંથી વરસતા બુંદને જ ગ્રહણ કરે છે, બીજા જળની ક્યારેય ઈચ્છા પણ કરતો નથી; તેવી જ રીતે આપણે ભગવત્પ્રાપ્તિ સિવાય સંસારના બીજા ભોગોની ક્યારેય ઈચ્છા પણ કરવી જોઈએ નહીં. આ પ્રકારની તીવ્ર ઈચ્છા તેમ જ આવશ્યકતા હોવા છતાં પણ પપૈયાને તો કદાચ જળ ન પણ મળે, પરંતુ ભગવાન તો તીવ્ર ઈચ્છાવાળા સાધકને અવશ્ય જ મળે છે; કારણ કે પપૈયાને તો જળની આવશ્યકતા છે, પણ જળ જડ હોવાને કારણે તેને તો પપૈયાની આવશ્યકતા નથી; પરંતુ જે રીતે ભક્ત ભગવાન માટે આતુર હોય છે તેવી જ રીતે ભગવાન પણ ભક્ત માટે આતુર હોય છે. ભગવાન કહે છે –

**યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્ ।**

(ગીતા - ૪/૧૧)

('જે ભક્તો મને જેવા ભાવથી ભજે છે, હું પણ તેમને તેવા જ ભાવથી ભજું છું.')

આ સિવાય ભગવાને આ પણ કહ્યું છે –

**સમોઽહં સર્વભૂતેષુ ન મે દ્વેષ્યોઽસ્તિ ન પ્રિયઃ ।**
**યે ભજન્તિ તુ માં ભક્ત્યા મયિ તે તેષુ ચાપ્યહમ્ ॥**

(ગીતા - ૯/૨૯)

'હું બધાં ભૂતપ્રાણીઓમાં સમભાવથી વ્યાપ્ત છું; નથી કોઈ મારું અપ્રિય અને નથી પ્રિય પણ. પરંતુ જે ભક્તો મને પ્રેમથી ભજે છે તેઓ મારામાં છે અને હું પણ તેમનામાં પ્રત્યક્ષ પ્રગટ છું.'

જે જ્ઞાની ભક્ત ભગવાનને નિષ્કામ પ્રેમભાવથી ભજે છે અને ભગવાન જેને અત્યંત પ્રિય છે, ભગવાનને પણ તે અત્યંત પ્રિય છે; આ ભગવાનની ઘોષણા છે –

**તેષાં જ્ઞાની નિત્યયુક્ત એકભક્તિર્વિશિષ્યતે ।**
**પ્રિયો હિ જ્ઞાનિનોઽત્યર્થમહં સ ચ મમ પ્રિયઃ ॥**

(ગીતા - ૭/૧૭)

'એમનામાંથી હંમેશાં મારામાં એકીભાવે સ્થિત, અનન્ય પ્રેમ-ભક્તિવાળો જ્ઞાની ભક્ત ઘણો ઉત્તમ છે; કારણ કે મને તત્ત્વથી જાણનારા જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું અને તે જ્ઞાની મને અત્યંત પ્રિય છે.'

તેથી આપણે ભગવાનમાં આપણો અનન્ય અને વિશુદ્ધ પ્રેમ થાય એ માટે શ્રદ્ધા-ભક્તિપૂર્વક (ભગવાનના) ધ્યાનનો નિત્ય-નિરંતર નિષ્કામભાવે અભ્યાસ કરવો જોઈએ.

આપણે અથવા તો હરહંમેશ એ પ્રકારે ભગવાનનું ધ્યાન કરવું જોઈએ કે 'જેમ વાયુ, તેજ, જળ અને પૃથ્વીમાં આકાશ વ્યાપ્ત છે તેવી જ રીતે સૌમાં ભગવાન વ્યાપ્ત છે અને સર્વ કાંઈ ભગવાનના એક અંશમાં છે.' ગીતામાં બતાવ્યું છે –

**યો માં પશ્યતિ સર્વત્ર સર્વં ચ મયિ પશ્યતિ ।**
**તસ્યાહં ન પ્રણશ્યામિ સ ચ મે ન પ્રણશ્યતિ ॥**

(ગીતા - ૬/૩૦)

'જે મનુષ્ય સમસ્ત ભૂતપ્રાણીઓમાં સહુના આત્મારૂપ મુજ વાસુદેવને જ વ્યાપ્ત જુએ છે અને સમસ્ત ભૂતપ્રાણીઓને મુજ વાસુદેવની અંતર્ગત જુએ છે તેને માટે હું અદૃશ્ય હોતો નથી અને તે મારે માટે અદૃશ્ય હોતો નથી.'

ભગવાને બતાવેલું આ ઉપર્યુક્ત સાધન નિરંતર ઉત્સાહપૂર્વક કરવું જોઈએ.

– અથવા તો વસ્તુમાત્રને ભગવાનનું સ્વરૂપ અને ક્રિયામાત્રને ભગવાનની લીલા સમજતા રહીને હરહંમેશ આનંદમાં મુગ્ધ થવું જોઈએ; કારણ કે સંસારમાં જે કંઈ પણ વસ્તુ છે, સ્વયં ભગવાન જ તેના રૂપે બનેલા છે. ઉપનિષદોમાં બતાવ્યું છે કે પહેલાં એકમાત્ર ભગવાન જ હતા, પછી તેમનામાં એવી ઈચ્છા જાગી કે 'હું ઘણા થઈ જાઉં' – **'સોઙકામયત । બહુ સ્યાં પ્રજાયેયેતિ ।** (તૈત્તિરીયોપનિષદ૦ - ૨/૬) – ત્યારે ભગવાન પોતે જ અનેક રૂપો થઈ ગયા. દ્વાપરયુગમાં જ્યારે બ્રહ્માજીએ ગોપ-બાળકો અને વાછરડાંઓને લઈ જઈને ગુફામાં સંતાડી દીધાં હતાં, તે સમયે સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ જ ગોપબાળકો અને વાછરડાંના રૂપમાં પ્રગટ થઈ ગયા હતા અને લીલા કરવા લાગ્યા હતા. શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે –

**યાવદ્વત્સપવત્સકાલ્પકવપુર્યાવત્કરાઙ્ઘ્ર્યાદિકં**
**યાવદ્યષ્ટિવિષાણવેણુદલશિગ્ યાવદ્વિભૂષામ્બરમ્ ।**
**યાવચ્છીલગુણાભિધાકૃતિવયો યાવદ્વિહારાદિકં**
**સર્વં વિષ્ણુમયં ગિરોઙઙ્ગવદજઃ સર્વસ્વરૂપો બભૌ ॥**

(શ્રીમદ્‌ભાગવત - ૧૦/૧૩/૧૯)

'જેટલાં વાછરડાંઓ અને ગોપબાળકો હતાં; જેવાં તેમનાં નાનાં-નાનાં શરીર હતાં; જેવાં હાથ-પગ વગેરે અંગો હતાં; જેવી અને જેટલી તેમની છડીઓ, શીંગડાં, વાંસળીઓ, પટ્ટા અને છીંકાં હતાં; જેવાં અને જેટલાં તેમનાં વસ્ત્રો, આભૂષણો હતાં; જેવાં તેમનાં શીલ, સ્વભાવ, ગુણ, નામ, આકૃતિ અને ઉંમર હતાં અને જેવું તેમનું ચાલવું-ફરવું વગેરે હતું – બરાબર તેવાં ને તેવાં અને તેટલાં જ રૂપોમાં સર્વસ્વરૂપ અજન્મા ભગવાન સુશોભિત થયા. તે સમયે 'આ સઘળું જગત વિષ્ણુમય છે' એ વેદવાણી જાણે કે મૂર્તિમંત થઈને પ્રગટ થઈ ગઈ.'

આ જ રીતે આપણે પદાર્થમાત્રને ભગવાનનું સ્વરૂપ અને ક્રિયામાત્રને ભગવાનની લીલા સમજીને ક્ષણે-ક્ષણમાં આનંદમાં મુગ્ધ થવું જોઈએ. ભક્તો માટે આ સાધન ઘણું જ ઉત્તમ અને સરળ છે.

જેમ આંખો પર લીલા રંગના કાચનાં ચશ્માં પહેરી લેવાથી સઘળો સંસાર લીલા રંગનો દેખાવા લાગે છે તેવી જ રીતે હૃદયરૂપી આંખ પર 'શ્રીહરિ'ના ભાવનાં ચશ્માં પહેરી લેવાથી સઘળો સંસાર વાસ્તવમાં ભગવાન શ્રીહરિના રૂપમાં જ દેખાવા લાગે છે. લીલા રંગનાં ચશ્માંની તુલનામાં આમાં વિશેષતા એ છે કે સંસાર તો વિભિન્ન રંગોવાળો છે, ચશ્માંના પ્રભાવથી આપણને લીલો રંગ પ્રતીત થાય છે; પણ આ સંસાર તો વાસ્તવમાં શ્રીહરિનું જ રૂપ છે. અજ્ઞાનને કારણે આપણે આ રહસ્ય સમજતા નથી, તેથી આપણને શ્રીહરિ સંસારના રૂપમાં દેખાઈ રહ્યા છે, વાસ્તવમાં સર્વ કાંઈ ભગવાન જ હતા અને ભગવાન જ છે.

ગીતામાં પણ સહુમાં પરમાત્મબુદ્ધિ થાય એ વાતનો મોટો મહિમા ગાયો છે. ભગવાન કહે છે –

**બહૂનાં જન્મનામન્તે જ્ઞાનવાન્માં પ્રપદ્યતે ।**
**વાસુદેવઃ સર્વમિતિ સ મહાત્મા સુદુર્લભઃ ॥**

(ગીતા - ૭/૧૯)

'ઘણા જન્મોના અંતના જન્મમાં તત્ત્વનું જ્ઞાન પામેલો મનુષ્ય 'સર્વ કાંઈ વાસુદેવ જ છે' – એ પ્રમાણે મને ભજે છે; તે મહાત્મા અત્યંત દુર્લભ છે.'

આ સાધન ઘણું જ ઉત્તમ છે. તેથી આપણે સહુમાં ભગવદ્-બુદ્ધિ કરવી જોઈએ. આના અભ્યાસથી પણ ભગવત્પ્રાપ્તિ સત્વરે થઈ શકે છે. છાંદોગ્ય-ઉપનિષદની કથા છે – મહર્ષિ ઉદ્દાલકે પોતાના પુત્ર શ્વેતકેતુને પૂછ્યું કે 'તેં તે વિદ્યા શીખી લીધી કે નહીં, કે જે એકના જ્ઞાનથી બધાનું જ્ઞાન થઈ જાય છે?' આથી તેણે કહ્યું – 'તે વિદ્યા

તો મારા ગુરુજી પણ જાણતા ન હતા, જો જાણતા હોત તો મને અવશ્ય બતાવત; હવે કૃપા કરીને તમે જ બતાવો.' ત્યારે ઉદ્દાલકે બતાવ્યું કે 'જેમ એક સુવર્ણના જ્ઞાનથી સુવર્ણનાં બનેલાં બધાં આભૂષણોનું જ્ઞાન થઈ જાય છે; જેટલાં પણ ભિન્ન-ભિન્ન નામો, રૂપો અને આકૃતિવાળાં વિભિન્ન પ્રકારનાં આભૂષણો છે તે બધું સોનું જ છે, તેવી જ રીતે પરમાત્માનું તત્ત્વ સમજી લેવાથી પછી તેને માટે સર્વ કાંઈ પરમાત્મા જ પ્રતીત થવા લાગે છે. જેમ જળના તત્ત્વનું જ્ઞાન થવાથી પછી વાદળ, વરાળ, ધુમ્મસ, બુંદ, બરફ વગેરે બધામાં એક જળ જ જળ પ્રતીત થવા લાગે છે, તેવી જ રીતે પરમાત્માના તત્ત્વનું જ્ઞાન થવાથી પછી સમસ્ત સંસારમાં પરમાત્મા જ પ્રતીત થવા લાગે છે. ભેદ અને અભેદ - બંનેય સિદ્ધાંતોને માનનારાઓએ આ વાતનો મુક્તકંઠે સ્વીકાર કર્યો છે. ફરક માત્ર એટલો જ છે કે અભેદના ઉપાસકો તો એમ સમજે છે કે 'જે કંઈ છે તે બ્રહ્મ છે અને હું પણ બ્રહ્મ છું' તથા ભેદના ઉપાસકો એમ સમજે છે કે 'જે કંઈ છે તે બ્રહ્મ છે અને હું તેમનો સેવક છું.' બસ, આ બાબતમાં તે બંનેમાં આટલો જ ફરક છે. અધિકારી-ભેદ મુજબ બંને પ્રકારની સાધનાઓ ઉત્તમ જ છે. શ્રીરામચરિતમાનસમાં વર્ણન આવે છે. કિષ્કિન્ધાકાંડમાં ભગવાન શ્રીરામે ભક્તિની દૃષ્ટિએ ભક્ત હનુમાનને કહ્યું છે –

**સમદરસી મોહિ કહ સબ કોઊ। સેવક પ્રિય અનન્યગતિ સોઊ॥**

**સો અનન્ય જાકેં અસિ મતિ ન ટરઈ હનુમંત।**
**મૈં સેવક સચરાચર રૂપ સ્વામિ ભગવંત॥**

(રામચરિતમાનસ, કિષ્કિન્ધાકાંડ - ૨/૪; ૩)

સર્વસાધારણને માટે ભક્તિનો આ માર્ગ સરળ અને સુગમ હોવાથી ઉત્તમ છે. ભક્તિમાર્ગના સહુ કોઈ અધિકારી થઈ શકે છે, ભલેને તેઓ જાતિથી હીન, મૂર્ખ અને પાપી પણ કેમ ન હોય; કેવળ ભગવાનમાં વિશુદ્ધ પ્રેમ થવો જોઈએ. ભગવાન તો કેવળ પ્રેમ જ

જુએ છે. શબરી કાંઈ વિશેષ ભણેલી-લખેલી તો હતી નહીં અને જાતિથી પણ અત્યંત હીન હતી. તે સ્વયં ભગવાન શ્રીરામચંદ્રજીને કહ્યું છે –

**કેહિ બિધિ અસ્તુતિ કરૌં તુમ્હારી । અધમ જાતિ મૈં જડ઼મતિ ભારી ॥**
**અધમ તે અધમ અધમ અતિ નારી । તિન્હ મહઁ મૈં મતિમંદ અઘારી ॥**

(રામચરિતમાનસ, અરણ્યકાંડ - ૩૪/૨)

આથી ભગવાને આ જ કહ્યું કે –

**કહ રઘુપતિ સુનુ ભામિનિ બાતા । માનઉઁ એક ભગતિ કર નાતા ॥**

(રામચરિતમાનસ, અરણ્યકાંડ - ૩૪/૪)

ભગવાને તેનો પ્રેમભાવ જોઈને તેની ઝૂંપડીએ જઈને તેનાં હાથનાં આપેલાં ફળ ખાધાં. ધન્ય છે દયામય પ્રભુની આ નિર્હેતુક દયાને!

જેમના હૃદયમાં શ્રદ્ધા-પ્રેમ નથી અને વિશ્વાસ પણ નથી તેમનાથી નથી તો અસલી (સાચી) ભક્તિ થઈ શકતી અને નથી તો તેમને ભગવાન પણ સત્વરે મળી શકતા. તેથી આપણે ભગવાનના ગુણો અને સ્વભાવ પ્રત્યે જોઈને, ભગવાનના મળવાની પૂરી આશા રાખીને પ્રતિક્ષણ તેમની પ્રતીક્ષા કરતા રહેવું જોઈએ. મનમાં એવો દૃઢ વિશ્વાસ રાખવો જોઈએ કે – ભગવાન છે, ઘણાંને મળ્યા છે, મળે છે અને અમને પણ ચોક્કસ જ મળશે; તેઓ અમારા અવગુણો તરફ જોશે નહીં; તેમનું હૃદય ઘણું જ કોમળ, સરસ તથા દયા-પ્રેમ-પરિપૂર્ણ છે; તે સર્વાન્તર્યામી, સર્વશક્તિમાન પરમાત્મા સર્વત્ર સદૈવ મોજૂદ (હાજર, વિદ્યમાન) છે; ભક્તનાં શ્રદ્ધા-પ્રેમ થતાંની સાથે જ તેઓ પ્રગટ થઈ જાય છે.

શ્રીરામચરિતમાનસમાં શિવજીએ કહ્યું છે –

**હરિ વ્યાપક સર્બત્ર સમાના । પ્રેમ તેં પ્રગટ હોહિં મૈં જાના ॥**

(રામચરિતમાનસ, બાલકાંડ - ૧૮૪/૩)

આ પ્રકારનો દૃઢ નિશ્ચય કરીને, શબરીની જેમ, પ્રતિક્ષણ વિશ્વાસપૂર્વક ભગવાનની પ્રતીક્ષા કરવી જોઈએ. આ પ્રમાણે પ્રતીક્ષા

કરવાથી ભગવાન સત્વરે મળી શકે છે. પરંતુ જો આની વિપરીત સંશયયુક્ત ભાવના હોય છે કે 'શી ખબર, ભગવાન છે કે નહીં', 'પહેલાં કોઈને મળ્યા છે કે નહીં,' 'અત્યારે મળે છે કે નહીં' અને 'મને મળશે કે નહીં' તો તેને ભગવાન મળવા મુશ્કેલ છે; કારણ કે આવા અશ્રદ્ધાળુ સંશયગ્રસ્ત અજ્ઞાની માટે ભગવાનની પ્રાપ્તિ થવી એ તો દૂર રહી, તેને નથી તો આ લોક મળતો અને નથી તો પરલોક પણ મળતો. ભગવાન કહે છે –

**અજ્ઞશ્ચાશ્રદ્દધાનશ્ચ સંશયાત્મા વિનશ્યતિ ।**
**નાયં લોકોડસ્તિ ન પરો ન સુખં સંશયાત્મનઃ ॥**

(ગીતા - ૪/૪૦)

'વિવેકહીન અને શ્રદ્ધારહિત સંશયયુક્ત મનુષ્ય પરમાર્થમાંથી અવશ્ય ભ્રષ્ટ થઈ જાય છે. આવા સંશયયુક્ત માટે નથી તો આ લોક, નથી તો પરલોક અને નથી તો સુખ પણ.'

કારણ કે જેને ભગવાનની પ્રાપ્તિમાં સંશય છે તેનાથી નથી તો ભગવાનની પ્રાપ્તિ માટે પ્રયત્ન પણ થતો અને તેનામાં નથી હોતી આશા કે પ્રતીક્ષા પણ; પછી તેનું મન ભગવાનમાં જોડાય જ કેવી રીતે? તેથી આપણે ગમે તેટલા અધમ, પાપી, અજ્ઞાની, મૂર્ખ કેમ ન હોઈએ, આપણે ભગવાનમાં અટલ શ્રદ્ધા-વિશ્વાસ કરીને તેમને પ્રાપ્ત કરવા માટે પ્રયત્નશીલ થઈ જવું જોઈએ. તે પરમપ્રેમી અને દયાળુ ભગવાન આપણા અવગુણો તરફ જોતા નથી. ભરતજી કહે છે –

**જન અવગુન પ્રભુ માન ન કાઊ । દીન બંધુ અતિ મૃદુલ સુભાઊ ॥**
**મોરે જિયઁ ભરોસ દૃઢ઼ સોઈ । મિલિહહિં રામ સગુન સુભ હોઈ ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - પ્રારંભની ચોપાઈ)

આ આધાર પર ભગવાનના બિરુદ (ટેક) તરફ ધ્યાન આપીને આપણે નિશ્ચય રાખવો જોઈએ, ભગવાન આપણા (અવગુણો) તરફ નહીં જોતાં અવશ્ય આપણને અપનાવશે અને દર્શન આપશે.

ભક્ત પદ્મનાભ બ્રાહ્મણ આ જ ભાવથી ભાવિત થઈને મનોમન એવું વિચાર્યા કરતા હતા કે 'ભગવાન મને અવશ્ય જ મળશે, હું તેમનાં ચરણોમાં આળોટીશ, પોતાનાં પ્રેમાશ્રુઓથી તેમનાં ચરણ ભીંજવી દઈશ અને તેઓ મને ઉઠાડીને પોતાની છાતી સાથે લગાવી દેશે. ત્યારે હું આનંદના સાગરમાં ડૂબતો-ઝૂલતો રહીશ. જ્યારે તેઓ કહેશે કે 'વરદાન માગ', ત્યારે હું કહીશ કે 'મારે કશું ન જોઈએ, હું તો તમારી સેવા કરીશ અને તમને જોતો રહીશ.' આ પ્રમાણે મનોમન તેઓ વિચારતા રહેતા અને આનંદમાં નિમગ્ન થઈ જતા. તેમના શરીરમાં રોમાંચ થઈ જતો અને આંખોમાંથી આંસુ વહેવા લાગતાં. તેમની આ પ્રેમમુગ્ધ - અવસ્થા ઘણા સમય સુધી રહ્યા કરતી હતી. તેમનો આવો શ્રેષ્ઠ ભાવ અને ઉત્કટ પ્રેમ જોઈને ભગવાને સાક્ષાત્ પ્રગટ થઈને તેમને દર્શન આપ્યાં. તે સમયે સઘળું સ્થાન ભગવાનની દિવ્ય અંગ-જ્યોતિથી ઝગમગી ઊઠ્યું. ભક્ત પદ્મનાભને હજારો સૂર્ય સમાન દિવ્ય પ્રકાશ અને તેમાં શંખ-ચક્ર-ગદા-પદ્મ ધારણ કરનાર ચતુર્ભુજ ભગવાન શ્રીવિષ્ણુનાં દર્શન થયાં. ભક્ત પદ્મનાભનું હૃદય શીતળ થઈ ગયું. તેમની આંખો નિર્નિમેષ થઈને તે અખિલ રસામૃત-સાગર ભગવાનના રૂપ-રસનું પાન કરવા લાગી. ભક્તિનું સાધન કરનારાઓ માટે આ ઘણું જ સરળ અને રહસ્યમય સાધન છે. તેથી પ્રેમી ભક્તોએ ભક્ત પદ્મનાભનું અનુકરણ કરવું જોઈએ.

ભગવાનની ઉપાસના માટે જેટલા પણ સેવન કરવા યોગ્ય પદાર્થો બતાવવામાં આવ્યા છે તેમાં ચાર મુખ્ય છે – ભગવાનનાં દિવ્ય નામ, રૂપ, લીલા અને ધામ. આ ચારેમાં પ્રત્યેકમાં ગુણ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્યને સમજવાં જોઈએ. ઓછામાં ઓછું કાન, નેત્ર, મન અને વાણી – આ ચાર મુખ્ય દ્વારો વડે તો ઉપર્યુક્ત ચારેનું સેવન અવશ્ય જ કરવું જોઈએ. અભિપ્રાય એ છે કે ભગવાનનાં નામ, રૂપ, લીલા અને ધામના ગુણ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્યનું શ્રદ્ધાભક્તિપૂર્વક કાનો વડે

ભગવાનના ભક્તો પાસેથી શ્રવણ કરવું, આંખો વડે તેમના સત્-શાસ્ત્રોનું વાચન કરવું, પછી મનથી તેમનું મનન કરવું તથા વાણી વડે તેમનું કીર્તન કરવું અને ભગવાનના ભક્તોમાં તેમનું કથન કરવું જોઈએ. આ પ્રમાણે શ્રદ્ધા-પ્રેમપૂર્વક આ ચારેયનું સેવન કરવાથી પરમાત્માનું સાક્ષાત્ દર્શન થાય છે અને પરમ આનંદ અને પરમ શાંતિ, અસીમ સમતા તથા પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન થઈ જાય છે. હવે સંક્ષેપમાં નામ, રૂપ, લીલા અને ધામના ગુણ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્ય બતાવવામાં આવે છે.*

ક્ષમા, દયા, શાંતિ, પ્રેમ, જ્ઞાન, સરળતા વગેરે પરમાત્માના જે અનંત દિવ્ય ગુણો છે તે બધા જ તેમના નામમાં ભરેલા છે. જેમ વડના બીજને જમીનમાં વાવીને પાણી સીંચવાથી વડનું વૃક્ષ ઉત્પન્ન થઈ જાય છે, તેવી જ રીતે ભગવાનના નામરૂપી બીજને હૃદયરૂપી જમીનમાં વાવીને સત્સંગ અને સ્વાધ્યાયરૂપી જળથી સીંચવાથી ભગવાનના દિવ્ય ગુણોરૂપી વૃક્ષ ઉત્પન્ન થઈ જાય છે. અભિપ્રાય એ છે કે જપ, કીર્તન, શ્રવણ અને સ્મરણ કરવાથી ઉપાસકના હૃદયમાં ભગવાનના દિવ્ય ગુણો સ્વાભાવિક જ પ્રગટ થઈ જાય છે. આ નામના ગુણ બતાવવામાં આવ્યા.

નામના જપ, કીર્તન, શ્રવણ અને સ્મરણ કરવાથી સમસ્ત પાપોનો; અહંતા-મમતા, રાગ-દ્વેષ, કામ-ક્રોધ, લોભ-મોહ વગેરે સમસ્ત દુર્ગુણોનો; જૂઠ, કપટ, ચોરી, હિંસા, વ્યભિચાર, મદ્યપાન, દ્યૂત વગેરે દુરાચારોનો તથા સમસ્ત દુઃખોનો સર્વથા અભાવ થઈ જાય છે તેમ જ ઉપાસકમાં સ્વાભાવિક જ સદ્ગુણો-સદાચારો વગેરેનો આવિર્ભાવ થાય છે અને તેથી ભગવાનની પ્રાપ્તિ થઈ જાય છે. આ નામનો પ્રભાવ છે.

---

* આ વિષયને વિસ્તારથી જાણવા માટે ગીતાપ્રેસ દ્વારા પ્રકાશિત 'ભક્તિ-ભક્ત-ભગવાન'માં 'નામ, રૂપ, લીલા, ધામ' એ શીર્ષકવાળો લેખ જોવો જોઈએ.

ભગવાનનું નામ ભગવાનથી અભિન્ન છે; ભગવાનનું સ્વરૂપ, તેમનું જ્ઞાન અને તેમનું નામ – આ બધું એક જ છે. વાસ્તવમાં ભગવાન જ પોતે નામના રૂપમાં પ્રગટ થાય છે. આ પ્રમાણે સમજવું એ જ નામના તત્ત્વને સમજવું ગણાય.

વાણી વડે નામ જપવા કરતાં મનથી નામ-જપ કરવો એ સો ગણું વધુ ફળદાયી છે અને તે માનસિક જપ પણ શ્રદ્ધા-પ્રેમથી કરવામાં આવે તો તેનું અનંત ગણું ફળ છે તથા તે જ નામ-જપ ગુપ્ત અને નિષ્કામ ભાવે કરવામાં આવે તો સત્વરે જ ભગવાનની પ્રાપ્તિ કરાવનારો છે. જે મનુષ્ય આ રહસ્યને સમજી લે છે તે ક્યારેય ભગવાનના નામ-જપની આડમાં પાપ કરતો નથી. આ ભગવાનના નામનું રહસ્ય છે.

ભગવાનના રંગ, રૂપ, આકૃતિ ઘણાં જ કોમળ, લાવણ્યમય, રસમય, પરમ આકર્ષક, કાન્તિમય, અલૌકિક, ચમકદાર, સુંદર, અદ્ભુત છે; અને તેમનામાં નિરતિશય અત્યંત વિલક્ષણ ક્ષમા, દયા, શાન્તિ, પ્રેમ, ન્યાય, સમતા, મધુરતા, સરળતા, ઉદારતા વગેરે અનંત દિવ્ય ગુણો છે. આ ભગવાનના સ્વરૂપના ગુણો છે.

સંપૂર્ણ બળ, ઐશ્વર્ય, તેજ, શક્તિ, મહિમા, સંભવને અસંભવ અને અસંભવને સંભવ કરવાનું સામર્થ્ય વગેરે ભગવાનના અપરિમિત પ્રભાવ છે. ભગવાનના સ્વરૂપનું દર્શન, સ્પર્શ, વાર્તાલાપ અને સ્મરણ કરવા માત્રથી સમસ્ત પાપો, દુઃખો અને દુર્ગુણો-દુરાચારોનો અત્યંત અભાવ થઈ જાય છે અને ભક્તમાં સ્વાભાવિક જ સમસ્ત સદ્ગુણો-સદાચારોનો આવિર્ભાવ થઈને તેને ભગવાનની પ્રાપ્તિ થઈ જાય છે. આ ભગવાનનો પ્રભાવ બતાવવામાં આવ્યો.

જે રીતે પરમાણુ, વરાળ, ધુમ્મસ, વાદળ, બુંદ, ઓળા, બરફ વગેરે બધાં તત્ત્વથી જળ જ છે, એવી જ રીતે સગુણ-નિર્ગુણ, સાકાર-નિરાકાર, વ્યક્ત-અવ્યક્ત, જડ-ચેતન, સ્થાવર-જંગમ, સત્-અસત્, સ્થૂળ-સૂક્ષ્મ,

કાર્ય-કારણ વગેરે જે કંઈ પણ છે અને જે એનાથી અતીત (પર) છે તે બધું તત્ત્વથી એક ભગવાન જ છે. આ ભગવાનના સ્વરૂપનું તત્ત્વ છે.

તે નિર્ગુણ-નિરાકાર પરમાત્મા જ સગુણ-સાકારરૂપે પ્રગટ થાય છે, આ રહસ્ય તેમની કૃપા વિના ઋષિઓ અને દેવતાઓ પણ જાણતા નથી; કારણ કે તેઓ પોતાની યોગમાયાથી છુપાયેલા રહે છે. તેમનું સ્વરૂપ અચિંત્ય, અસીમ અને દિવ્ય છે, તેઓ સ્વયં પોતે જ પોતાને જાણે છે તથા જેને તેઓ કૃપા કરીને જણાવવા ઇચ્છે છે તે જ તેમને જાણી શકે છે. દ્વાપરયુગમાં જ્યારે બ્રહ્માજી ગોપબાળકો અને વાછરડાંઓને ચોરીને લઈ ગયા, તે સમયે ભગવાન શ્રીકૃષ્ણ જ તે ગોપબાળકો અને વાછરડાંઓના રૂપમાં બની ગયા. આ રહસ્યને સ્વયં બળદેવજી પણ સમજી શક્યા નહીં; જ્યારે ભગવાને બળદેવજીને આ રહસ્ય સમજાવ્યું ત્યારે જ સમજ્યા. તે સમયે ગોપબાળકો અને વાછરડાંઓના રૂપમાં ભગવાન જ હતા. આ વાત કોઈ જાણતું ન હતું. આ ભગવાનના સ્વરૂપનું રહસ્ય છે.

જ્યારે રાવણથી તિરસ્કૃત થઈને વિભીષણ ભગવાન શ્રીરામના શરણે આવ્યો તે સમયે ભગવાને તેની સાથે શરણાગત-વત્સલતા, ઉદારતા, દયા, પ્રેમ વગેરેથી યુક્ત સુહૃદયતાનો વ્યવહાર કર્યો; ભગવાનના વ્યવહારના આ પ્રકારના ગુણોને જોવા એ જ ભગવાનની લીલાના ગુણોનું દિગ્દર્શન છે.

શ્રીરામચરિતમાનસના બાલકાંડમાં વર્ણન છે કે ધનુષ-ભંગ પછી પરશુરામજી પધાર્યા અને અંતમાં તેમણે કહ્યું કે –

**રામ રમાપતિ કર ધનુ લેહૂ । ખૈંચહુ મિટૈ મોર સંદેહૂ ॥**
**દેત ચાપુ આપુહિં ચલિ ગયઊ । પરસુરામ મન બિસમય ભયઊ ॥**

(રામચરિતમાનસ, બાલકાંડ - ૨૮૩/૪)

આ પ્રમાણે પરિશ્રમ વિના જ ભગવાનના કેવળ સ્પર્શ-માત્રથી જ ધનુષ્યનું આપોઆપ જ ચઢી જવું – આ ભગવાનની લીલાનો પ્રભાવ

છે; તથા ભગવાનની લીલાના ગુણ, પ્રભાવ, તત્ત્વ, રહસ્યને સમજતા રહીને તેમની લીલાનું દર્શન, ચિંતન, પઠન, શ્રવણ, કીર્તન અને અનુકરણ કરવાથી મનુષ્યનો ઉદ્ધાર થઈ જાય છે. આ પણ ભગવાનની લીલાનો પ્રભાવ છે.

બ્રહ્માજી જ્યારે ગોપબાળકો અને વાછરડાંઓને ચોરી લઈ ગયા હતા તે સમયે સ્વયં ભગવાને જ તે ગોપબાળકો અને વાછરડાંઓનું રૂપ ધારણ કરીને આખા વર્ષ સુધી ક્રીડા કરી. લીલાથી જ ભગવાન ક્ષણમાત્રમાં અનેકરૂપ થઈ ગયા. અનેક રૂપો ધારણ કરવાની લીલાને ભગવાનનું સ્વરૂપ સમજવું એ જ ભગવાનની લીલાના તત્ત્વને સમજવું ગણાય; કારણ કે કર્તા, કર્મ, ક્રિયા – જે પણ કંઈ છે તે બધું તત્ત્વથી ભગવાન જ છે. આ જ પ્રમાણે સાંપ્રત સંસારમાં સ્વાભાવિક જ થતી રહેતી સમસ્ત ચેષ્ટાઓ પણ ભગવાનની લીલા જ છે અને તે લીલા તેમનાથી અભિન્ન હોવાને કારણે તેમનું સ્વરૂપ જ છે – આમ સમજવું એ પણ ભગવાનની લીલાના તત્ત્વને સમજવું ગણાય.

શ્રીરામચરિતમાનસમાં બતાવાયું છે કે ભગવાન શ્રીરામ જ્યારે ચૌદ વર્ષની સમયાવધિ પછી અયોધ્યામાં પધાર્યા ત્યારે સમસ્ત અયોધ્યાવાસીઓની સત્વરે જ મળવાની અતિશય ઉત્કંઠા જાણીને તેઓ ત્યાં અનંત રૂપોમાં પ્રગટ થયા અને સહુને મળ્યા –

**અમિત રૂપ પ્રગટે તેહિ કાલા । જથા જોગ મિલે સબહિ કૃપાલા ॥**
**છન મહિં સબહિ મિલે ભગવાના । ઉમા મરમ યહ કાહુઁ ન જાના ॥**

(શ્રીરામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૫/૩-૪)

ભગવાન એક જ ક્ષણે સહુને એકસાથે મળ્યા. પરંતુ આ વાતની એકબીજાને ખબર પડી નહીં. પ્રત્યેક વ્યક્તિ એમ જ સમજતી હતી કે ભગવાન મને જ મળી રહ્યા છે. આ મિલનલીલામાં ભગવાનના એક વ્યક્તિના મળવાનું બીજી વ્યક્તિને જ્ઞાન નથી, આ ભગવાનની લીલાનું રહસ્ય છે.

ભગવાનનો ચિન્મય દિવ્યલોક સર્વશ્રેષ્ઠ, સર્વોપરી, નિત્ય અને સત્ય છે. ત્યાં મન, બુદ્ધિ અને વાણીની પહોંચ (સામર્થ્ય) નથી તથા ક્ષમા, દયા, શાન્તિ, પ્રેમ, સમતા, ન્યાય વગેરે ભગવાનના જે નિત્ય દિવ્ય ગુણો છે તે બધા તે ધામમાં સ્વાભાવિક જ છે; કારણ કે સ્વયં ભગવાન જ ધામના રૂપમાં પ્રાદુર્ભૂત થયેલા છે. આ ભગવાનના ધામના ગુણ કહેવામાં આવ્યા.

જે ભક્તો ભજન, ધ્યાન, સત્સંગ, સ્વાધ્યાય વગેરે સાધનો દ્વારા ભગવાનના પરમ ધામમાં જાય છે તેમનામાં ઉપર્યુક્ત લગભગ બધા જ ગુણ પહેલાંથી જ સ્વાભાવિક જ હોય છે; પરંતુ જો કોઈનામાં કોઈ કારણે કશી ઊણપ રહે છે તો તેની પૂર્તિ પરમધામમાં પ્રવેશતાંની સાથે જ તે જ ક્ષણે થઈ જાય છે; અને ત્યાં ગયા પછી કોઈ પણ વળીને પાછું આવતું નથી તથા જેઓ તે દિવ્યધામમાં રહે છે તેમનાં શરીર જન્મ-મૃત્યુ-જરા-વ્યાધિ વગેરે દોષો તથા સમસ્ત વિકારો વગરનાં પરમ પવિત્ર થઈ જાય છે તેમ જ તેઓ ભગવાનની જેમ જ દિવ્ય, ચિન્મય, અલૌકિક અને સર્વ-સદ્‌ગુણસંપન્ન થઈ જાય છે. તે ધામમાં જેટલા પણ પદાર્થો છે તે બધા દિવ્ય, ચિન્મય અને અલૌકિક છે. આ બધું ભગવાનના ધામના પ્રભાવનું દિગ્દર્શન છે.

સચ્ચિદાનંદઘન પરબ્રહ્મ પરમાત્મા જ પરમધામના રૂપમાં પ્રાદુર્ભૂત થાય છે, તેથી તે પરમધામ પરમાત્માનું જ સ્વરૂપ છે – આ જાણવું એ જ ભગવાનના ધામના તત્ત્વને જાણવું ગણાય.

ભગવાનના પરમધામમાં નહીં જાણેલી વસ્તુને જાણી શકાય છે, નહીં અનુભવેલી વસ્તુને અનુભવી શકાય છે અને નહીં જોયેલી વસ્તુને જોઈ શકાય છે; કારણ કે ત્યાં પહોંચવાથી બુદ્ધિ, મન, ઈન્દ્રિયો વગેરે બધું જ દિવ્ય થઈ જાય છે. ત્યાં ભગવાનની અને તેમના ધામના ગુણ, પ્રભાવ, તત્ત્વ, રહસ્ય અને લીલાની જે વાતો સંભળાય-સમજાય છે તેના કરતાં ત્યાં તે સર્વ અત્યંત વિલક્ષણ છે. ત્યાં જતાં જ ભગવાન

અને ભગવાનનું ધામ વાસ્તવમાં શી ચીજ છે તેનું રહસ્ય સંપૂર્ણપણે સમજાઈ જાય છે. આ ભગવાનના પરમધામનું રહસ્ય છે.

આ પ્રમાણે ગુણ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્યને સમજીને સાધન કરનારા સાધકને પોતાના ઈષ્ટદેવનું સાક્ષાત્ દર્શન થઈ જાય છે. તે સમયે તેની દશા વિલક્ષણ થઈ જાય છે; તે પ્રેમ, આનંદ અને આશ્ચર્યમાં મુગ્ધ થઈ જાય છે. તેને ભગવાન સિવાય, ત્યાં સુધી કે સ્વયં પોતાનું પણ જ્ઞાન રહેતું નથી, તે ભગવાનને જ એકીટસ (અનિમેષપણે) જોવા લાગે છે, તેની આંખો પલકારો પણ મારતી નથી; તેની શાન્તિનો પારાવાર રહેતો નથી, તેનામાં અલૌકિક સમતા આવી જાય છે. સગુણ-નિર્ગુણ, સાકાર-નિરાકાર, વ્યક્ત-અવ્યક્તસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મા જેવા અને જે પ્રભાવવાળા છે, તેમને તે તેવા ને તેવા (યથાતથ) જ સંપૂર્ણપણે યથાર્થરૂપે તત્ત્વથી જાણી લે છે. પછી તો તે સઘળા સંશયો, ભ્રમ, અજ્ઞાન અને વિકારોથી હંમેશ માટે મુક્ત થઈ જાય છે; અને તેને માટે કશું પણ કર્તવ્ય કે જ્ઞાતવ્ય બાકી રહેતું નથી.

તેથી આપણે ભગવાનને પ્રાપ્ત કરવા માટે અનન્યભક્તિનું સાધન શ્રદ્ધાપૂર્વક નિષ્કામભાવથી તત્પરતા સાથે કરવાની પ્રાણપર્યંત કોશિશ કરવી જોઈએ.



# ભગવાનની કૃપા

## (ડગલે ને પગલે દર્શન કરવાની રીત)

કોઈ ભાઈનો પ્રશ્ન છે કે 'ભગવાનની કૃપા સહેતુક હોય છે કે નિર્હેતુક? મનુષ્યે બધી જ પરિસ્થિતિમાં ભગવાનની દયાનું દર્શન કેવી રીતે કરવું જોઈએ?'

આના ઉત્તરમાં મારું નિવેદન છે કે ભગવાનની કૃપાના મહત્ત્વને વાણી વડે સંપૂર્ણપણે વર્ણવવું અસંભવ છે; કારણ કે ભગવાનની દયાનું મહત્ત્વ અપાર છે અને વાણી વડે જે કંઈ કહેવામાં આવે છે તે સ્વલ્પ (અત્યંત ઓછું) જ છે. ભગવાનની કૃપાના રહસ્યને જે કોઈ મહાપુરુષો થોડુંઘણું પણ સમજે છે તેઓ પણ જેટલું સમજે છે તેટલું વાણી વડે બતાવી શકતા નથી. ભગવાનની કૃપા બધા જીવો પર સદાસર્વદા અપાર છે. લોકોનું આ બાબતમાં જેટલું અનુમાન છે, ભગવાનની કૃપા તેના કરતાં પણ ઘણી વધુ છે, આ વિષય પર 'ભગવાનની દયા' નામના શીર્ષકવાળો એક લેખ 'કલ્યાણ'માં આ અગાઉ છપાઈ ચૂક્યો છે.* વિષય એક હોવાને કારણે થોડીક પુનરુક્તિઓ આવી શકે છે, તોપણ બંને લેખોને મેળવીને વાંચવાથી ભગવાનની દયાના મહત્ત્વને સમજવામાં વધુ મદદ મળી શકે છે.

વાસ્તવમાં ભગવાનની દયા બધાં પ્રાણીઓ પર કોઈ પણ હેતુ વિના સમભાવે હંમેશાં જ સ્વાભાવિક હોય છે, તેથી તેને નિર્હેતુક જ કહેવી જોઈએ. પરંતુ જે મનુષ્ય ભગવાનની દયા પર જેટલો વધુ વિશ્વાસ કરે છે, પોતાના ઉપર જેટલી વધુ દયા માને છે તેને તેમની દયાનું તત્ત્વ જેટલું વધારે સમજાય છે તથા તેને તેટલો જ વધારે પ્રત્યક્ષ લાભ થાય છે; તેથી સહેતુક પણ કહી શકાય છે; જોકે તેમાં ભગવાનનો પોતાનો તો કોઈ હેતુ હોતો નથી.

---

* એ લેખ 'કલ્યાણ'ના વર્ષ ૫, અંક ૧૨માં છપાયો હતો.

ભગવાન તો સર્વથા પૂર્ણકામ, સર્વશક્તિમાન, મહાન ઈશ્વર છે. તેમનામાં કોઈ પણ પ્રકારની કામના કે ઇચ્છા હોવાની તો કલ્પના જ કેમ થઈ શકે – કે જેનાથી તેમની દયામાં કોઈ પણ પ્રકારના સ્વાર્થરૂપ હેતુને સ્થાન મળી શકે? તેઓ તો સ્વભાવે જ વિના-કારણ પરમ દયાળુ છે, સહુના સુહૃદ છે; તેમનાં બધાં કાર્યો સમસ્ત જીવોના હિત માટે જ થાય છે. વાસ્તવમાં પોતે અકર્તા હોવા છતાં પણ તેઓ દયાવશ જીવોના હિતની ક્રિયાઓ કરે છે. પોતે અજન્મા હોવા છતાં પણ સાધુપુરુષોનો ઉદ્ધાર કરવા માટે, ધર્મનો પ્રચાર કરવા માટે અને દુષ્ટોનો સંહાર* કરવા માટે તેમ જ સંસારમાં પોતાની પવિત્ર લીલાનો વિસ્તાર કરીને લોકોમાં પ્રેમ અને શ્રદ્ધાનો સંચાર કરવા માટે અવારનવાર (સમયાંતરે) અવતાર ધારણ કરે છે. પોતે નિર્ગુણ, નિરાકાર અને નિર્વિકાર હોવા છતાં પણ તેઓ પોતાના ભક્તોના પ્રેમને આધીન થઈને સગુણ અને સાકારરૂપે દર્શન આપવા માટે બાધ્ય થાય છે. પોતે સર્વેશ્વર, સર્વશક્તિમાન તેમ જ સર્વથા સ્વતંત્ર હોવા છતાં પણ પ્રેમમાં પીગળી જઈને ભક્તને આધીન થઈ જાય છે. આ બધામાં તેમની નિર્હેતુક પરમ દયા જ કારણભૂત છે.

જે ભગવદ્ભક્તો ભગવાનને પામી ચૂકેલા છે, જેઓ ભગવાનની દયાના મહત્ત્વને સમજી ગયેલા છે અને જેમનામાં તે દયામય પરમેશ્વરની દયાનો અંશ વ્યાપ્ત થઈ ગયેલો છે તેવા મહાપુરુષોનો પણ બીજા જીવો સાથે કોઈ પણ પ્રકારના સ્વાર્થનો સંબંધ રહેતો નથી; તેમની સઘળી ક્રિયાઓ કેવળ લોકહિત માટે જ, કોઈ પણ પ્રકારના

---

* અહીં 'સંહાર'ના રૂપમાં પણ ભગવાન કલ્યાણ જ કરે છે. કહ્યું પણ છે –

**લાલને તાડને માતુર્નાકારુણ્યં યથાર્ભકે ।**
**તદ્વદેવ મહેશસ્ય નિયન્તુર્ગુણદોષયોઃ ॥**

'જેમ બાળકને વહાલ કરવામાં અને તેને ફટકારવામાં – બંનેયમાં માતાની દયા જ છે, તેવી જ રીતે જીવોના ગુણો અને દોષો પર નિયંત્રણ કરનારા ભગવાનની સર્વ પ્રકારે તેમના પર કૃપા જ છે.'

સ્વાર્થરૂપ હેતુ વિના જ થાય છે; તો પછી ભગવાનની દયા નિર્હેતુક હોય એમાં તો કહેવાનું જ શું છે? મહાપુરુષોનો કોઈ પણ જીવની સાથે કોઈ પણ પ્રકારના સ્વાર્થનો સંબંધ હોતો નથી – આ બાબતમાં ભગવાન સ્વયં કહે છે –

**નૈવ તસ્ય કૃતેનાર્થો નાકૃતેનેહ કશ્ચન ।**
**ન ચાસ્ય સર્વભૂતેષુ કશ્ચિદર્થવ્યપાશ્રયઃ ॥**

(ગીતા - ૩/૧૮)

'તે મહાપુરુષનું આ સંસારમાં ન તો કર્મ કરવાથી કશું પ્રયોજન રહે છે અને ન તો કર્મ નહીં કરવાથી પણ કશું પ્રયોજન રહે છે; તથા સમસ્ત પ્રાણીઓ સાથે પણ તે મહાપુરુષનો લેશમાત્ર પણ સ્વાર્થનો સંબંધ રહેતો નથી.' અને તેમ છતાં પણ તેમના દ્વારા કેવળ લોકહિત માટે જ કર્મ થતાં રહે છે.

આ જ રીતે પોતાના વિષે પણ ભગવાન કહે છે –

**ન મે પાર્થાસ્તિ કર્તવ્યં ત્રિષુ લોકેષુ કિઞ્ચન ।**
**નાનવાપ્તમવાપ્તવ્યં વર્ત એવ ચ કર્મણિ ॥**

(ગીતા - ૩/૨૨)

'હે પાર્થ! મારું આ ત્રણેય લોકોમાં ન તો કશું કર્તવ્ય છે અને ન તો કશીયે પ્રાપ્ત કરવા જેવી વસ્તુ અપ્રાપ્ત છે, તોપણ હું કર્મમાં જ વર્તું છું.'

તુલસીદાસજીએ પણ કહ્યું છે –

**હેતુ રહિત જગ જુગ ઉપકારી । તુમ્હ તુમ્હાર સેવક અસુરારી ॥**
**સ્વારથ મીત સકલ જગ માહીં । સપનેહુઁ પ્રભુ પરમારથ નાહીં ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૪૬/૨)

આ વર્ણનથી એ જાણવા મળે છે કે મહાપુરુષો અને ભગવાનનું કર્તવ્ય અને પ્રયોજન હોતું નથી તેમ છતાં લોકોને કુમાર્ગેથી બચાવવા

માટે તેમ જ નીતિ, ધર્મ અને ભગવદ્ભક્તિના સન્માર્ગે લગાડવા માટે, કેવળ લોકોના હિત માટે જ તેમના વડે બધાં કાર્યો થતાં રહે છે. આમાં તેમની અપાર દયા જ કારણભૂત છે.

ભગવાન પરમ દયાળુ અને સર્વશક્તિમાન હોવા છતાં પણ, સમદર્શી અને નિઃસ્પૃહ હોવાને કારણે તેમના વડે આપોઆપ જ કોઈ ક્રિયા કરવામાં આવતી નથી; શ્રદ્ધા-પ્રેમપૂર્વક ભક્તના શરણાગત થવાથી, ભક્તના હિત માટે જ તેમનામાં ક્રિયાનો પ્રાદુર્ભાવ થાય છે અને તેમની દયાનો વિકાસ થાય છે.

અહીં એવો પ્રશ્ન ઊભો થઈ શકે છે કે જો આ પ્રમાણે ભગવાનની સમાન ભાવે બધા જીવો પર દયા છે, તો પછી બધા જ જીવોનું કલ્યાણ કેમ નથી થઈ જતું? વિવેચન કરવાથી આનો એ જ જવાબ મળે છે કે દયાના તત્ત્વને નહીં જાણવાને કારણે લોકો તે દયાનો વિશેષ લાભ લઈ શકતા નથી. જેમ કે જગતને તારનારી ભાગીરથી ગંગાનો જળપ્રવાહ લોકોના હિત માટે નિરંતર વહેતો રહે છે, તેમ છતાં જેઓ ગંગાના પ્રભાવને જાણતા નથી, જેઓ શ્રદ્ધા-ભક્તિની ઊણપ હોવાને કારણે ગંગામાં સ્નાન-પાન કરતા નથી તેઓ તેનો વિશેષ લાભ લઈ શકતા નથી, એવી જ રીતે ગંગાના જળ-પ્રવાહ કરતાં પણ ઉત્તમ ભગવાનની દયાનો પ્રવાહ અહર્નિશ સર્વત્ર વહી રહ્યો છે, તોપણ મનુષ્યો તે દયાનો પ્રભાવ નહીં જાણવાને કારણે ભગવાનનું શરણ લેતા નથી અને તેમની દયાનો વિશેષ લાભ લેતા નથી.

સમાન ભાવે ભગવાનની દયાનો સાધારણ લાભ તો બધાં જીવોને મળે જ છે; પરંતુ જે તેમની દયાને પાત્ર બની જાય છે તે તેનો વિશેષ લાભ લઈ શકે છે. સૂર્યનો તડકો અને પ્રકાશ સર્વત્ર સમાન ભાવે સૌને પ્રાપ્ત થાય છે, તેથી સમાન ભાવે તેનો સાધારણ લાભ તો બધાંને મળે છે; પરંતુ સૂર્યમુખી (બિલોરી) કાચ પર તેની શક્તિનો વિશેષ પ્રાદુર્ભાવ થાય છે, તેનામાં તરત અગ્નિ પ્રગટ થઈ જાય છે. સૂર્યમુખી

કાચની જેમ જેનું અંતઃકરણ શુદ્ધ હોય છે, જેના અંતઃકરણમાં ભગવાન પર વિશેષ શ્રદ્ધા અને પ્રેમ હોય છે તે તેમની દયાનો વિશેષ લાભ લઈ શકે છે.

મનુષ્યનાં સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ – ત્રણે પ્રકારનાં કર્મો સાથે જ ભગવાનની દયાનો સંબંધ છે – પૂર્વે કરેલાં પુણ્યકર્મોનો સંચય ભગવાનની દયાથી જ થયેલો છે અને તે સંચિત કર્મો અનુસાર જ ભગવાન દયાપૂર્વક જીવોના હિત માટે જ પ્રારબ્ધોનું વિધાન કરે છે. તેથી ભગવાનની દયાના રહસ્યને સમજનારો મનુષ્ય પ્રારબ્ધભોગના સમયે પ્રત્યેક અવસ્થામાં (પરિસ્થિતિમાં) ભગવાનની દયા જ જુએ છે. ક્રિયમાણ શુભ કર્મો પણ ભગવાનની દયાથી જ થાય છે, તેમની દયાથી જ મનુષ્ય સન્માર્ગમાં અગ્રેસર થઈ શકે છે. આમ, બધાં જ કર્મો સાથે ભગવાનની દયાનો નિત્ય સંબંધ છે.

શ્રદ્ધા-ભક્તિપૂર્વક વિચાર કરવાથી ક્ષણે-ક્ષણે, ડગલે-પગલે પ્રત્યેક પરિસ્થિતિમાં મનુષ્યને ભગવાનની દયાના દર્શન થતાં રહે છે. બધા જીવોને પાણી, પવન, પ્રકાશ વગેરે તત્ત્વોથી સુખ-ભોગ મળી રહ્યો છે, તેમનો જીવનનિર્વાહ થઈ રહ્યો છે, ખાવું-પીવું વગેરે કાર્યો ચાલી રહ્યાં છે - તે બધામાં ભગવાનની સમાન ભાવે દયા જ વ્યાપ્ત રહેલી છે.

મનુષ્યનાં શુભ અને અશુભ કર્મો અનુસાર ફળભોગની વ્યવસ્થા કરી દેવામાં ભગવાનની દયાનો જ હાથ છે (અર્થાત્ ભગવાનની દયાના પ્રતાપે જ કર્માનુસાર ફળભોગ થતા રહે છે).

થોડાક જપ, ધ્યાન અને સત્સંગ કરવાથી મનુષ્યનાં જન્મ-જન્માંતરોનાં પાપોનો નાશ થાય છે એવો જે કાયદો ભગવાને બનાવ્યો છે તેમાં પણ ભગવાનની અપાર દયા જ ભરેલી છે.

ભગવાનના શરણે થઈને પ્રેમ અને કરુણભાવથી પ્રાર્થના કરવાથી પ્રત્યક્ષ પ્રગટ થઈ જવું, ભક્તનાં તમામ પ્રકારનાં દુઃખો અને સંકટોને

દૂર કરવાં, શરણાગતનું તમામ પ્રકારે રક્ષણ કરવું, તેને તમામ પ્રકારનાં પાપકર્મો કરવાથી બચાવવો – આ બધું તેમની વિશેષ દયાનું પ્રદર્શન છે. ઈચ્છા અને પ્રાર્થના કર્યા વિના પણ ભક્ત પ્રહ્‌લાદની જેમ દૃઢ વિશ્વાસ રાખીને ભક્તિ કરનારા ભક્તના હિત માટે સ્વયં પ્રગટ થઈને તેને દર્શન આપવાં અને સઘળાં સંકટોથી તેનું રક્ષણ કરવું એ ભગવાનની દયાનું અતિશય વિશેષ પ્રદર્શન છે.

મહાત્માઓ અને શાસ્ત્રો દ્વારા અથવા આપમેળે જ લોકોના અંતઃકરણમાં પ્રેરણા કરીને અથવા સ્વયં અવતાર લઈને લોકોને ખરાબ કર્મો કરવાથી દૂર કરીને સારાં કામો કરવા લગાડવા એ પણ ભગવાનની વિશેષ દયાનું પ્રદર્શન છે.

પત્ની, પુત્ર, ધન, મકાન વગેરે સાંસારિક પદાર્થોની પ્રાપ્તિ અને તેમનો વિનાશ થવામાં તેમ જ શરીરનું સારું રહેવામાં, રોગ અને સંકટાદિની પ્રાપ્તિ અને તેમના દૂર થવામાં તથા સુખ-સંપત્તિની અને દુઃખોની પ્રાપ્તિમાં પણ - આવી કોઈ પણ પરિસ્થિતિમાં ભગવાનની દયાનું જ દર્શન કરવાનો મનુષ્યે અભ્યાસ કરવો જોઈએ.

પત્ની, પુત્ર, ધન, મકાન વગેરે સાંસારિક પદાર્થોની વૃદ્ધિ થાય તેમાં એમ સમજવું જોઈએ કે ભગવાને પૂર્વકૃત પુણ્યકર્મોના ફળસ્વરૂપે આ બધા પદાર્થો બીજાઓને સુખ પહોંચાડવા માટે, ઉત્તમ કર્મો કરવા માટે, ભગવાનમાં પ્રેમ વધારવા માટે અને તમામ પ્રકારે તેમનો ભગવદ્‌ભક્તિમાં ઉપયોગ કરવા માટે જ આપ્યા છે. આવું સમજીને જે મનુષ્ય તે સાંસારિક પદાર્થો સાથે કેવળ શરીરનિર્વાહ પૂરતો જ સંબંધ રાખે છે અને તે બધાને ભગવાનના જ કામમાં ખપમાં લે છે તે જ ઈશ્વરની દયાનું રહસ્ય બરાબર સમજે છે; જે મનુષ્ય તે પદાર્થોને ભોગસુખોમાં ખપમાં લે છે તે ભગવાનની દયાના તત્ત્વને સમજતો નથી.

આ બધા સાંસારિક ભોગ-પદાર્થોનો નાશ થાય તો ત્યારે એમ સમજવું જોઈએ કે આ બધામાં મારી ભોગબુદ્ધિ અને આસક્તિ હતી

એ કારણે એ બધા ભગવદ્ભક્તિમાં બાધક હતા, તેથી પરમ દયાળુ ભગવાને દયાવશ મને પોતાની તરફ આકર્ષિત કરવા માટે આ બધાને મારાથી દૂર કર્યા છે એમાં ભગવાનની પરમ દયા છે. જેમ કે, સંસારમાં એવું જોવામાં આવે છે કે પતંગિયાં અથવા એ જાતનાં બીજાં જંતુ દીવાની જ્યોત જોઈને તેના પર આસક્ત થઈ જાય છે, મોહને લીધે ઊછળી-ઊછળીને તેમાં પડે છે અને ભસ્મ થઈ જાય છે; તેમની આવી ભૂંડી દશા જોઈને દયાળુ મનુષ્ય તે દીવાને ત્યાંથી ખસેડી લે છે અથવા બુઝાવી દે છે – આ કાર્યમાં તે મનુષ્યની તે પતંગિયાં પરની મહાન દયા રહેલી છે. જોકે તે પતંગિયાં આ વાત સમજતાં નથી, તેમની સમજ પ્રમાણે તો તે દીવાને હટાવી લેનારો અત્યંત નિર્દય અને મહાન શત્રુ છે. પણ આ તેમનું અજ્ઞાન છે, તેમની ભૂલ છે. આવી જ રીતે આપણા ભોળા ભાઈઓ કે જેઓ ઈશ્વરની દયાનું રહસ્ય જાણતા નથી તેઓ પણ આ બધા સાંસારિક પદાર્થોનો અભાવ થતો જોઈને અનેક પ્રકારે ઈશ્વરને દોષ આપતા રહે છે; પરંતુ ભગવાન તો પરમ દયાળુ છે તેથી તેઓ તેમના અપરાધ પ્રત્યે લક્ષ આપતા નથી. અને મારા ઉપર પરમ દયા કરીને ભગવાને મને પૂર્વકૃત પાપકર્મોમાંથી ઋણમુક્ત કરવા માટે, ભવિષ્યમાં પાપો કરવામાંથી બચાવવા માટે અને સમસ્ત ભોગસામગ્રી ક્ષણભંગુર છે એવું પ્રત્યક્ષ બતાવીને તેમનામાંથી વૈરાગ્ય ઉત્પન્ન થવા માટે આ બધાનો વિયોગ કર્યો છે – એવું સમજીને જે ભાઈઓ સાંસારિક ભોગ-પદાર્થોના વિયોગ થવામાં પણ ભગવાનની દયાનું દર્શન કરે છે અને હંમેશાં પ્રસન્ન રહે છે તેઓ જ ભગવાનની દયાના રહસ્યને બરાબર સમજે છે.

આ જ પ્રમાણે જ્યારે શરીર નીરોગી રહે તો એમ સમજવું જોઈએ કે, ભગવાનને સર્વવ્યાપી સમજીને સહુમાં ભગવાનનું દર્શન કરતા રહીને બીજાઓની સેવા કરવા માટે, શ્રેષ્ઠ મનુષ્યોનો સંગ કરીને ભગવાનના ગુણ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્યને સમજવા માટે અને

તેમના ભજન-ધ્યાનનો નિરંતર અભ્યાસ કરવા માટે ભગવાન દયા કરીને મને નીરોગી રાખે છે. આવું સમજીને આ ક્ષણભંગુર શરીરને જે મનુષ્ય પરમ દયાળુ પરમાત્માના કામમાં ઉપર્યુક્ત ઉદ્દેશ્ય મુજબ ખપમાં લે છે તે જ તેમની દયાના રહસ્યને બરાબર સમજે છે.

શરીર રોગગ્રસ્ત થઈ જાય તો એમ સમજવું જોઈએ કે આપણને પૂર્વે કરેલાં પાપ-કર્મોમાંથી ઋણમુક્ત કરવા માટે, ભવિષ્યમાં પાપો કરવામાંથી બચાવવા માટે, શરીરમાં વૈરાગ્ય ઉત્પન્ન કરવા માટે અને રોગ વગેરેમાં તપબુદ્ધિ કરીને તેનો લાભ આપવા માટે તેમ જ વારંવાર પોતાની યાદ દેવડાવવા માટે ભગવાને પરમ દયા કરીને પુરસ્કારરૂપે આ અવસ્થા આપી છે. આમ સમજીને જે મનુષ્ય રોગ વગેરેની પ્રાપ્તિમાં પણ કોઈ પણ પ્રકારની ચિંતા કર્યા વગર આનંદપૂર્વક પોતાનું મન નિરંતર ભગવાનના ચિંતનમાં લગાડી રાખે છે તથા ભગવાનના ઉપર્યુક્ત ઉદ્દેશ્યોને બરાબર સમજીને હંમેશાં આનંદિત રહે છે તે જ ભગવાનની દયાના રહસ્યને બરાબર સમજે છે.

આ જ રીતે સુખી અને દુઃખી, મહાત્મા અને પાપી જીવોની સાથે મેળાપ થાય ત્યારે અને વિયોગ થાય ત્યારે તેમ જ તેમની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ થાય ત્યારે, તેમાં હંમેશાં ભગવાનની દયાનું દર્શન કરવું જોઈએ.

સારા મનુષ્યો સાથે મેળાપ થાય તો એમ સમજવું જોઈએ કે તેમના ગુણો અને તેમનાં આચરણોનું અનુકરણ કરાવવા માટે, તેમના ઉપદેશોને અમલમાં મૂકીને ભગવાનમાં પ્રેમ વધારવા માટે ભગવાને પરમ દયા કરીને તેમની સાથે મેળાપ કરાવ્યો છે.

તેમનામાંથી વિયોગ થાય તો ત્યારે એમ સમજવું જોઈએ કે આવા મનુષ્યોનો સંગ હંમેશ માટે રહેવો દુર્લભ છે એ વાતનું મહત્ત્વ સમજાવવા માટે, ફરી (મળવાની) ઉત્કટ ઈચ્છા ઉત્પન્ન કરવા માટે

અને તેમનામાં પ્રેમ વધારવા માટે ભગવાન દયા કરીને જ તેમનાથી વિયોગ કરાવે છે.

દુષ્ટ, દુરાચારી મનુષ્યો સાથે મેળાપ થાય તો એમ સમજવું જોઈએ કે દુરાચારોથી થતી હાનિઓને પ્રત્યક્ષ દેખાડીને દુર્ગુણો અને દુરાચારોમાંથી વિરક્તિ (વૈરાગ્ય) ઉત્પન્ન થવા માટે ભગવાન આવા મનુષ્યો સાથે મેળાપ કરાવે છે.

એવા મનુષ્યોનો વિયોગ થાય ત્યારે એમ સમજવું જોઈએ કે કુસંગથી થતા દોષોથી બચાવવા માટે જ ભગવાન પોતાની દયાથી આવા દુરાચારી મનુષ્યોથી વિયોગ કરાવે છે.

દુઃખી મનુષ્યો અને જીવો સાથે મેળાપ થાય તો એમ સમજવું જોઈએ કે અંતઃકરણમાં કરુણાભાવની વૃદ્ધિ થવા માટે, તેમની સેવા કરવાની તક આપવા માટે અને સંસારમાંથી વૈરાગ્ય ઉત્પન્ન થવા માટે દયામય ભગવાન દયા કરીને જ આવા જીવો સાથે મેળાપ કરાવે છે.

સુખી મનુષ્યો અને જીવો સાથે મેળાપ થાય તો એમ સમજવું જોઈએ કે આ બધાને સુખી જોઈને પ્રસન્ન રહેવાનો બોધ કરાવવા માટે ભગવાને દયા કરીને તેમની સાથે મેળાપ કરાવ્યો છે.

આ બધાયનો વિયોગ થાય તો એમ સમજવું જોઈએ કે જન-સમુદાય પ્રત્યેની આસક્તિ દૂર કરવા માટે, સંસારમાંથી પરમ વૈરાગ્ય ઉત્પન્ન થવા માટે અને એકાંતમાં રહીને ભજન-ધ્યાનનો દૃઢ અભ્યાસ થવા માટે ભગવાને દયાપૂર્વક આવી તક આપી છે.

આ જ પ્રમાણે અન્ય તમામ ઘટનાઓમાં હર-હંમેશાં, બધી જ પરિસ્થિતિઓમાં ભગવાનની દયાનું દર્શન કરવું જોઈએ. આવો અભ્યાસ (મહાવરો) કરીને મનુષ્ય બધા જીવો પર ભગવાનની જે અપાર દયાનો પ્રવાહ વહી રહ્યો છે તેના રહસ્યને સમજીને તેનાથી વિશેષ લાભ લઈ શકે છે.

બધા જીવો પર દયામય પરમેશ્વરની એટલી દયા છે કે મનુષ્ય તેને સંપૂર્ણપણે તો સમજી જ શકતો નથી; મનુષ્ય પોતાની બુદ્ધિથી પોતાના ઉપર જેટલી વધુમાં વધુ દયા સમજે છે તેટલી સમજવી એ પણ ઘણું છે; કારણ કે મનુષ્ય યથાર્થરૂપે તો ઈશ્વરની કલ્પના પણ કરી શકતો નથી.

લોકો ભગવાનને દયાસાગર કહે છે; પરંતુ વિચાર કરવાથી ખબર પડે છે કે આ ઉપમા પણ પર્યાપ્ત નથી, આ તો તેમની અસીમ દયાનો થોડોક પરિચયમાત્ર છે. સમુદ્ર પરિમિત-સીમિત (સીમાબદ્ધ) છે, જ્યારે ભગવાનની દયા અસીમ અને અપાર છે, તોપણ સંસારમાં સમુદ્ર કરતાં મોટી વસ્તુ પ્રત્યક્ષ નહીં હોવાને કારણે લોકો તેની જ ઉપમા આપીને ભગવાનની દયાનું મહત્ત્વ સમજાવવાની કોશિશ કરતા રહે છે.

આ પ્રમાણે બધા જીવો ઉપર ભગવાનની અપાર દયા જ છે અને તેમ છતાં પણ તેનું રહસ્ય નહીં સમજવાને કારણે મનુષ્યો તેનાથી વિશેષ લાભ લઈ શકતા નથી અને પોતાની મૂર્ખતાને કારણે નિરંતર દુઃખોમાં ડૂબેલા રહે છે.

ભગવાનની દયાનું મહત્ત્વ અપાર છે; તેનાથી જે મનુષ્ય જેટલો લાભ લેવા ઈચ્છે તેટલો જ લાભ લઈ શકે છે. ભગવાનની દયાને તેમ જ તેના તત્ત્વ અને રહસ્યને સમજતા ન હોઈએ તોપણ તે દયા સમાનભાવે સાધારણ ફળ આપે છે; તેને જે મનુષ્ય જેટલું અધિક જાણે છે તેને તે તેટલું જ અધિક ફળ આપે છે અને તેને સમજીને તે પ્રમાણે ક્રિયા કરવાથી અત્યંત અધિક ફળ આપે છે.

ભગવાનની દયાનો પ્રભાવ એવો છે કે તેનું રહસ્ય અને તત્ત્વ જાણનારા વડે તે પારસમણિની જેમ સ્વયં ક્રિયા કરાવી લે છે. એટલે કે, જેમ કે કોઈ દરિદ્ર મનુષ્યના ઘરમાં પારસ છે, પણ તેને તેનું જ્ઞાન નથી; તે તેને સાધારણ પથ્થર જ સમજી રહ્યો હોય તો તે મનુષ્ય

તે પારસમણિથી વિશેષ લાભ લઈ શકતો નથી, માત્ર પથ્થરના જેવું જ કામ લઈ શકે છે. પરંતુ એમ કરતાં કરતાં જો અચાનક અણધાર્યો તે પારસનો લોઢા સાથે સ્પર્શ - સંબંધ થઈ જાય તો તે વિશેષ લાભ આપી પણ શકે છે; તેમ જ આવો અદ્‌ભુત ચમત્કાર જોઈને અથવા કોઈ બીજા ગુણજ્ઞ મનુષ્યના સમજાવવાથી તે પેલા પારસને બરાબર પારસ સમજી લે છે, એ પારસના ગુણ અને પ્રભાવનું તેને સારી પેઠે જ્ઞાન થઈ જાય છે ત્યારે એવું જ્ઞાન તે મનુષ્ય પાસે વિશેષ ક્રિયા કરાવડાવીને, તેને પૂર્ણ ફળનો ભાગી બનાવી દે છે. તેવી જ રીતે જ્યારે કોઈ વિશેષ ઘટનાથી અથવા કોઈ મહાપુરુષના સંગથી મનુષ્યને ભગવાનની દયાના તત્ત્વ, રહસ્ય અને પ્રભાવનું થોડું જ્ઞાન થઈ જાય છે તો તે જ્ઞાન તેની પાસેથી સ્વયં ક્રિયા કરાવડાવીને તેને પૂર્ણ ફળનો ભાગી બનાવી દે છે.

જે મનુષ્ય એ રહસ્ય સમજી જાય છે કે ભગવાન પરમ દયાળુ અને સૌના સુહૃદ છે તેને તરત જ પરમ શાંતિ મળી જાય છે. ભગવાને સ્વયં કહ્યું છે –

**સુહૃદં સર્વભૂતાનાં જ્ઞાત્વા માં શાન્તિમૃચ્છતિ ॥**

(ગીતા - ૫/૨૯)

‘(હે અર્જુન!) મારો ભક્ત મને સમસ્ત ભૂતપ્રાણીઓના સુહૃદ અર્થાત્ સ્વાર્થ વિનાના દયાળુ અને પ્રેમી તરીકે તત્ત્વથી જાણીને શાન્તિ મેળવે છે.’

કેમ ન મેળવે? આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ કે જ્યારે કોઈ સાધારણ રાજાધિરાજ અથવા શેઠ-શાહુકાર વિષે આપણો એવો વિશ્વાસ થઈ જાય છે કે અમુક રાજા અથવા શેઠ ઘણા જ દયાળુ અને શક્તિશાળી છે, તે બધાં ઉપર દયા કરે છે અને મળવા ઇચ્છે છે તથા પ્રેમ કરવા ઇચ્છે છે તો આપણને કેટલો આનંદ થાય છે, કેટલું આશ્વાસન મળે

છે, કેટલી શાંતિ મળે છે! અને કોઈ રીતે તેમને મળીને તેમની દયા થકી લાભ લેવાની કેવી ચેષ્ટા થાય છે! તો પછી, સર્વશક્તિમાન, અસંખ્ય કોટિ બ્રહ્માંડોના માલિક ભગવાન વિશે જેને એવો વિશ્વાસ થઈ જાય કે ભગવાન પરમ દયાળુ, સૌના સુહૃદ છે, તેઓ મને પ્રેમ કરવા ઇચ્છે છે, મારા ઉપર તેમની અપાર દયા છે, મળવા ઇચ્છનારાઓને તેઓ સ્વયં મળવા ઇચ્છે છે અને પછી તે શ્રદ્ધાળુ ભક્ત ભગવાનની દયાથી પરમ લાભ લેવાની ચેષ્ટા કરે અને તેને પરમ શાંતિ મળે, તો તેમાં શું આશ્ચર્ય? આ પ્રમાણે ભગવાનની દયાના રહસ્યને સમજનારો સ્વયં પણ પરમ દયાળુ અને સૌનો સુહૃદ બની જાય છે, તેને સ્વયં ભગવાન મળી જાય છે, તે ભગવાનનો અતિશય પ્રિય બની જાય છે, ભગવાનની અને તેની એકતા થઈ જાય છે.

તે પરમ દયાળુ, સૌના સુહૃદ, સર્વશક્તિમાન પરમેશ્વરની અપાર દયા આપણા ઉપર સ્વાભાવિક જ છે. ક્ષણે-ક્ષણે તેમની દયાનો સ્વાભાવિક લાભ આપણને મળી રહ્યો છે, તેઓ સ્વયં અવતાર લઈને પોતાની દયાનું પ્રત્યક્ષ દર્શન કરાવી ગયા છે; તેથી તેના તરફ લક્ષ્ય આપીને ભગવાનની દયાના તત્ત્વ, રહસ્ય અને પ્રભાવને જાણવા માટે આપણે તત્પર થઈ જવું જોઈએ. કારણ કે, આ મનુષ્ય-શરીર ભગવાનની નિર્હેતુક દયાથી જ પ્રાપ્ત થયેલું છે, એમાં જ આ જીવ ભગવાનની દયાને સમજી શકે છે અને તેમનો પરમ પ્રેમપાત્ર બની શકે છે. ક્ષણે-ક્ષણે આયુષ્ય નષ્ટ થઈ રહ્યું છે, પછી આવી તક મળવી અસંભવ છે. ગયેલો સમય પાછો મળી શકતો નથી, તેથી આવા અમૂલ્ય માનવજીવનને વિષયભોગો ભોગવવામાં, મોહ-માયામાં, આળસ અને પ્રમાદમાં વ્યર્થ ગુમાવવો જોઈએ નહીં.



# શરણાગતિનું સ્વરૂપ અને ફળ

શરણાગતિનું પ્રારંભિક સ્વરૂપ કેવું હોય છે અને ત્યારબાદ તેનું સ્વરૂપ કેવું થઈ જાય છે – આ જ વિષય પર આ નિબંધમાં વિચાર કરવો છે. આ વિષય ઘણો જ ગંભીર અને રહસ્યપૂર્ણ છે, જે વ્યક્તિ આ રહસ્યને હૃદયંગમ કરી લે છે તે હંમેશ માટે કૃતાર્થ થઈ જાય છે. મહર્ષિ પતંજલિએ પણ યોગદર્શનમાં સૌપ્રથમ મનનો નિરોધ કરવા માટે અભ્યાસ કરવાનું અને વૈરાગ્ય કેળવવાનું કહ્યું છે અને પછી **'ઈશ્વરપ્રણિધાનાદ્વા'** કહીને શરણાગતિના મહત્ત્વનું પ્રતિપાદન કર્યું છે. રામાયણ, ગીતા વગેરેમાં પણ ઈશ્વરશરણને જ ભગવાનની પ્રાપ્તિ માટેનું મુખ્ય સાધન બતાવવામાં આવ્યું છે શરણાગતિ અને ભક્તિ – બંનેનું એક જ તાત્પર્ય છે. એમની પહેલાં 'અનન્ય' શબ્દ જોડી દેવાથી શરણાગતિ અને ભક્તિમાં પૂર્ણતા આવી જાય છે.

શરણની શરૂઆત 'હે નાથ! હું તમારો છું' – આ કહેવા માત્રથી જ થઈ જાય છે. આ જ કથન આગળ જતાં યથાર્થ શરણાગતિના રૂપમાં પરિણમી જાય છે. મારવાડમાં ક્યામખ્યાની નામની એક મુસલમાન જાતિ છે. સાંભળવામાં આવે છે કે પહેલાં આ લોકો હિંદુ હતા. જે જગ્યાએ આ લોકો મુખ્યત્વે કરીને રહેતા હતા ત્યાંના શાસકે આમને મુસલમાન બનાવી લેવાની દાનતથી એમ કહ્યું કે 'તમારી પાસેથી હું એક વાતની આશા રાખું છું અને તે એ કે તમે લોકો વાસ્તવમાં ભલે મુસલમાન ન બનો, પણ પૂછવામાં આવે તો ઓછામાં ઓછું પોતાને મુસલમાન બતાવતા રહો.' રાજાની આ આજ્ઞા માની લેવામાં તેમને કોઈ વાંધો નડ્યો નહીં. તેમનો ઘરેલુ વ્યવહાર અને વૈયક્તિક રહેણીકરણી બરાબર હિંદુઓના જેવાં જ જળવાઈ રહ્યાં, પણ પૂછવાથી તેઓ પોતાને મુસલમાન જ બતાવતા હતા. આશ્ચર્ય છે કે મુસલમાન શાસકની આ દૂરદર્શિતાપૂર્ણ નીતિ સત્વરે કામ કરી

ગઈ અને આજે એ લોકોની ખાણી-પીણી, રહેણીકરણી વગેરે સઘળા વ્યવહારો સંપૂર્ણપણે મુસલમાની ઢંગમાં ઢળી ગયા છે! હવે તે લોકો પોતાને વાસ્તવમાં સંપૂર્ણ મુસલમાન માનવા લાગ્યા છે. આ દૃષ્ટાંત અનુસાર જો આપણે પોતાના ઈશ્વરરૂપી રાજાના વ્યાપક રાજ્યમાં રહીને એવું સ્વીકારી લઈએ કે 'હે પ્રભુ! અમે તમારા છીએ', તો પછી આપણને સાચા ભક્ત બની જવામાં વાર લાગશે નહીં; કારણ કે તે દયાળુ પરમેશ્વરે તો ઢોલ વગાડીને આ ઘોષણા જ કરી રાખેલી છે કે –

**સકૃદેવ પ્રપન્નાય તવાસ્મીતિ ચ યાચતે ।**
**અભયં સર્વભૂતેભ્યો દદામ્યેતદ્વ્રતં મમ ॥**

(વાલ્મીકીય રામાયણ, યુદ્ધકાંડ - ૧૮/૩૩)

'જે મનુષ્ય એક વાર પણ મારા શરણમાં આવીને 'હે નાથ! હું તમારો છું' એમ કહીને મારી પાસેથી અભય ઇચ્છે છે, હું તેને સમસ્ત ભૂત-પ્રાણીઓ તરફથી નિર્ભય કરી દઉં છું. આ મારું વ્રત છે.'

મહાભારત યુદ્ધના આરંભ વખતે ગીતામાં અર્જુન પણ આ જ પ્રમાણે શરણાગતરૂપે આપણને દૃષ્ટિગત થાય છે. તે મનના સંતાપથી વ્યથિત થઈને પોતાના ચિરંતન સખા ભગવાન શ્રીકૃષ્ણ સમક્ષ કાતર (આર્દ્ર) સ્વરમાં બોલી ઊઠે છે –

**કાર્પણ્યદોષોપહતસ્વભાવઃ**
**પૃચ્છામિ ત્વાં ધર્મસમ્મૂઢચેતાઃ ।**
**યચ્છ્રેયઃ સ્યાન્નિશ્ચિતં બ્રૂહિ તન્મે**
**શિષ્યસ્તેઽહં શાધિ માં ત્વાં પ્રપન્નમ્ ॥**

(ગીતા - ૨/૭)

'કાયરતારૂપી દોષને લીધે જેનો સ્વભાવ નાશ પામ્યો છે એવો તથા ધર્મની બાબતમાં મોહિત-ચિત્ત થયેલો હું તમને પૂછું છું કે જે નિશ્ચિતરૂપે કલ્યાણકારી સાધન હોય તે મને કહો; કારણ કે હું તમારો શિષ્ય છું; તેથી તમારે શરણે આવેલા મને ઉપદેશ આપો.'

આ (પ્રસંગ)ની પહેલાં ગીતામાં ક્યાંય પણ શરણાગતિનું વર્ણન આવ્યું નથી, તેથી આ શરણાગતિ પ્રારંભિક સમજવી જોઈએ; કારણ કે આના પછી જ તે કહેવા લાગે છે કે 'હું યુદ્ધ કરીશ નહીં.' સંજય કહે છે –

**એવમુક્ત્વા હૃષીકેશં ગુડાકેશઃ પરન્તપ ।**
**ન યોત્સ્ય ઇતિ ગોવિન્દમુક્ત્વા તૂષ્ણીં બભૂવ હ ॥**

(ગીતા - ૨/૯)

'હે પરંતપ! નિદ્રાને જીતનારો અર્જુન ઇન્દ્રિયોના સ્વામી (હૃષીકેશ) શ્રીકૃષ્ણ મહારાજને આમ કહીને, પછી ગોવિંદ ભગવાનને 'હું યુદ્ધ કરીશ નહીં' એમ સ્પષ્ટ કહીને ચૂપ થઈ ગયો.'

અર્જુનની આ **'ન યોત્સ્યે'**-વાળી ઉક્તિ સાંભળીને ભગવાન પોતાનું સ્મિત ખાળી શક્યા નહીં, કારણ કે એક તરફ તો તે કહી રહ્યો છે કે 'હું તમારે શરણે છું, મને ઉપદેશ આપો' અને બીજી તરફ પોતાનું મનમાન્યું કહે છે કે 'હું યુદ્ધ કરીશ નહીં.' આ વ્યવહાર તો પેલા ઝઘડાખોર માણસના વ્યવહાર જેવો જ થયો કે જે પોતાના કોઈ વિશ્વાસપાત્ર પંચ પાસે જઈને કહે છે કે 'મારો એક નેવાની બાબતમાં પાડોશી સાથે ઝઘડો થઈ ગયો છે, તમે તેનો ફેંસલો (ન્યાય-ચુકાદો) કરી આપો. મને તમારો નિર્ણય સર્વથા માન્ય રહેશે; પરંતુ એ વાત ધ્યાનમાં રાખવી કે એ નેવાનું પાણી તો જ્યાં પડે છે ત્યાં જ પડશે.' આ વાત સાંભળીને પંચ તેનો આવો આગ્રહ જોઈને મનોમન હસે છે અને ન્યાય કરાવવા કોઈ બીજા પાસે જવાની સલાહ આપે છે. અહીં અર્જુનની દશા પણ આના જેવી જ જોવા મળે છે. તે કહે છે કે 'હું તમારે શરણે છું, તમે કહેશો તે કરીશ, પણ યુદ્ધ નહીં કરું.' આવી દશામાં પણ દયામય ભગવાનને અર્જુનના આ કથનથી કોઈ અન્યથા ભાવ થયો નહીં; તેમણે તેને પોતાના શરણમાંથી દૂર કર્યો નહીં, બલકે દરેક રીતે તેને સમજાવી-મનાવીને માર્ગ પર લાવવાનો સફળ પ્રયત્ન કર્યો, કારણ કે તે **'ત્વાં પ્રપન્નમ્'** – 'હું તમારે શરણે છું' એમ એક વાર કહી ચૂક્યો હતો.

આ કથનથી એવું નહીં સમજવું જોઈએ કે વાસ્તવમાં અર્જુનની ભગવદ્ભક્તિમાં ઊણપ હતી. તેની ભક્તિમાં ઊણપ હોત તો ભગવાન તેના રથના ઘોડાઓને જ શા માટે હાંકતા? વાત એવી છે કે ભગવાને પોતાની લીલાથી અર્જુનને મોહિત-જેવો કરીને અહીં લોકશિક્ષણ અર્થે પ્રારંભિક શરણાગતિનું સ્વરૂપ બતાવ્યું છે.

આ તો પ્રારંભિક શરણાગતિની વાત થઈ. હવે શરણાગતિના સ્વરૂપને સમજવાની જરૂર છે. ઈન્દ્રિયો, મન, શરીર અને આત્મા – એ સર્વ સાથે સર્વથા નિષ્કામ પ્રેમભાવથી ભગવાનના શરણે થવું એનું નામ જ અનન્ય શરણાગતિ છે. પરમેશ્વરનાં નામ, રૂપ, ગુણ, પ્રભાવ, લીલા અને રહસ્યનું હંમેશાં મનન કરતા રહેવું એ મનથી ભગવાનના શરણે થવું છે. વાણીથી ભગવાનના નામનું ઉચ્ચારણ કરવું, ચરણોથી ભગવાનના મંદિર વગેરેમાં જવું, આંખોથી ભગવાનની મૂર્તિ વગેરેનું દર્શન તેમ જ શાસ્ત્રોનું અવલોકન કરવું, કાનોથી તેમના ગુણાનુવાદ વગેરે સાંભળવું તથા હાથોથી તેમના વિગ્રહની પૂજા કરવી અને સહુમાં ભગવદ્બુદ્ધિ કરીને સહુની સેવા કરવી તથા શ્રીહરિની આજ્ઞાઓનું પાલન કરવું વગેરે – આ બધું ઈન્દ્રિયોથી તેમના શરણે થવું છે તથા ભગવાનના પ્રેમ સિવાય અન્ય કશાયને પણ હૃદયમાં સ્થાન નહીં આપવું અને ભગવાનને પરાયણ થવું એ જ સ્વયં પોતાનું ભગવાનને સમર્પણ કરી દેવું છે, એ જ અનન્ય શરણ છે. શાસ્ત્રોમાં તો પરમ દયાળુ પરમાત્માને ફક્ત એક જ વાર પ્રણામ કરી દેવા એનું પણ ઘણું અધિક માહાત્મ્ય બતાવવામાં આવ્યું છે –

**એકોऽપિ કૃષ્ણસ્ય કૃતઃ પ્રણામો**
**દશાશ્વમેધાવભૃથેન તુલ્યઃ ।**
**દશાશ્વમેધી પુનરેતિ જન્મ**
**કૃષ્ણપ્રણામી ન પુનર્ભવાય ॥**

(મહાભારત, શાન્તિપર્વ - ૪૭/૧૨)

'ભગવાન શ્રીકૃષ્ણને કરેલો એક નમસ્કાર (પ્રણામ) પણ દસ અશ્વમેધ યજ્ઞોનાં અવભૃથસ્નાનની બરોબર છે, (આટલું જ નહીં, વિશેષતા એ છે કે) દશ અશ્વમેધ યજ્ઞો કરનારાએ તો ફરીથી જન્મ લેવો પડે છે, પણ ભગવાન શ્રીકૃષ્ણને પ્રણામ કરનારાએ ફરી જન્મ લેવો પડતો નથી.'

આ જ પ્રમાણે શ્રીહરિના પવિત્ર નામનું ફક્ત એ જ વાર ઉચ્ચારણ કરી દેવાથી પણ સમસ્ત પાપોનો નાશ થાય છે અને અવર્ણનીય ફળની પ્રાપ્તિ થાય છે. પ્રત્યક્ષમાં આવું ફળ નહીં દેખાવામાં આપણી અશ્રદ્ધા જ મુખ્ય કારણ છે.

વાણીથી શરણે થવું એ જેટલું સહેલું છે તેટલી શરીરની શરણાગતિ સહેલી નથી. એક માણસ કોઈનો અપરાધ કરી બેસે છે, ત્યારે તે પોતાને સંકટમાં પડેલો સમજીને ક્ષમા-યાચના માટે તેના શરણમાં જાય છે; તે સમયે તે પોતાના મુખેથી તો તેની ક્ષમા માગી લે છે, પણ તેના પગોમાં પડી જવું વગેરે કરવામાં તેને સંકોચ થાય છે. તેમ છતાં પણ તે કેવળ કથન (વાણી) દ્વારા પણ પોતાના અપરાધોને માફ કરાવી જ લે છે. વાણી અને શરીરથી શરણે થવું એની તુલનામાં ઇન્દ્રિયો સહિત અંતઃકરણથી શરણે થવું એ એથીય અધિક મુશ્કેલ છે. કારણ કે મનુષ્ય વાણીથી કહી દે છે કે હું તમારે શરણે છું અને શરીરથી પણ ચરણોમાં પડીને શરણાગત થઈ જાય છે, પરંતુ મનથી શરણે થવું એ એનાથીય મુશ્કેલ છે. મનથી શરણે થઈ જવાનું ફળ એ છે કે ભગવાન સિવાય અન્ય કોઈ વસ્તુનું ચિંતન જ થતું નથી; તેને તો નિત્ય-નિરંતર પોતાના પ્રિયતમ વાસુદેવ જ સર્વત્ર વિરાજમાન દેખાવા લાગે છે.

**વાસુદેવઃ સર્વમિતિ સ મહાત્મા સુદુર્લભઃ ॥***

(ગીતા - ૭/૧૯)

* 'સર્વ કાંઈ વાસુદેવ જ છે' – આ પ્રમાણે તત્ત્વથી સમજીને જે મારે શરણે થઈ જાય છે તે મહાત્મા ઘણો દુર્લભ છે.

ઉપર કહ્યા પ્રમાણે પરમાત્માને શરણે થઈ જવાથી કોઈ કોઈ સાધકને તો પોતાના શરીરનું પણ સાનભાન રહેતું નથી. તે ભગવાનથી પર એવા અન્ય કોઈને પણ જાણતો નથી અને ભગવાનના જ અનન્ય પ્રેમમાં મગ્ન રહે છે. આ શરણાગતિમાં અગાઉ કહેલા બધા જ પ્રકારો સમાવિષ્ટ છે.

હવે પ્રશ્ન ઉપસ્થિત થઈ શકે છે કે 'અમે તે પ્રભુના શરણે થવા ક્યાં જઈએ? મંદિરમાં જઈને તેમના વિગ્રહનું શરણ લઈએ, કે પછી સર્વત્ર પ્રતિષ્ઠિત સર્વવ્યાપક વિભુનું શરણ ગ્રહણ કરીએ?' આના ઉત્તરમાં નિવેદન છે કે જેવી જેની રુચિ હોય તે અનુસાર તે ભગવાનનું શરણ લઈ શકે છે. જો કોઈ વિશેષ કારણથી મંદિરોમાં જવામાં સુવિધા કે રુચિ ન હોય તો જ્યાં સુવિધા કે રુચિ હોય ત્યાં તે ભગવાનનું શરણ લઈ શકે છે. કારણ કે ભગવાન સર્વવ્યાપક છે (અર્થાત્ સર્વત્ર વ્યાપ્ત છે), કોઈ પણ સ્થાન એવું નથી કે જ્યાં તેઓ ન હોય. જો આપણે તેમને કોઈ વસ્તુ અર્પણ કરવા ઈચ્છીએ તો તેઓ તત્કાળ તેને ગ્રહણ કરી શકે છે, કારણ કે તેઓ **'સર્વતઃપાણિ'** છે અર્થાત્ બધી બાજુએ હાથોવાળા છે; જો આપણે તેમને નમસ્કાર કરવા ઈચ્છીએ તો તેઓ આપણા નમસ્કારનો પણ સર્વત્ર સ્વીકાર કરી શકે છે, કારણ કે તેઓ **'સર્વતઃપાદ'** છે અર્થાત્ સર્વત્ર પગોવાળા છે; જો આપણે તેમને પોતાની શ્રદ્ધાપૂર્ણ પૂજા-ક્રિયા વગેરે દેખાડવા ઈચ્છીએ તો તેઓ તેમને જોઈ પણ શકે છે, કારણ કે તેઓ **'સર્વતોડક્ષિ'** છે અર્થાત્ બધી જગ્યાએ નેત્રોવાળા છે; જો આપણે તેમના મસ્તક પર પ્રેમ-પુષ્પાંજલિ સમર્પિત કરવા ઈચ્છીએ તો તેઓ તેનો પણ સહર્ષ સ્વીકાર કરી શકે છે, કારણ કે તેઓ **'સર્વતઃશિરઃ'** છે અર્થાત્ બધાં સ્થળોએ મસ્તકવાળા છે; આપણા દ્વારા કરવામાં આવેલા ગુણાનુવાદો (ગુણ-પ્રશંસાગાન)ને પણ તે પ્રભુ સર્વત્ર સાંભળી શકે છે, કારણ કે તેઓ **'સર્વતઃશ્રુતિમત્'** છે અર્થાત્ સર્વત્ર કાનોવાળા

છે. આ પ્રમાણે પ્રેમથી અર્પણ કરેલા આપણા નૈવેદ્યને પણ તે **'સર્વતોમુખઃ'** ભગવાન* નિઃસંકોચ આરોગી શકે છે.

**પત્રં પુષ્પં ફલં તોયં યો મે ભક્ત્યા પ્રયચ્છતિ।**
**તદહં ભક્ત્યુપહૃતમશ્નામિ પ્રયતાત્મનઃ॥**

(ગીતા - ૯/૨૬)

'જે કોઈ ભક્ત મારે માટે પ્રેમપૂર્વક પત્ર, પુષ્પ, ફળ, જળ વગેરે અર્પણ કરે છે તે શુદ્ધબુદ્ધિવાળા નિષ્કામ પ્રેમી ભક્તે પ્રેમપૂર્વક અર્પણ કરેલાં તે પત્ર-પુષ્પ વગેરેને સગુણરૂપે પ્રગટ થઈને હું પ્રેમપૂર્વક આરોગું છું.'

ઉપરની પંક્તિઓમાં ભગવાનના નિમિત્તે પૂજા વગેરે ક્રિયાઓ કરવાની વિધિનું નિરૂપણ કરવામાં આવ્યું. હવે નિરાકાર સર્વવ્યાપક ભગવાન વિભુની આજ્ઞાઓ કેવી રીતે પ્રાપ્ત કરવામાં આવે એ વિષે થોડું લખવામાં આવે છે.

ગીતાના ઉપદેશોને જ ભગવાનની આજ્ઞા માનીને અર્જુનની જેમ પોતે જ પોતાને તે (આજ્ઞા)નો અનુગત બનાવી લેવો. આ કથનથી એવી શંકા થઈ શકે છે કે કોઈ સંદિગ્ધ (અસ્પષ્ટ) વિષયને નહીં સમજી શકવાની સ્થિતિમાં તેનું સમાધાન કેવી રીતે કરવું. તો આનો ઉત્તર એ છે કે એકાંતમાં બેસીને 'સર્વભૂતાશયસ્થિત' ભગવાનને પોતાના મનના સમસ્ત સંદેહ સંભળાવી દેવા; આમ કરવાથી તેઓ આપમેળે જ હૃદયમાં પ્રેરણા કરી શકે છે. આમ કરવા છતાં પણ હૃદયની મલિનતાને કારણે જો કોઈ વાત સમજી ન શકાય તો

* **સર્વતઃપાણિપાદં તત્સર્વતોઽક્ષિશિરોમુખમ્।**
**સર્વતઃશ્રુતિમલ્લોકે સર્વમાવૃત્ય તિષ્ઠતિ॥** (ગીતા - ૧૩/૧૩)
'તેઓ બધી બાજુએ હાથ-પગવાળા, બધી બાજુએ નેત્રો, મસ્તક અને મુખવાળા તથા બધી બાજુએ કાનવાળા છે; કારણ કે તેઓ સંસારમાં સૌને વ્યાપીને સ્થિત છે.'

ભગવાનના ભક્તોને પૂછવું જોઈએ. તેવા ભક્તોનો પત્તો (ઠામ-ઠેકાણું) પણ ભગવાન જ બતાવી શકશે; તેઓ જેમના વિશે હૃદયમાં પ્રેરણા કરે તેઓ જ આપણે માટે ભક્ત છે એમ કહી શકાય.

આપણે પૂર્ણપણે ભગવાનના શરણે થઈ ગયા – એનો નિર્ણય કેવી રીતે થાય? આ શંકાનું સમાધાન કરવા માટે અર્જુનનું દૃષ્ટાંત આપીએ છીએ. ભગવાન અર્જુનને કહે છે –

**મન્મના ભવ મદ્ભક્તો મદ્યાજી માં નમસ્કુરુ ।**
**મામેવૈષ્યસિ સત્યં તે પ્રતિજાને પ્રિયોઽસિ મે ॥**

(ગીતા - ૧૮/૬૫)

'(હે અર્જુન!) તું મારામાં મનવાળો થા, મારો ભક્ત બન, મારું પૂજન કરનારો થા અને મને પ્રણામ કર. આમ કરવાથી તું મને જ પામીશ, આ હું તારી આગળ સત્ય પ્રતિજ્ઞા કરું છું; કારણ કે તું મને અત્યંત પ્રિય છે.'

આ શ્લોકમાં શરણાગતિની ચારે વાતો આવી ગઈ. **'મન્મના:'** અર્થાત્ મારામાં મન જોડનારો થા; **'મદ્ભક્ત:'** અર્થાત્ મારામાં જ, પ્રેમ કરનારો થા; નહીં કે પત્ની-પુત્ર વગેરેમાં, **'મદ્યાજી'**થી ભગવાનની પૂજા અને આજ્ઞાપાલન સમજવું જોઈએ; અને **'નમસ્કુરુ'** અર્થાત્ મારાં ચરણોમાં પ્રણામ કર. પ્રણામ કરવાનું મહત્ત્વ તો આ લોકમાં પણ પ્રત્યક્ષ જ જોવામાં આવે છે. જ્યારે અપરાધી ચરણોમાં ઝૂકી પડે છે ત્યારે ભલેને કોઈ કેટલોય નિષ્ઠુરહૃદય કેમ ન હોય, તેણે તે (અપરાધી)ને ક્ષમા આપવી જ પડે છે. નાનું બાળક અપરાધ કરીને પોતાની માતાના ખોળામાં જઈ બેસે છે અને મોટું સંતાન ચરણોમાં ઝૂકી પડે છે. આ પ્રમાણે ભક્તે પોતાના પરમ સુહૃદ પરમાત્માનાં ચરણકમળોમાં નમી પડવું. પછી, ભલેને તે મારે કે તારે, એની કોઈ પરવા નહીં; ભગવાને કરેલાં વિધાનોમાં હંમેશાં પ્રસન્ન રહેવું, મોટામાં મોટું દુ:ખ આવી પડવા છતાં પણ ક્યારેય વિચલિત

ન થવું. જે સમયે બાળકના ગૂમડા પર નસ્તર મૂકવામાં આવે છે – ગૂમડું ચીરવામાં આવે છે તે સમયે તે પોતાની માતાના ખોળામાં સુખેથી બેઠેલો રહે છે, જરાયે ગભરાતો નથી. તે રડતો હોવા છતાં પણ એ વાત જાણે છે કે મારી સ્નેહમયી માતા ક્યારેય સ્વપ્નમાં પણ મારું અહિત કરી શકે નહીં; તેનું પ્રત્યેક વિધાન મારે માટે હંમેશાં મંગળમય જ હોય છે. આવી જ રીતે ભક્ત નિઃશંક બનીને વિશ્વાસપૂર્વક ભગવાનનાં ચરણોમાં ઢળેલો રહે છે. મોટામાં મોટું દુઃખ આવીને ઊભું રહે તોપણ બુદ્ધિના વિચારથી તે તેની ભીતર પોતાના કલ્યાણને જ જોતો રહે છે; પરંતુ ક્યારેક ક્યારેક પ્રણયકોપ પણ કરી બેસે છે અને ક્યારેક ક્યારેક રડવા પણ લાગે છે. પ્રભુ તેના બાળકપણાને સમજે છે અને તેના દુઃખની - તેના રડવાની પરવા કરતા નથી અને અંતે તેને એવો બનાવી દે છે કે તે પ્રત્યેક સ્થિતિમાં સંતુષ્ટ રહે છે; તે અનિકેત બની જાય છે – શરીર અને સદન તેનાં નિકેત (રહેવાનું ઘર) રહેતાં નથી; તેનું દેહાભિમાન છૂટી જાય છે અને તેની ઘરની આસક્તિ નષ્ટ થઈ જાય છે.

ભગવાન પણ કહે છે –

**તુલ્યનિન્દાસ્તુતિર્મૌની સન્તુષ્ટો યેન કેનચિત્ ।**
**અનિકેતઃ સ્થિરમતિર્ભક્તિમાન્મે પ્રિયો નરઃ ॥**

(ગીતા - ૧૨/૧૯)

'જે નિંદા અને સ્તુતિને સમાન સમજનારો, મનનશીલ અને ગમે તે પ્રકારે પણ શરીરનો નિર્વાહ થતાં સદા સંતુષ્ટ રહેનારો છે તથા રહેવાના સ્થાનમાં મમતા અને આસક્તિ વિનાનો છે તે સ્થિરબુદ્ધિ ભક્તિમાન મનુષ્ય મને પ્રિય છે.'

આ પ્રમાણે બુદ્ધિ સ્થિર થઈ જવાથી તે પ્રત્યેક વિધાનમાં પ્રસન્ન રહે છે. ગીતાના બારમા અધ્યાયના ૧૩માથી ૧૯મા સુધીના શ્લોકોમાં

ભગવાને ભક્તોનાં જે લક્ષણો બતાવ્યાં છે તેઓ જો આપણામાં દૃઢિભૂત થાય તો સમજી લેવું જોઈએ કે આપણે સંપૂર્ણપણે ભગવાનના શરણે થઈ ગયા.

અહીં સુધી શરણાગતિની પ્રારંભિક અને અંતિમ સ્થિતિનું પ્રતિપાદન કરવામાં આવ્યું. હવે તેનાં વચ્ચેનાં પગથિયાં પર પણ થોડો પ્રકાશ પાડવો જરૂરી જણાય છે. જેમ હનુમાનજીએ છલાંગ મારીને જ સમુદ્ર પાર કરી લીધો હતો તે જ રીતે ભક્ત પણ વચ્ચેનાં પગથિયાં ચડ્યા વિના પણ સંસારસાગર પાર કરીને પરમાત્માની દયાથી પોતાના અભીષ્ટ ધામ પર પહોંચી શકે છે.

ભગવાન શ્રીકૃષ્ણ વડે વર્ણવાયેલા, ગીતાના સોળમા અધ્યાયના આરંભના **'અભયં સત્ત્વસંશુદ્ધિર્જ્ઞાનયોગવ્યવસ્થિતિઃ'** વગેરે દૈવી સંપદાના ગુણોને પોતાના હૃદયમાં ધારણ કરી લેવા એ જ શરણાગતિની વચ્ચેની સ્થિતિ છે, એનું ફળ ભગવત્પ્રાપ્તિ છે.

જો કહેવામાં આવે કે 'દૈવી સંપત્તિનાં લક્ષણોને ભક્તિમાર્ગનાં સાધન શા માટે માનવામાં આવે?' – તો ભગવાને નવમા અધ્યાયમાં સ્પષ્ટ કહ્યું છે –

**મહાત્માનસ્તુ માં પાર્થ દૈવીં પ્રકૃતિમાશ્રિતાઃ ।**
**ભજન્ત્યનન્યમનસો જ્ઞાત્વા ભૂતાદિમવ્યયમ્ ॥**

(ગીતા - ૯/૧૩)

'હે પાર્થ! દૈવી પ્રકૃતિના આશ્રિત આત્માઓ તો મને બધાં ભૂતપ્રાણીઓનું સનાતન કારણ અને નાશરહિત અક્ષર-સ્વરૂપ જાણીને અનન્ય મનથી (મારામાં) જોડાઈને નિરંતર મને ભજે છે.'

**સતતં કીર્તયન્તો માં યતન્તશ્ચ દૃઢવ્રતાઃ ।**
**નમસ્યન્તશ્ચ માં ભક્ત્યા નિત્યયુક્તા ઉપાસતે ॥**

(ગીતા - ૯/૧૪)

'તે દૃઢ નિશ્ચયવાળા ભક્તો નિરંતર મારાં નામ અને ગુણોનું કીર્તન કરતા-કરતા તથા મારી પ્રાપ્તિ માટે પ્રયત્ન કરતા-કરતા અને મને વારંવાર પ્રણામ કરતા-કરતા હંમેશાં મારા ધ્યાનમાં સંલગ્ન થઈને અનન્ય પ્રેમથી મારી ઉપાસના કરે છે.'

આ શ્લોકમાં ભક્તિ (શરણાગતિ)નાં લક્ષણોનું વર્ણન કર્યું છે, તેથી દૈવી સંપદાને ભક્તિના પ્રકરણમાં ગણવી એ ઉચિત જ છે.

શરણાગતિના માર્ગ પર ચાલનારા સાધકના હૃદયમાંના દુર્ગુણો અને દુરાચાર આપમેળે જ નષ્ટ થઈ જાય છે તથા સદ્‌ગુણો અને સદાચારનો વિકાસ પણ ભગવાનની દયાથી આપોઆપ જ થતો જાય છે. દૈવી સંપદાની પ્રાપ્તિ અને આસુરી સંપદાના નાશમાં ભગવાનની દયા જ મુખ્ય હેતુ છે. જો સદ્‌ગુણોનો વિકાસ થતો ન દેખાય તો સમજવું જોઈએ શરણમાં હજી પણ ત્રુટિ (કચાશ) છે. જેમ સૂર્યનું શરણ લેવાથી અંધકાર માટે ક્યાંય પણ સ્થાન રહેવા પામતું નથી, તેવી જ રીતે ભગવાનના શરણે થઈ જવાથી હૃદયમાં કોઈ પણ પ્રકારનો દોષ રહી જ શકતો નથી. શરણાગતિની દૃઢતા માટે સાધકે હંમેશાં આત્મનિરીક્ષણ કરતા રહેવું જોઈએ. એણે પોતાના મનને હંમેશાં જોતા-તપાસતા રહેવું જોઈએ કે 'મારામાં સદ્‌ગુણોનો અને ભગવાનનો વાસ થઈ રહ્યો છે કે વિષયોનો.' તેણે ધ્યાન રાખવું કે 'મારી વાણી ભગવાનના ગુણાનુવાદનો રસાનુભવ કરી રહી છે કે નહીં. મારી ક્રિયાઓ ભગવાનના બદલે ક્યાંક ભોગો માટે તો નથી થઈ રહીને?' શરીરનું સમર્પણ કરી દેવાથી તત્સંબંધી સુખો-દુઃખોમાં સાધકને સ્પષ્ટપણે ભગવાનની દયા દેખાવા લાગે છે. જેમ જેમ ભગવાનમાં પ્રેમ વધે છે તેમ તેમ વિષયોમાં આનંદ ઓછો થતો જાય છે અને ભગવાનમાં તે વધતો જાય છે. આ જ પ્રેમની કસોટી છે. ભગવાનમાં જેટલો પ્રેમ વધતો જશે તેટલું જ ભગવાનનું જ્ઞાન થતું જશે, તેટલો જ સાંસારિક વિષયોમાંથી વૈરાગ્ય થશે અને તેમનામાં

આપમેળે જ આનંદ ઓછો થતો જણાવા લાગશે. ધીરે ધીરે ભગવત્પ્રેમનો આનંદ વધશે અને પછી તેની આગળ ત્રિલોકનો આનંદ પણ તુચ્છ લાગશે.

ભગવાનના શરણાર્થીએ એવું માનવું જોઈએ કે ભગવાન જે કંઈ કરે છે તે બધું મંગળ જ કરે છે. તેમના પ્રત્યેક વિધાનમાં દયા અને ન્યાય છે એમ માનીને આનંદિત થવું જોઈએ. એવાં જ નવીન કર્મો કરવાં જોઈએ કે જેમનાથી ભગવાન પ્રસન્ન થાય. ભગવાનને પ્રતિક્ષણ યાદ રાખવા જોઈએ. પત્ની-પુત્ર વગેરે પ્રાપ્ત થતાં એમ સમજવું કે તેઓ ભગવાનની પ્રાપ્તિમાં મદદ કરવા માટે મળ્યાં છે; અને તેમનો નાશ થતાં એમ સમજવું કે હું તેમની આસક્તિમાં ફસાઈ ગયો હતો, માટે ભગવાને દયા કરીને તેમને દૂર કર્યાં છે. આ જ પ્રમાણે અન્ય પદાર્થોની પ્રાપ્તિ અને વિનાશ થવામાં પણ સમજવું જોઈએ.

આ પ્રમાણે સમજતાં-સમજતાં મનનો જેટલો જેટલો વિકાર દૂર થતો જાય છે તેટલો તેટલો જ તે ભગવાનની નજીક થતો જાય છે. પ્રભુની દયાથી તેનામાં સદ્‌ગુણોની વૃદ્ધિ થતી રહે છે. તે કોઈની સેવા કરે છે તો એમ સમજે છે કે હું પ્રભુની સેવા કરી રહ્યો છું. પ્રત્યેક કાર્યમાં તેનો નિઃસ્વાર્થ ભાવ રહે છે. જેમ પતિવ્રતા સ્ત્રી અતિથિઓની સેવા કરે છે, પણ તેમનામાં આસક્ત થતી નથી, તેવી જ રીતે ભક્ત પણ સઘળી દુનિયાની સેવા કરતો રહેવા છતાં પણ તેમાં આસક્ત થતો નથી.

કોઈ-કોઈ ભક્તમાં એવું પણ થાય છે કે જ્યારે સેવા કરવાથી તેની પ્રતિષ્ઠા થવા લાગે છે ત્યારે આરંભમાં તો તે એનાથી પ્રસન્ન થાય છે અને ખૂબ સેવા કરે છે, પણ આગળ જતાં વિચારે છે કે હું તો માન-મોટાઈ માટે સેવા કરી રહ્યો છું, પ્રભુને માટે ક્યાં કરું છું? ધીરે ધીરે માન-મોટાઈની તેની ઇચ્છા ઓછી થતી જાય છે અને

સ્વયં માન-મોટાઈના ઉદ્દેશ્યને છોડતો જાય છે, પરંતુ તેમ છતાંય બીજાઓ વડે અપાયેલી માન-મોટાઈનો ક્યાંક સ્વીકાર કરી બેસે છે. ત્યારબાદ તે માન-મોટાઈ પ્રાપ્ત થવાથી લજ્જિત થઈ જાય છે; મનમાં વિચારે છે કે પૃથ્વી ફાટી પડે તો તેમાં સમાઈ જાઉં! અને ત્યારપછી તો જ્યાં આવો મોકો આવવાની સંભાવના હોય છે ત્યાં તે જવા જ ઇચ્છતો નથી, જેમ કે પતિવ્રતા સ્ત્રી અપ્રિય વાતાવરણમાં જવા ઇચ્છતી નથી. આવી સ્થિતિમાં તેને માન-મોટાઈમાં દુઃખ અને અપમાન તથા નિંદામાં સુખ અનુભવાવા લાગે છે. આ જ રીતે ક્રમશઃ તેના અહંકારનો સમૂળો નાશ થતો જાય છે, તે વિચારે છે કે મારામાં જે 'હું' હતો તે 'હું' તો પ્રભુના શરણે થઈ ગયો; હવે તો હું પ્રભુની માત્ર કઠપૂતળી જ છું. આવી સ્થિતિ બતાવતાં ભગવાન કહે છે –

**યે તુ સર્વાણિ કર્માણિ મયિ સંન્યસ્ય મત્પરાઃ ।**
**અનન્યેનૈવ યોગેન માં ધ્યાયન્ત ઉપાસતે ॥**
**તેષામહં સમુદ્ધર્તા મૃત્યુસંસારસાગરાત્ ।**
**ભવામિ નચિરાત્પાર્થ મય્યાવેશિતચેતસામ્ ॥**

(ગીતા - ૧૨/૬-૭)

'મારે પરાયણ રહેનારા જે ભક્તજનો સમસ્ત કર્મોને મારામાં અર્પણ કરીને, મુજ સગુણ-સ્વરૂપ પરમેશ્વરને જ અનન્ય ભક્તિયોગથી ચિંતન કરતા રહીને ભજે છે તે મારામાં ચિત્ત જોડનારા પ્રેમી ભક્તોનો તો, હે પાર્થ! હું સત્વરે મૃત્યુરૂપી સંસારસાગરમાંથી ઉદ્ધાર કરનારો થાઉં છું.'

મતલબ એ કે જેમ કઠપૂતળીને સૂત્રધાર જેમ નચાવે છે તેમ જ તે નાચે છે, પોતાના તરફથી કોઈ ક્રિયા કરતી નથી, તેવી જ રીતે તે ભક્ત પોતાના અહંકારથી કશું જ કરતો નથી. તેના વડે જે કંઈ થાય છે તે બધું ભગવાન જ કરે છે, તેથી તેની પ્રત્યેક ક્રિયા પવિત્ર - આદર્શ હોય છે. તેનાથી એવું કોઈ કાર્ય થતું જ

નથી કે જે ભગવાનની આજ્ઞા અને રુચિને પ્રતિકૂળ હોય. આ જ કર્મોનું અર્પણ છે. તેનાં મન, શરીર, ઇન્દ્રિયો – સર્વ કાંઈ ભગવાનને જ અર્પિત હોય છે. આ જ પ્રમાણે તે સુખ-દુઃખની પ્રાપ્તિમાં પણ કોઈ પ્રકારે પોતાની સ્થિતિમાંથી વિચલિત થતો નથી, બલકે તેને ભગવાનનું વિધાન સમજીને ડગલે-પગલે ભગવાનની દયાનું દર્શન કરતો મુગ્ધ રહે છે. તેનું ચિત્ત અનન્યભાવે કેવળ ભગવાનના જ ચિંતનમાં લાગેલું રહે છે, બીજા કોઈ પદાર્થના અસ્તિત્વની કલ્પના પણ તેની વૃત્તિમાં આવતી નથી. આ પ્રમાણે કર્મથી, શરીર અને ઇન્દ્રિયોથી તથા મન અને બુદ્ધિથી જે મનુષ્ય સર્વથા ભગવાનને અર્પિત થઈ જાય છે તેનો ભગવાન સ્વયં સંસારસાગરમાંથી સત્વરે ઉદ્ધાર કરે છે અને તેને પોતાનો પરમ પ્રેમી બનાવી લે છે અને પોતે પણ તેના પરમ પ્રેમી બની જાય છે. આવી સ્થિતિમાં તેને બધી બાજુએ પ્રભુનું જ રૂપ દેખાવા લાગે છે. ત્યારે તેને નીતિનું પણ જ્ઞાન રહેતું નથી, તે મસ્ત બની જાય છે. આ જ પૂર્ણ શરણાગતિ છે, આને જ અનન્ય ભક્તિ અને અનન્ય શરણ કહે છે, આ જ સ્વયં પોતાનું ભગવાનને સંપૂર્ણપણે સમર્પણ છે.



# અનન્યભક્તિનું સ્વરૂપ અને રહસ્ય

સમય ઘણો જ અમૂલ્ય છે, તેથી એક ક્ષણ પણ વ્યર્થ ગુમાવવી જોઈએ નહીં. રાત્રે સૂતી વખતે ભગવાનના નામનો જપ અને તેમનું ધ્યાન કરતાં કરતાં જ સૂવું જોઈએ. આ રીતે સૂવાથી શયનકાળ પણ સાધનકાળ બની જાય છે.

દિવસના સમયે હરતાં-ફરતાં, ખાતાં-પીતાં, ઊઠતાં-બેસતાં, જેમ ગોપીઓ પોતાનો સમય (ભગવત્સ્મૃતિમાં) વિતાવતી હતી તેવી જ રીતે સમય વિતાવવો જોઈએ.

શ્રીમદ્‌ભાગવતમાં કહેવામાં આવ્યું છે –

**યા દોહનેऽવહનને મથનોપલેપ-**
**પ્રેઙ્ખેઙ્ખનાર્ભરુદિતોક્ષણમાર્જનાદૌ ।**
**ગાયન્તિ ચૈનમનુરક્તધિયોऽશ્રુકણ્ઠ્યો**
**ધન્યા વ્રજસ્ત્રિય ઉરુક્રમચિત્તયાનાઃ ॥**

(શ્રીમદ્‌ભાગવત - ૧૦/૪૪/૧૫)

'જેઓ ગાયોનું દૂધ દોહતી વખતે, ડાંગર વગેરે ખાંડતી વખતે, દહીં વલોવતી વખતે, આંગણું લીંપતી વખતે, બાળકોને પારણામાં ઝુલાવતી વખતે, રડતાં બાળકોને હાલરડું સંભળાવતી વખતે, ઘરોમાં પાણી છાંટતી વખતે અને કચરો-પૂજો વાળવો વગેરે કામ કરતી વખતે પ્રેમપૂર્ણ ચિત્તથી આંખોમાં આંસુ ભરીને ગદ્‌ગદ વાણીથી શ્રીકૃષ્ણનું ગાન કરતી રહે છે; આ રીતે હંમેશાં શ્રીકૃષ્ણમાં જ ચિત્ત જોડી રાખનારી વ્રજની તે ગોપીઓ ધન્ય છે!'

આવી જ રીતે આપણે પણ હરહંમેશ વાણીથી ભગવાનનાં નામો અને ગુણોનું કીર્તન અને મનથી ભગવાનનું ધ્યાન કરવું જોઈએ; એમાં જરા પણ ક્યારેય કચાશ રહેવી જોઈએ નહીં.

પ્રાતઃકાળ અને સાયંકાળ – બંને સમયે સાધન કરવા માટે આપણે

નિયમિતપણે સમય પ્રયોજવો જોઈએ. નિયમિતપણે આપણે જે સમય પ્રયોજીએ તેને પણ ઘણો જ મૂલ્યવાન બનાવી લેવો જોઈએ. ભગવાનના નામના જપની સાથે નિમ્નલિખિત છ બાબતોનું વિશેષરૂપે ધ્યાન રાખવામાં આવે તો નામ-જપ ઘણો મૂલ્યવાન બની શકે છે –

(૧) નામ-જપ બની શકે તો મનથી, નહીં તો શ્વાસ વડે કરવો; તે પણ ન બની શકે તો જીભ વડે જ કરવામાં આવે.

(૨) નામ-જપ કરતી વખતે, જેનું નામ છે તે નામી (ભગવાન)ને યાદ રાખવા જોઈએ.

(૩) નામ-જપ ગુપ્ત રીતે કરવા. કોઈને એમ કહેવું જોઈએ નહીં કે હું આટલો જપ કરું છું.

(૪) નામ-જપ શ્રદ્ધા-વિશ્વાસપૂર્વક કરવો જોઈએ.

(૫) નામ-જપ પ્રેમમાં વિહ્વળ થઈને કરવો જોઈએ.

(૬) નામ-જપ નિષ્કામભાવે કરવો જોઈએ.

આમાં એકે-એક ભાવ મૂલ્યવાન છે. શ્રદ્ધા, પ્રેમ અને નિષ્કામભાવ – આમનામાંથી એક પણ સાથે રહે તો તેનાથી આપણો સંસારસાગરમાંથી ઉદ્ધાર થઈ શકે છે.

ભગવાનનું ધ્યાન કરતી વખતે આ છ બાબતો સાથે હોવી જોઈએ –

(૧) ભગવાનના નામનો જપ.

(૨) સંસારમાંથી વૈરાગ્ય.

(૩) ભગવાનના ગુણો, પ્રભાવ અને લીલાનું સ્મરણ.

(૪) આ બધામાં ભગવાના તત્ત્વ અને રહસ્યને સમજવું.

(૫) નિરંતરતા.

(૬) નિષ્કામભાવ.

આ પ્રમાણે જો ધ્યાન કરવામાં આવે અને તે ધ્યાન એક ક્ષણ

માટે પણ થઈ જાય તો તેના જેવું તપ નથી, તીર્થ નથી, વ્રત નથી, દાન નથી, યજ્ઞ નથી, કંઈ પણ નથી.

આ પ્રમાણે પોતાના સમયને મૂલ્યવાન બનાવવો જોઈએ.

ગીતાનો પાઠ આ પ્રમાણે કરવો જોઈએ – એક મનુષ્ય અઢારે અધ્યાયોના મૂળ શ્લોકોનો પાઠ કરે છે અને બીજો મનુષ્ય કેવળ એક અધ્યાયનો જ, અર્થ અને ભાવ સમજીને પાઠ કરે છે તો પહેલાના કરતાં એક અધ્યાયનો પાઠ કરનારો શ્રેષ્ઠ છે. અર્થ અને ભાવને સમજીને હૃદયમાં ધારણ કરવામાં આવે અને પછી તેને કાર્યાન્વિત કરવામાં આવે એટલે કે કાર્યરૂપે પરિણત કરવામાં આવે તો તે સૌથી ઉત્તમ છે. રામાયણ વગેરેનો પાઠ કરવાની બાબતમાં પણ આ જ વાત સમજવી જોઈએ.

પૂજા આપણે માનસિક કરવી જોઈએ, જાણે કે પ્રત્યક્ષ કરી રહ્યા છીએ તેમ. ભગવાનનું ધ્યાન કરીને પૂજા કરવી, ભોગ ધરાવવો, આરતી ઉતારવી, પછી સ્તુતિ-પ્રાર્થના કરવી. આ બધું પણ ભાવપૂર્વક મંત્રોના અર્થ સમજીને, શ્રદ્ધા-ભક્તિપૂર્વક, નિષ્કામભાવે અને પ્રેમમાં વિહ્વળ થઈને કરવું. ચિત્ર વગેરેના સહારે જો ધ્યાન કરવામાં આવે તો તે ચિત્ર કે મૂર્તિનું નહીં, સાક્ષાત્ ભગવાનનું જ ધ્યાન કરવું. આવું ધ્યાન અને પૂજા પણ મહત્ત્વનાં છે; આવી પૂજામાં મન અન્યત્ર જવાની ગુંજાશ નથી, કારણ કે માનસિક પૂજામાં ભગવાનનું સ્વરૂપ પણ માનસિક જ હોય છે. શરીરથી આપણે ભગવાનની જે પૂજા કરીએ છીએ તે પણ માનસિક હોય છે, તેની સામગ્રી પણ માનસિક હોય છે અને જે ક્રિયા કરવામાં આવે છે તે પણ માનસિક જ હોય છે. આ પ્રકારની પૂજામાં મનના અહીં-તહીં ભટકવાની સંભાવના જ રહેતી નથી.

ભગવાનની સ્તુતિ-પ્રાર્થના પણ ભાવસહિત, શ્રદ્ધા, પ્રેમ અને નિષ્કામભાવપૂર્વક કરવી. ભગવાન વિશે એવો વિશ્વાસ થઈ જવો જોઈએ કે ભગવાન છે, ઘણાઓને મળ્યા છે, મળે છે અને મને પણ મળશે. આ પ્રમાણે ભગવાનના અસ્તિત્વ (સત્તા) વિશે તેમ જ તેમની

સુલભતા વિશે વિશ્વાસ રાખવો જોઈએ.

વિવેકપૂર્વક વૈરાગ્ય થાય અને વૈરાગ્યપૂર્વક ઉપરતિ થાય તો તરત સંસારમાંથી વૃત્તિઓ હટી જાય છે અને આપોઆપ જ પરમાત્મામાં જોડાઈ જાય છે. ચિત્તની વૃત્તિ – બંને એક જ જગ્યાએ રહે છે. જ્યાં આપણી પ્રીતિ હશે ત્યાં આપણી ચિત્તવૃત્તિ આપોઆપ જ જોડાઈ જશે. તેથી ભગવાનમાં પ્રેમ વધારવો જોઈએ. પ્રેમમાં મુખ્ય હેતુ (અર્થાત્ કારણભૂત) શ્રદ્ધા છે અને શ્રદ્ધામાં મુખ્ય હેતુ અંતઃકરણની શુદ્ધિ છે.

શ્રીભગવાને ગીતામાં કહ્યું છે –

**સત્ત્વાનુરૂપા સર્વસ્ય શ્રદ્ધા ભવતિ ભારત।**
**શ્રદ્ધામયોઽયં પુરુષો યો યચ્છ્રદ્ધઃ સ એવ સઃ॥**

(ગીતા - ૧૭/૩)

'હે ભારત! બધા જ મનુષ્યોની શ્રદ્ધા તેમનાં અંતઃકરણને અનુરૂપ હોય છે; આ મનુષ્ય (જીવાત્મા) શ્રદ્ધામય છે, તેથી જે મનુષ્ય જેવી શ્રદ્ધાવાળો છે તે પોતે પણ તેવો જ (અર્થાત્ તેવા જ સ્વભાવનો) છે.'

શ્રદ્ધા પણ સાધારણ નહીં, અતિશય - પરમ શ્રદ્ધા હોવી જોઈએ. પરમ શ્રદ્ધા તેને કહે છે કે જે પ્રત્યક્ષ કરતાં પણ અધિક હોય. કોઈ પદાર્થ પ્રત્યક્ષમાં તો દેખાતો ન હોય, પણ શ્રદ્ધાસ્પદ (અર્થાત્ શ્રદ્ધેય મહાપુરુષ)નાં વચનોમાં એવો વિશ્વાસ થઈ જવો જોઈએ કે જેથી તે પદાર્થ પ્રત્યક્ષ હોય તે કરતાં પણ અધિક સ્પષ્ટ દેખાવા લાગે. રાજા દ્રુપદ અને તેમની પત્નીની શ્રીશિવજીનાં વચનોમાં આવી જ શ્રદ્ધા હતી. શિખંડીની બાબતમાં શ્રીશિવજીએ તેને કહી રાખ્યું હતું કે તે પહેલાં છોકરીરૂપે ઉત્પન્ન થશે અને પછી છોકરો બની જશે. પરિણામે, રાજા દ્રુપદને દીકરી થઈ; પરંતુ તેઓ તેને દીકરો જ સમજ્યા અને દશાર્ણ દેશના રાજા હિરણ્યવર્માની દીકરી સાથે તેનાં લગ્ન પણ કરી દીધાં. પ્રત્યક્ષ તો દીકરી હતી, છતાં પણ તેને દીકરો માની લીધી. આવો જ વિશ્વાસ ભગવાનનાં વચનોમાં અને ગીતાનાં વચનોમાં હોવો જોઈએ.

જ્ઞાન, વૈરાગ્ય, એકાંત-વાસ, નિષ્કામભાવ, નામ-જપ, શ્રદ્ધા અને પ્રેમ – આ બધાં જ ઘણાં મૂલ્યવાન છે. તેમનો સંયોગ થવાથી ભગવાનનું ધ્યાન આપોઆપ જ થવા લાગે છે; કારણ કે આ બધાં ધ્યાનમાં સહાયક છે.

અંતઃકરણની શુદ્ધિ થાય છે નિષ્કામ કર્મથી તથા ભગવાનના નામ-જપ અને ધ્યાનથી. અંતઃકરણની શુદ્ધિ થવાથી ભગવાનમાં શ્રદ્ધા-ભક્તિ થાય છે અને શ્રદ્ધા-ભક્તિ થવાથી (ભગવાનમાં) પ્રેમ થાય છે – ***'બિનુ પરતીતિ હોઈ નહિં પ્રીતી ।'*** પ્રેમની વૃદ્ધિ થવાથી મનુષ્ય ભગવાનના ગુણ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્યને યથાર્થરૂપે સમજી જાય છે. ભગવાનનાં ગુણ, પ્રભાવ, તત્ત્વ, રહસ્ય – આ બધાં જ મૂલ્યવાન છે. ભગવાનનાં નામ, રૂપ, લીલા, ધામ – આ બધાંમાં ગુણ, પ્રભાવ, તત્ત્વ, રહસ્યનું દર્શન કરવામાં આવે અને ગુણ-પ્રભાવનું પણ તત્ત્વ-રહસ્ય સમજાઈ જાય તો હૃદયનો ભાવ આપોઆપ જ ઉચ્ચ કોટિનો થઈ જાય છે તથા સાધકનું જીવન જ પલટાઈ જાય છે, તેની સ્થિતિ (દશા-અવસ્થા)માં વિલક્ષણ પરિવર્તન થઈ જાય છે.

આ બધી વાતો સાંભળી-સાંભળીને ચિત્તમાં આનંદ થાય, પ્રસન્નતા થાય, શાંતિ મળે, આનંદની અનુભૂતિ થાય, ભગવાનને મળવાની આશા થઈ જાય તો એનાથી પણ સાધકની દશા અત્યંત જલદી બદલાઈ જાય છે અને મિનિટોમાં ભગવાન મળી શકે છે.

જ્યારે ચિત્તની સ્થિતિ બદલાઈ જાય છે ત્યારે હૃદય પ્રફુલ્લિત થઈ જાય છે, વાણી ગદ્‌ગદ થઈ જાય છે, કંઠ રુંધાય છે, શરીરમાં રોમાંચ થવા લાગે છે, આંખોમાંથી અશ્રુપાત થવા લાગે છે, નાસિકામાંથી પણ પાણી વહેવા લાગે છે, તેનાં મન, બુદ્ધિ અને ઇન્દ્રિયો – બધામાં જાણે કે આનંદનું પૂર આવી જાય છે.

આવી સ્થિતિ ન થાય તો ભગવાનના વિયોગમાં દુઃખ થવું જોઈએ અને તે દુઃખમાં એવો અનુભવ થવો જોઈએ કે ભગવાન વિના જીવન

વ્યર્થ છે. વિરહની વ્યાકુળતામાં તેની એવી જ દશા થઈ જવી જોઈએ કે જેવી દશા શ્રીરામના વિરહમાં ભરતજી મહારાજની થઈ હતી. ભરતજીની દશાનું વર્ણન કરતાં શ્રીતુલસીદાસજી કહે છે –

**રામ બિરહ સાગર મહઁ ભરત મગન મન હોત ।**
**બિપ્ર રૂપ ધરિ પવનસુત આઇ ગયઉ જનુ પોત ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૧ ક)

આને માટે આપણે સદ્ગુણો, સદાચાર, ભગવદ્ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય – આ બધાંને અમૃતતુલ્ય સમજીને હરહંમેશ તેમનું સેવન કરવું જોઈએ અને તેમનાથી વિપરીત દુર્ગુણો, દુરાચાર, દુર્વ્યસન, આળસ, પ્રમાદ, નિંદ્રા અને ભોગ – આ બધાંને સાધનમાં મહાન વિઘ્નો સમજીને તેમનો સ્વરૂપથી સર્વથા ત્યાગ કરી દેવો જોઈએ; તેમને ક્ષણમાત્ર માટે પણ આશ્રય આપવો જોઈએ નહીં.

ભગવાનના મળવામાં એક-એક ક્ષણનો જે વિલંબ થઈ રહ્યો છે તે યુગના જેવો પ્રતીત થવો જોઈએ. ભરતજી ભગવાનને મળવા માટે જ્યારે ચિત્રકૂટ તરફ જઈ રહ્યા હતા ત્યારે ત્યાં પહોંચવામાં જે વિલંબ થઈ રહ્યો હતો તે તેમને અસહ્ય થઈ રહ્યો હતો. તેવી જ રીતે આપણને, ભગવાનને મળવામાં જે વિલંબ થઈ રહ્યો છે તે અસહ્ય થઈ પડવો જોઈએ. પાણીના વિયોગમાં માછલીની જેવી દશા થાય છે, જેવો તલસાટ થાય છે તેવો તલસાટ જો ભગવાનના વિરહમાં થવા લાગે તો પછી ભગવાન આપણને મળવામાં વિલંબ કરતા નથી.

સાથે સાથે, આપણે એકનિષ્ઠ થવું જોઈએ. જેમ પપૈયો એકનિષ્ઠ હોય છે, તે આકાશમાંથી પડેલા જળબિંદુને જ ગ્રહણ કરે છે, જમીન પર પડેલું પાણી પીતો નથી, ભલે ને તે ગંગાજળ જ કેમ ન હોય; તેવી જ રીતે એક પરમાત્મા સિવાય અન્ય કોઈ પણ પદાર્થ આપણા કામનો નહીં હોવો જોઈએ.

ધ્યાનમાં આપણી એકાગ્રતા ચકોર પક્ષી જેવી હોવી જોઈએ. જ્યારે પૂર્ણિમાનો ચંદ્રમા ઉદય પામે છે ત્યારે ચકોર પક્ષી ચંદ્રના ઉદયથી તેના અસ્ત થવા સુધી તેના તરફ જોતું જ રહે છે, ભલેને પ્રાણ કેમ ન ચાલ્યા જાય. તે તેને એકીટસ નિહાળ્યા જ કરે છે, તેના અમૃતમય સ્વરૂપનું રસપાન કરતું જ રહે છે. એવી જ રીતે ભગવાનનું ધ્યાન કરતી વખતે તેમની રૂપમાધુરીનું રસપાન કરતા રહેવું જોઈએ.

ભગવાનના વિરહમાં આપણી વ્યાકુળતા રુક્મિણીના જેવી થવી જોઈએ. આપણે એવો નિશ્ચય કરવો જોઈએ કે ભગવાન આવશે નહીં તો મારા પ્રાણ રહેશે નહીં. આવી પરિસ્થિતિમાં ભગવાને બાધ્ય થઈને તે પ્રેમી પાસે પહોંચી જવું પડે છે. તેથી એવી નિષ્ઠા હોવી જોઈએ કે ભગવાન નહીં આવશે તો જીવીને પણ શું કરવું છે. આનો એવો મતલબ કદી પણ નથી કે આપણે આત્મહત્યા કરી લેવી જોઈએ, પણ ભગવાનના વિરહની વ્યાકુળતામાં આપણી એવી દશા થઈ જવી જોઈએ કે તેમનાં દર્શન વિના આપણા પ્રાણ નીકળવા માટે તરફડવા લાગે.

શ્રીભરતજી કહે છે –

**બીતેં અવધિ રહહિં જૌં પ્રાના । અધમ કવન જગ મોહિ સમાના ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - પ્રારંભની ચોપાઈ)

'અવધિ વીતી ગયા પછી પણ જો ભગવાન નહીં આવી પહોંચે અને તેમ છતાં પણ હું જીવતો રહીશ તો સંસારમાં મારા જેવો પાપી કોણ હશે?'

આવી સ્થિતિ પ્રાપ્ત કરવા માટે આપણે મન જ્યાં-જ્યાં જાય ત્યાં-ત્યાંથી તેને હટાવીને તેને ભગવાનમાં જોડતા રહેવું જોઈએ. ભગવાને કહ્યું છે –

**યતો યતો નિશ્ચરતિ મનશ્ચઞ્ચલમસ્થિરમ્ ।**
**તતસ્તતો નિયમ્યૈતદાત્મન્યેવ વશં નયેત્ ॥**

(ગીતા - ૬/૨૬)

'આ સ્થિર નહીં રહેનારું અને ચંચળ મન જે જે શબ્દ વગેરે વિષયોના નિમિત્તે સંસારમાં વિચરે છે તે તે વિષયમાંથી રોકીને એટલે કે હટાવીને તેને વારંવાર પરમાત્મામાં જ નિરુદ્ધ (રોકાયેલું) કરવું.' – અર્થાત્ જ્યાં મન જાય ત્યાંથી તેને વશ કરીને પરમાત્મામાં નિયોજવું.

અથવા મન જ્યાં જાય ત્યાં પરમાત્માને જ જોવા –

**યો માં પશ્યતિ સર્વત્ર સર્વં ચ મયિ પશ્યતિ ।**
**તસ્યાહં ન પ્રણશ્યામિ સ ચ મે ન પ્રણશ્યતિ ॥**

(ગીતા - ૬/૩૦)

'જે મનુષ્ય સમસ્ત ભૂત-પ્રાણીઓમાં સૌના આત્મા-રૂપ મુજ વાસુદેવને જ વ્યાપ્ત જુએ છે અને સમસ્ત ભૂતપ્રાણીઓને મુજ વાસુદેવની અંતર્ગત જુએ છે તેને માટે હું અદૃશ્ય હોતો નથી અને તે મારે માટે અદૃશ્ય હોતો નથી.'

કારણ કે ભગવાને કહ્યું છે –

**સમોઽહં સર્વભૂતેષુ ન મે દ્વેષ્યોઽસ્તિ ન પ્રિયઃ ।**
**યે ભજન્તિ તુ માં ભક્ત્યા મયિ તે તેષુ ચાપ્યહમ્ ॥**

(ગીતા - ૯/૨૯)

'હું સમસ્ત ભૂતપ્રાણીઓમાં સમભાવે વ્યાપ્ત છું; ન તો કોઈ મને અપ્રિય છે અને ન તો પ્રિય છે; છતાં પણ જે ભક્તો મને પ્રેમથી ભજે છે તેઓ મારામાં છે અને હું પણ તેમનામાં પ્રત્યક્ષરૂપે પ્રગટ છું.'

ભક્તો ચાર પ્રકારના હોય છે – અર્થાર્થી, આર્ત્ત, જિજ્ઞાસુ અને જ્ઞાની. આમનામાં નિષ્કામી જ્ઞાની ભક્ત શ્રેષ્ઠ છે. ભગવાન કહે છે –

**તેષાં જ્ઞાની નિત્યયુક્ત એકભક્તિર્વિશિષ્યતે ।**
**પ્રિયો હિ જ્ઞાનિનોઽત્યર્થમહં સ ચ મમ પ્રિયઃ ॥**

(ગીતા - ૭/૧૭)

'એમનામાંથી નિત્ય મારામાં એકીભાવે સ્થિત, અનન્ય પ્રેમભક્તિવાળો જ્ઞાની ભક્ત ઘણો શ્રેષ્ઠ છે; કારણ કે મને તત્ત્વથી

જાણનારા જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું અને તે જ્ઞાની મને અત્યંત પ્રિય છે.'

**ઉદારાઃ સર્વ એવૈતે જ્ઞાની ત્વાત્મૈવ મે મતમ્ ।**
**આસ્થિતઃ સ હિ યુક્તાત્મા મામેવાનુત્તમાં ગતિમ્ ॥**

(ગીતા - ૭/૧૮)

'આ બધા જ (ભક્તો) ઉદાર (શ્રેષ્ઠ) છે, પરંતુ જ્ઞાની તો સાક્ષાત્ મારું સ્વરૂપ જ છે – આવો મારો મત છે; કારણ કે મારામાં જ મન-બુદ્ધિવાળો તે જ્ઞાની ભક્ત અતિ-ઉત્તમ ગતિસ્વરૂપ મારામાં જ સારી રીતે (સમ્યક્પણે) સ્થિત છે.'

આ પ્રમાણે ઉક્ત ચારે પ્રકારના ભક્તોમાં ભગવાને જ્ઞાની ભક્તની વિશેષ પ્રશંસા કરી છે; એકનિષ્ઠ જ્ઞાનીને શ્રેષ્ઠ અને પોતાનો અતિશય પ્રિય કહ્યો છે, કારણ કે ભગવાનનું આ બિરુદ (ટેક) છે –

**યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્ ।**

(ગીતા - ૪/૧૧નો પૂર્વાર્ધ)

'જે ભક્તો મને જે પ્રકારે ભજે છે, હું પણ તેમને તે પ્રકારે ભજું છું.'

તેથી તન્મય થઈને ભગવાનને ભજવા જોઈએ.

**સર્વભૂતસ્થિતં યો માં ભજત્યેકત્વમાસ્થિતઃ ।**
**સર્વથા વર્તમાનોઽપિ સ યોગી મયિ વર્તતે ॥**

(ગીતા - ૬/૩૧)

'જે મનુષ્ય એકીભાવમાં સ્થિત થઈને સમસ્ત ભૂતપ્રાણીઓમાં આત્મારૂપે સ્થિત મુજ સચ્ચિદાનંદઘન વાસુદેવને ભજે છે તે યોગી બધા પ્રકારે વર્તતો હોવા છતાં પણ મારામાં જ વર્તે છે.'

– કારણ કે તેની દૃષ્ટિમાં મારા સિવાય બીજી વસ્તુ છે જ નહીં. લોકોની દૃષ્ટિમાં તો તે સંસારમાં રહીને બધાં કામ કરે છે, પણ વાસ્તવમાં તે સંસારમાં સ્થિત નથી, મારામાં જ સ્થિત છે.

આ બધી વાતો સમજીને આપણે પોતાની સ્થિતિ જ્ઞાની મહાત્માઓના જેવી બનાવવી જોઈએ. ઉચ્ચ કોટિના જે સાધક જ્ઞાની ભક્તો છે તેઓ નિરંતર ભગવાનને ભજે છે; તેથી તેમને માટે ભગવાન સુલભ છે. ભગવાને કહ્યું છે –

**અનન્યચેતાઃ સતતં યો માં સ્મરતિ નિત્યશઃ ।**
**તસ્યાહં સુલભઃ પાર્થ નિત્યયુક્તસ્ય યોગિનઃ ॥**

(ગીતા - ૮/૧૪)

'હે પાર્થ! જે મનુષ્ય મારામાં અનન્યચિત્ત થઈને સદૈવ નિરંતર મુજ પુરુષોત્તમનું સ્મરણ કરતો રહે છે તે નિત્ય-નિરંતર મારામાં સંલગ્ન થયેલા યોગી માટે હું સુલભ છું અર્થાત્ તેને સહેજે જ પ્રાપ્ત થઈ જાઉં છું.'

તેથી ભગવાન કહે છે –

**અહં સર્વસ્ય પ્રભવો મત્તઃ સર્વં પ્રવર્તતે ।**
**ઈતિ મત્વા ભજન્તે માં બુધા ભાવસમન્વિતાઃ ॥**

(ગીતા - ૧૦/૮)

'હું વાસુદેવ જ સમસ્ત જગતની ઉત્પત્તિનું કારણ છું અને મારા થકી જ સઘળું જગત ચેષ્ટા કરે છે (અર્થાત્ ક્રિયાશીલ છે) – આ પ્રમાણે સમજીને શ્રદ્ધા અને ભક્તિથી યુક્ત બુદ્ધિમાન ભક્તજનો મુજ પરમેશ્વરને જ નિરંતર ભજે છે.'

કેવી રીતે ભજે છે? – એનો ઉત્તર ભગવાનના જ શબ્દોમાં સાંભળો –

**મચ્ચિત્તા મદ્ગતપ્રાણા બોધયન્તઃ પરસ્પરમ્ ।**
**કથયન્તશ્ચ માં નિત્યં તુષ્યન્તિ ચ રમન્તિ ચ ॥**

(ગીતા - ૧૦/૯)

'નિરંતર મારામાં મન જોડનારા અને મારામાં જ પ્રાણોને અર્પણ કરનારા ભક્તજનો મારી ભક્તિની ચર્ચા દ્વારા પરસ્પરમાં મારા પ્રભાવને

જણાવતા રહીને તથા ગુણ અને પ્રભાવ રહિત મારું કથન કરતા રહીને જ નિરંતર સંતુષ્ટ રહે છે અને મુજ વાસુદેવમાં જ નિરંતર રમણ કરે છે.'

આ પ્રમાણે તે ભક્તો નિત્ય-નિરંતર મને ભજતા રહીને મારી કૃપાથી મને પ્રાપ્ત કરી લે છે –

**તેષાં સતતયુક્તાનાં ભજતાં પ્રીતિપૂર્વકમ્ ।**
**દદામિ બુદ્ધિયોગં તં યેન મામુપયાન્તિ તે ॥**

(ગીતા - ૧૦/૧૦)

'નિરંતર મારા ધ્યાન વગેરેમાં જોડાયેલા અને મને પ્રેમપૂર્વક ભજનારા તે ભક્તોને હું તે તત્ત્વજ્ઞાનરૂપી (બુદ્ધિ)યોગ આપું છું કે જેનાથી તેઓ મને જ પ્રાપ્ત કરી લે છે.'

**તેષામહં સમુદ્ધર્તા મૃત્યુસંસારસાગરાત્ ।**
**ભવામિ નચિરાત્પાર્થ મય્યાવેશિતચેતસામ્ ॥**

(ગીતા - ૧૨/૭)

'હે પાર્થ! મારામાં ચિત્ત જોડનારા તે પ્રેમી ભક્તોનો હું સત્વરે મૃત્યુરૂપી સંસારસાગરમાંથી ઉદ્ધાર કરનારો થાઉં છું (એટલે કે નાવિક બનીને આ સંસારસાગરમાંથી તેમને પાર ઉતારી દઉં છું, એમાં વિલંબને સ્થાન નથી).'

**અનન્યાશ્ચિન્તયન્તો માં યે જનાઃ પર્યુપાસતે ।**
**તેષાં નિત્યાભિયુક્તાનાં યોગક્ષેમં વહામ્યહમ્ ॥**

(ગીતા - ૯/૨૨)

'જે અનન્ય પ્રેમી ભક્તજનો મુજ પરમેશ્વરને નિરંતર ચિંતન કરતા રહીને નિષ્કામભાવે ભજે છે તે નિત્ય-નિરંતર મારું ચિંતન કરનારા મનુષ્યોના યોગક્ષેમનું હું પોતે વહન કરું છું.'

અપ્રાપ્તની પ્રાપ્તિનું નામ 'યોગ' છે અને પ્રાપ્તના રક્ષણનું નામ 'ક્ષેમ' છે – અર્થાત્ જ્યાં સુધીમાં તે ભક્તો સાધન કરી લે છે (ત્યાં

સુધી) તેમનું રક્ષણ તો કરું જ છું, સાથે જ તેમનામાં જે ઊણપ હોય છે તેની પૂર્તિ પણ કરું છું. બીજા શબ્દોમાં, આજ સુધી જે વસ્તુની - પરમપદની તેમને પ્રાપ્તિ થઈ નથી (તેમના માટે ભગવાન વચન આપે છે કે) તે વસ્તુ તેમને પ્રાપ્ત કરાવી દઉં છું.

ભગવાનની આ ઘોષણા ઉપર ધ્યાન આપીને આપણે એવા જ બનવું જોઈએ. આ પ્રકારની અનન્ય ભક્તિથી, મનુષ્ય જે ઇચ્છે તે જ તેને મળી જાય છે. ભગવાન કહે છે –

**ભક્ત્યા ત્વનન્યયા શક્ય અહમેવંવિધોઽર્જુન।**
**જ્ઞાતું દ્રષ્ટું ચ તત્ત્વેન પ્રવેષ્ટું ચ પરન્તપ॥**
**મત્કર્મકૃન્મત્પરમો મદ્ભક્તઃ સઙ્ગવર્જિતઃ।**
**નિર્વૈરઃ સર્વભૂતેષુ યઃ સ મામેતિ પાણ્ડવ॥**

(ગીતા - ૧૧/૫૪-૫૫)

‘હે પરંતપ (અર્જુન)! અનન્ય ભક્તિ દ્વારા તો આ પ્રમાણે ચતુર્ભુજરૂપવાળો હું પ્રત્યક્ષ દેખાવા માટે, તત્ત્વથી જાણવા માટે તથા પ્રવેશ કરવા માટે અર્થાત્ એકીભાવે પ્રાપ્ત થવા માટે પણ શક્ય છું. હે પાંડુપુત્ર! જે મનુષ્ય કેવળ મારે જ માટે સઘળાં કર્તવ્યકર્મો કરનારો છે, મારે પરાયણ છે, મારો ભક્ત છે, આસક્તિરહિત છે અને સમસ્ત ભૂત-પ્રાણીઓમાં વેરભાવ વિનાનો છે તે અનન્ય ભક્તિયુક્ત મનુષ્ય મને જ પામે છે.’

આનું જ નામ એકનિષ્ઠ ભક્તિ, અવ્યભિચારિણી ભક્તિ, અનન્ય શરણ, અનન્ય પ્રેમ અને અનન્ય ભક્તિ છે.

આ બધી વાતો, કે જે ભગવાને કહી છે, તે અનુસાર મનુષ્યે પોતાનું જીવન બનાવવું જોઈએ. આ પ્રકારનું જીવન બનાવીને જ સંસારમાં જીવવું ધન્ય છે. સંસારના સઘળા પદાર્થો લોકોની દૃષ્ટિએ સંસારી છે, આપણી પોતાની દૃષ્ટિમાં નહીં. આપણી પોતાની દૃષ્ટિમાં તો ‘જે કંઈ

પણ પદાર્થો છે તે બધા ભગવાન છે તથા હું ભગવાનનો છું અને ભગવાન મારા છે, મારી સઘળી ક્રિયાઓ ભગવાન માટે જ છે' – આ પ્રમાણે સમજવું.

અથવા સૌને ભગવાનનું જ સ્વરૂપ સમજવા. ગીતામાં ભગવાને કહ્યું છે –

**બહૂનાં જન્મનામન્તે જ્ઞાનવાન્માં પ્રપદ્યતે ।**
**વાસુદેવઃ સર્વમિતિ સ મહાત્મા સુદુર્લભઃ ॥**

(ગીતા - ૭/૧૯)

'ઘણા જન્મોના અંતના જન્મમાં તત્ત્વજ્ઞાનને (ભગવાનના તત્ત્વના જ્ઞાનને) પામેલો મનુષ્ય 'સર્વ કાંઈ વાસુદેવ જ છે' – એ પ્રમાણે મને ભજે છે, તે મહાત્મા અત્યંત દુર્લભ છે.'

તેથી, કાં તો સૌમાં ભગવાનને જોવા અથવા તો સૌને ભગવાન સમજતા રહેવું અને આનંદમાં મગ્ન થતા રહેવું. આમ કરવાથી સ્થિતિ નીચી થાય જ શા માટે?

સંસારથી આપણું પોતાનું પ્રયોજન શું છે? ભલેને ગમે તે થાય, આપણે તો એમ જ સમજવું કે 'બધું ભગવાનનું છે, હું ભગવાનનો છું, બધા ભગવાનમાં છે, મારી સઘળી ક્રિયાઓ ભગવાનની પ્રેરણાથી – તેમની આજ્ઞાથી જ થઈ રહી છે અથવા હું તેમના માટે જ સર્વ કાંઈ કરી રહ્યો છું, ભગવાન જે કરાવી રહ્યા છે તે જ કરી રહ્યો છું.' – આ બધા ભાવ ભગવાનનું દર્શન કરવામાં સહાયક છે. તેથી આ પ્રમાણે સમજીને હરહંમેશ સર્વત્ર ભગવાનનો અનુભવ કરવો, તેમને ક્યારેય વીસરવા નહીં.

